# ઝાદે મુઅમિન

## (જન્મથી મૃત્યુ સુધી સફરનું ભાથુ)

તાલીફ

શૈખે તરીકત દાઈએ સુન્નત આલિમે રબ્બાની હઝરત અકદસ

**શાહ મવલાના મુનીર અહમદ સાહબ (દા.બ.)**

ખલીફએ અજલ – મુરશીદે ઉમ્મત હઝરત અકદસ શાહ મવલાના અ.હલીમ સાહબ

(નવ્વરલ્લાહુ મરકદહુ)

પ્રકાશક

**ઈદારા ફૈઝાને રહમત**

મુ. પો.તડકેશ્વર – સૂરત (ગુજરાત – ઈન્ડિયા)

મોબાઈલ : ૦૯૯૨૫૮૭૭૬૬૪

# ઝાદે મુઅમિન

## (જન્મથી મૃત્યુ સુધી સફરનું ભાથુ)


### તાલીફ

**શૈખે તરીકત દાઈએ સુન્નત આલિમે રબ્બાની હઝરત અકદસ**

**શાહ મવલાના મુનીર અહમદ સાહબ (દા.બ.)**

ખલીફએ અજલ – મુરશીદે ઉમ્મત હઝરત અકદસ શાહ મવલાના અ.હલીમ સાહબ

(નવ્વરલ્લાહુ મરકદહુ)





**પ્રકાશક**

**ઈદારા ફૈઝાને રહમત**

મુ. પો. તડકેશ્વર - સૂરત

(ગુજરાત - ઈન્ડિયા)

મોબાઈલ : ૦૯૯૨૫૮૭૭૬૬૪

કિતાબનું નામ : ઝાદે મુઅમિન

સંપાદક : શાહ મવલાના મુનીર અહમદ સા. (દા. બ.)

ગુજરાતી આવૃત્તિ : પહેલી

પ્રત : ૧૦૦૦

પ્રકાશન વર્ષ : ૧૪૩૭ / ૨૦૧૬

મૂલ્ય : રૂા ૩૦૦/–

PUBLISHED BY :

IDARA-FAIZAN-E-RAHMAT

AT: TADKESWER DIST: SURAT

GUJRAT - INDIA

MOB: 09925877664

# અનુક્રમણિકા

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ

# પ્રસ્તાવના

તઅલ્લુક મઅલ્લાહ (અલ્લાહ તઆલા સાથેનો સંબંધ ગાઢ બનાવવા) માટે બે ચીજો અનહદ જરૂરી છે. એક તો તઝ્કિયહ (નફસને અનિષ્ટો અને દુર્ગુણોથી પાક—સાફ કરવું) અને બીજી ચીઝ છે તહ્લિયહ (નફસને સદ્ગુણોથી શણગારવું).... આ બેઉ વસ્તુને પ્રાપ્ત કરવા માટે સુન્નતની પેરવી કરનાર શૈખે કામિલ (પ્રખર શૈખ) સાથે બયઅત અને ઈસ્લાહનો સંબંધ કાયમ કરવો જરૂરી થઈ જાય છે, જેની દેખરેખ હેઠળ હક અને સત્યનો તલબગાર માણસ સુલૂકનો માર્ગ પસાર કરે છે અને અલ્લાહ તઆલાના ફઝલથી મંઝિલે મકસૂદ (નિયુકત સ્થળ) સુધી પહોંચી જાય છે, પરંતુ ઘણીવાર એવું પણ બને છે કે, તલાશ અને શોધખોળ કરવા છતાંય પોતાની ઈચ્છાને અનુરૂપ અને પોતાની ઈચ્છા અનુસારનો કામિલ (સંપૂર્ણ નિપુણ) શૈખ મેળવી શકતો નથી, જેથી આવા માણસ માટે જરૂરી છે કે, તે તલાશ અને શોધખોળ કરતો રહે અને જ્યાં સુધી કામિયાબ ન થાય ત્યાં સુધી વિશ્વાસપાત્ર અને પ્રમાણભૂત ઉલમાએ કિરામે લખેલી કિતાબો દ્વારા પોતાની ઈસ્લાહ (સુધારણા) કરતો રહે અને આ જવાબદારીથી બિલકુલ બેપરવા ન રહે. ધગશ અને ધ્યાનના કારણે તેને અવશ્ય કામિયાબી મળી જશે, ઈન્શા અલ્લાહ.

આ જ જરૂરત અને હકીકતને નજર સમક્ષ રાખી આ કિતાબના આગામી પૃષ્ઠોમાં સંક્ષિપ્તરૂપે—ટૂંકાણમાં આ મહત્ત્વની ચીજોને રજૂ કરવામાં આવી છે, જેની પ્રત્યેક તે શખ્સને સખત જરૂરત પડતી રહે છે, જે પોતાની જિંદગી દીની રીતે પસાર કરવા ચાહે છે. આ જ કારણે અને આ જ

નિસ્બતથી આ કિતાબનું નામ "ઝાદે મુઅમિન" રાખવામાં આવ્યું છે. આ કિતાબ પઢીને તેને પોતાના જીવનમાં ઉતારવાની કોશિશ કરવામાં આવશે તો ચોકકસપણે એના સારા ફળો મળશે. ઈન્શા અલ્લાહ.

અલ્હમ્દુલિલ્લાહ, અત્યંત ઓછા સમયગાળામાં આ કિતાબની આશરે ચૌદ (૧૪) ઉર્દૂ આવૃત્તિઓ પ્રકાશિત થઇ ચૂકી છે. એની આવી લોકપ્રિયતા અને વધતી જતી માંગથી પ્રેરાઇને એની ગુજરાતી આવૃત્તિ પણ આપના સમક્ષ રજૂ કરતા આનંદની લાગણી અનુભવીએ છીએ. જેથી વધુથીવધુ લોકો તેનાથી લાભ ઉઠાવી શકે. આ સમયે અમો તે તમામ લોકોનો હાર્દિક આભાર વ્યકત કરીએ છીએ જેમણે આ કિતાબને પ્રકાશિત કરવામાં સહાય કરી. ખાસ કરી હઝરત મવલાના હસન ભડકોદ્રવી સાહેબ (દા.બ.), મવલાના શાકીર મુહંમદ બોરસદી સાહેબ (સલ્લમહુ) જેમણે કિતાબના ગુજરાતી ભાષાંતર તથા તેને તરતીબ આપવામાં મોટો ફાળો આપ્યો, એવી જ રીતે કારી ઝાકિર સાહબ ઈલોલવી જેમણે પ્રુફ રીડીંગમાં સહાય ફરમાવી. અલ્લાહ તઆલા તેમની સેવાઓને કબૂલ ફરમાવે. (આમીન)

કિતાબના આરંભમાં કેટલીક હિદાયતો (સૂચનો) આપવામાં આવી છે, એને જરૂર નજર સમક્ષ રાખી આપણે સૌ પઢીશું અને આ વાતોને પોતાની અમલી જિંદગીમાં ઉતારીશું, તો ઈન્શા અલ્લાહ આપણી દુનિયા અને આખિરત બંને સફળ અને સુશોભિત થઇ જશે. અલ્લાહ તઆલા અમલની તવફીક અતા ફરમાવે અને કબૂલિયતથી નવાઝે, આમીન !

મુહંમદ હબીબુર્રહમાન નદવી

ઇદારા ફયઝાને રહમત

તડકેશ્વર – સૂરત

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ .

# જરૂરી હિદાયતો

(૧) પેજ નં. ૨૫ થી પેજ નં ૪૯ સુધી વર્ણન કરેલ હિદાયતોને દરેક મહિને એક વખત અવશ્ય પઢતા રહો.

(૨) દરરોજ મુનાજાતે મકબૂલની એક મંઝિલ પઢયા કરો.

(૩) જાદુ અને અન્ય નુકસાનોથી હિફાઝત માટે કુર્આની આયતોની મંઝિલ દરરોજ એક વખત પઢયા કરો.

(૪) જો સમય અને મોકો હોય તો "ચાલીસ સલાતો–સલામ" દરરોજ, નહિ તો જુમ્આના દિવસે જરૂરથી પઢયા કરો.

(૫) દરેક મોકા અને પ્રસંગને અનુરૂપ પઢવાની સુન્નતો અને દુઆઓ યાદ કરીને એના પર અમલ કરવાની કોશિશ કરો.

(૬) "મુનાજાતે મન્ઝૂમ" અને "શજરહ"ને દિલચસ્પી અનુસાર પઢતા રહો.



الحمد لله رب العلمين و العاقبة للمتقين والصلوٰة والسلام على سيّد المرسلين و على آله اجمعين و من تبعهم بإحسان إلى يوم الدين.......... أمابعد !

## બયઅત થવું સુન્નત છે અને એનાથી દીનમાં આસાની પેદા થાય છે

(૧) બયઅત થવું સુન્નત છે. પૂરા દીન પર અમલ કરવો ફર્ઝ છે. હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ સહાબએ કિરામ રિદવાનુલ્લાહિ તઆલા અલયહિમ અજમઈનથી ઈમાન, જિહાદ અને આ'માલ પર બયઅત લીધી હતી. (હયાતુસ્સહાબા – ૧/૩૧૦,૩૩૬)માં એની વિગત મોજૂદ છે. બયઅત થવાથી દીન પર અમલ કરવાનું આસાન થઈ જાય છે; પરંતુ દીનમાં તરક્કી માટે જરૂરી છે કે, પોતાના હાલાતની ખબર પોતાના શૈખને કરતો રહયા કરે. પછી જે જવાબ આવે તેના પ્રમાણે અમલ કરે. ડૉકટરથી ગમે તેટલી દોસ્તી કેમ ન હોય, પરંતુ જ્યાં સુધી પોતાની બીમારી જાહેર કરીને તેણે બતાવેલી દવાનો ઉપયોગ નહિ કરે ત્યાં સુધી કશો ફાયદો થશે નહિ.

## તરક્કીના બે નિયમો

ઈત્તિલાઅ (ખબર કરવી) અને ઈત્તિબાઅ (અનુસરણ)ના તરક્કીના બે મર્મ અને બે નિયમો છે. એટલા માટે દરેક મહિને પોતાના હાલાતની ખબર જરૂર આપ્યા કરે. જરૂરત પડે તો એક મહિનામાં એકથી વધુ કાગળ પણ લખી શકે છે. ડૉકટર ફકત દવા આપે છે, શિફા અલ્લાહ તઆલા આપે છે. એ જ પ્રમાણે શૈખ ફક્ત ઈલાજ બતાવે છે, નફો–ફાયદો અલ્લાહ તઆલા અતા ફરમાવે છે.

## અમુક પાબંદીઓ, અમુક ઝિમ્મેદારીઓ

આ વાત યાદ રાખે કે, બયઅત થવાથી દુનિયાનાં કામોમાં તરક્કી અને બીમારીથી શિફાનો કોઈ સંબંધ નથી. આ વાત અલગ છે કે, બરકતવાળા આ'માલ કરવાથી બરકત આવી જાય છે. બયઅત થવું અને સિલસિલામાં દાખલ થવું એ કોઈ રિવાજી અને શોખની વસ્તુ નથી, જેના માટે કંઈક માનવું અને કંઈક કરવુ ન પડે; બલકે આ એક અહદો–મુઆહદહ કે કોલ–કરાર અને એક નવી દીની અને ઈમાની જિંદગીની શરૂઆત છે, જેનો હેતુ અને મકસદ જિંદગીમાં કંઈક પરિવર્તન, અમુક પાબંદી અને અમુક જિમ્મેદારીઓ છે, જેને પૂરી કરવી જરૂરી છે.

## માન્યતા (અકીદહ) દુરુસ્ત તો ઇમાન મજબૂત

સૌથી પહેલાં જરૂરી વાત આ છે કે, અકીદહ– માન્યતા દુરુસ્ત અને મજબૂત કરવામાં આવે અને એ વાતનો ઈકરાર અને એ વાત પર ઈમાન હોય કે, અલ્લાહ તઆલા સિવાય બીજા કોઈના કબજામાં જિંદગી અને મૌતનો, તંદુરસ્તી અને શિફા આપવાનો, અવલાદ આપવાનો, રોઝી આપવાનો અને તકદીરને સારી કે બુરી કરવાનો ઈખ્તિયાર– અધિકાર નથી. અલ્લાહ

તઆલા સિવાય બીજો કોઇ ઈબાદતને લાયક નથી અને તેના સિવાય કોઈની સામે સજદો કરી શકાતો નથી, ન તો જરૂરત પૂરી કરવાનો અને મુશ્કેલી દૂર કરવાનો સવાલ કરી શકાય છે.

## તમામ અમ્બિયાએ કિરામ (અલ.) માં અંતિમ અને દરેકના માટે નજાતનો વસીલહ

(૨) સય્યિદુલ મુર્સલીન અને ખાતમુન્નબિય્યીન હઝરત મુહમ્મદ રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને અલ્લાહના આખરી નબી અને હિદાયતના માધ્યમ, શફાઅતના વસીલા અને સૌથી વધુ મુહબ્બત, અઝમત, ઈત્તિબાઅ અને પેરવીના મુસ્તહિક સમજવામાં આવે અને દરેક અમલમાં હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સુન્નતો પર અમલ કરવાની કોશિશ કરવામાં આવે.

## એક બીજો મા'મૂલ

દીની અને દુન્યવી મામલાઓમાં આપની હિદાયાત, મઅલૂમાત અને દસ્તૂર પર અમલ કરવાની કોશિશ કરવામાં આવે. હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સીરતે પાકના વાંચનનો એહતિમામ – પ્રબંધ કરવામાં આવે તેમજ હદીસોના અભ્યાસનો પણ શોખ પેદા કરવામાં આવે.

## સૌથી અહમ ફરીઝહ

(૩) સૌથી અહમ ફરીઝહ અને જરૂરી ચીજ નમાઝોને પોતાના સમય પર એહતિમામ અને સુન્નતોની પાબંદીની સાથે અદા કરવુ છે. એમાં ગફલત અને લાપરવાહીની ભરપાઈ કોઇ ચીજ કરી શકતી નથી. પાંચ વખતની નમાઝ

જમાઅત અને તકબીરે ઊલા સાથે યથાશક્તિ મસ્જિદમાં જ અદા કરવામાં આવે અને નમાઝોને દિલ લગાડીને પઢવાની કોશિશ કરવામાં આવે. ઔરતો આ નમાઝોને પોતાના સમયે ઘરમાં પઢવાની કોશિશ કરે. ઘરનાં કામોની મશગૂલી અને જિમ્મેદારીઓના કારણે નમાઝોમાં સુસ્તી અને મોડું ન કરે.

## તહજ્જુદનો એહતિમામ (પ્રબંધ)

નફલ નમાઝોમાં ખાસ કરીને તહજ્જુદની નમાઝની વિશેષરૂપે પાબંદી કરે. રાતના અંત ભાગમાં જો ન ઊઠી શકે તો ઈશાની નમાઝ પછી ઓછામાં ઓછી ચાર રકા'ત તહજ્જુદની નિય્યતથી પઢી લે. તદુપરાંત, ઈશ્રાક, ચાશ્ત, અવ્વાબીન અને સલાતુત્તસ્બીહ મોકો મળે તો પઢયા કરે. જો કઝા નમાઝ બાકી હોય તો નફલ નમાઝની જગ્યાએ એને અદા કરવાની પાબંદી કરવામાં આવે.

## ઉલમાએ કિરામથી માલૂમ કરો

એવી જ રીતે તંદુરસ્તી અને શક્તિ અનુસાર રમઝાન શરીફના રોઝા સિવાય નફલ રોઝાની અદાયગી કરવી અને પોતાના માથે રોઝા બાકી હોય તો પહેલાં તે રોઝાને અદા કરે. પોતાના માલની ઝકાત અને હજના મસાઈલ ઉલમાએ કિરામથી માલૂમ કરે અને પછી તે મુજબ અમલ કરે.

## આદતો પર ઇબાદતોનો સવાબ પ્રાપ્ત કરો

(૪) દીની અને દુન્યવી બંને કામોમાં સવાબ અને અલ્લાહની રઝામંદીની નિય્યતની પ્રેક્ટિશ કરવામાં આવે. અખ્લાક અને મુઆમલાત તથા જિંદગીના મા'લૂમાતમાં પણ એનો એહતિમામ કરવામાં આવે, જેથી

એના પર ઈબાદતનો સવાબ મળે. એને યથા શકિત શરીઅત અને સુન્નત પ્રમાણે કરવાની કોશિશ કરવામાં આવે. આ વાત યાદ રહે કે, સહીહ નિય્યત અને શરીઅત અનુસાર અમલ કરવાથી આદત એ ઈબાદત બની જાય છે. મુબાહ કામ સવાબનો અમલ બની જાય છે.

## આ સદ્ગુણો સિવાય કોઇ બંદો વલી બની શકતો નથી

(૫) અખ્લાકી અને મિજાઝી (નૈતિક અને સ્વાભાવિક) કમઝોરીઓ, ગુનાહ અને નાફરમાનીથી બચવાનો બહુ જ એહતિમામ (પ્રબંધ) કરે. જાહિરી અને બાતિની–બાહ્ય અને આંતરિક – બંને ગુનાહોથી બચવાની કોશિશ કરે. હસદ, કીના, અપાર ક્રોધ, બદગોઇ, બદઝબાની, રિયા (દંભ), ગીબત, અભિમાન, ગર્વ–ઘમંડ અને માલ–દોલત તથા દુનિયાની અપાર મુહબ્બતથી બચવાની યથાસંભવ કોશિશ કરે. આ વાત યાદ રાખે કે, અલ્લાહ તઆલાની નાફરમાની અને ગુનાહોની સાથે કોઈ પણ માણસ અલ્લાહનો વલી અને મકબૂલ બંદો બની શકતો નથી.

## આ દરેક હાલતમાં જરૂરી છે

આ વાત પણ યાદ રાખવા જેવી છે કે, વિર્દ– વઝાઈફ (અઝકાર અને અવરાદ) અને તિલાવતના મા'મૂલાતમાં ફુરસદ, હિમ્મત, સિહ્હત અને શકિતના લિહાઝથી વધારો કે ઘટાડો કરી શકે છે; પરંતુ મુઆમલાતની સફાઈ, મુઆશરત (સામાજિક્તા)ની પાકીઝગી અને ઈખ્લાસની દુરુસ્તીનો પ્રબંધ દરેક હાલતમાં જરૂરી છે. સામાન્ય રીતે લોકો ઈબાદત અને મા'મૂલાતની પાબંદી તો કરી લે છે; પરંતુ મઆમલાતની સફાઇ અને મુઆશરતની સફાઈનો એહતિમામ નથી કરતા, હાલાંકે જેવી રીતે

શરીઅતના અહકામ ઈબાદત સંબંધિત છે, એવી જ રીતે મુઆમલાત, મુઆશરત અને અખ્લાક સંબંધિત પણ છે. એના મસાઈલ અને અહકામ ઉલમાએ કિરામથી માલૂમ કરીને અમલ કરવાની કોશિશ કરવામાં આવે.

## પડી ગયા, પડીને ઊભા થયા અને ફરી ચાલવા માંડયા

(૬) એક જરૂરી વાત આ છે કે, જે બાબતોથી તૌબા કરવામાં આવી છે, એનાથી બચવાનો ઘણો જ પ્રબંધ કરવામાં આવે. જો કોઈ ભૂલ થઈ જાય તો ફરીથી બને તેટલી જલદી તૌબા કરી લેવામાં આવે. જો વાજિબ ઈબાદાત–નમાઝ, રોઝા વગેરે છૂટી ગયાં હોય તો એને અદા કરવાનું શરૂ કરી દે, કારણ કે તૌબા કરવાથી વખત પર અદા ન કરવાના ગુનાહ માફ થાય છે. અસલ ફર્ઝ બાકી રહે છે. એવી જ રીતે જો બંદાઓના જાની અથવા માલી હક્કો છૂટી ગયા હોય તો એને અદા કરવાની ફિકરમાં લાગી જાય અથવા હકદારોથી માફ કરાવી લે, કારણ કે મખ્લૂકના હક્કો અદા કર્યા વગર જો જિંદગીભર મહેનત – મુજાહદહ કરશે, તો પણ મૂળ હેતુ સુધી પહોંચી શકાશે નહિ, એટલે કે નજાત મળી શકશે નહિ.

## હકો (અધિકારો)ની વિગત

જાની હુકૂકમાં મુસલમાનોની માનહાનિ, ઉલમાએ કિરામનું અપમાન, કોઈને ગાળ– ગલોચ, ગીબત, ચુગલખોરી વગેરે દરેક ચીજ શામેલ છે. માલી હુકૂકમાં કોઈનો હક દબાવી લેવો કે છીનવી લેવો અથવા દુન્યવી કાનૂનની આડમાં કોઈ હકદારનો હક અદા ન કરવો, વારસા વહેંચણીમાં બહેનોનો હિસ્સો ન દેવો, ખરીદ–વેચાણમાં ધોકો આપવો, તાકાત અને

કુવ્વતના બળે બીજાઓની જમીન–જાઈદાદ છીનવી લેવી– પડાવી લેવી અને રિશ્વત–લાંચ વગેરે દરેક વસ્તુ તેમાં શામેલ છે.

## અપમાન કરવાથી બચવું જરૂરી છે

(૭) સામાન્ય રીતે આમ મુસલમાનોનું અપમાન કરવાથી અને વિશેષ રૂપે ઉલમાએ કિરામનું અપમાન કરવાથી પરહેઝ કરો, જેમાં સહાબએ કિરામ (રદિ.), અવલિયા અલ્લાહ (રહ.), અઈમ્મ–એ મુજતહિદીન, મુહદ્દિસીન, હાલ અને ભુતકાળના ઉલમાએ હક અને કોઈ પણ ક્ષેત્રે દીની કામ કરનારાઓ –દરેક તેમાં શામેલ છે. આ જરૂરી નથી કે, દરેક આલિમની પેરવી કરવામાં આવે. ઈત્તિબાઅ અલગ વસ્તુ છે અને એહતેરામ બીજી વસ્તુ છે, એટલા માટે દિલથી દરેકનો એહતેરામ અને અમલથી ઈકરામ જરૂરી છે.

## બે મહત્વના પુસ્તકો

આ વિષય પર હઝરત મુસ્લિહુલ ઉમ્મત મવલાના શાહ વસિય્યુલ્લાહ સા. રહ.એ લખેલ રિસાલહ "તવકીરુલ ઉલમાઅ્" હઝરત શયખુલ હદીસ મવલાના મુહમ્મદ ઝકરિય્યા સા. રહ.એ લખેલ રિસાલહ "એ'તિદાલ" જે "ઈસ્લામી સિયાસત"ના નામે મશહૂર છે, વાંચવા યોગ્ય, અભ્યાસપાત્ર અને સાચવી રાખવા જેવા છે. એવી રીતે તમામ દીની કામ કરનારાઓનો એહતિરામ, એમની મદદ અને એમના માટે દુઆ કરવી જોઈએ. દાવતો–તબ્લીગ, તસ્નીફો–તા'લીફ (લેખન કાર્ય), વઅઝો–તકરીર, બયઅતો– ઈરશાદ અને ઈસ્લામી ખાનકાહો – આ સર્વ દીની કામો છે.

## એક ઘણો જ ઉપયોગી ઉસૂલ (નિયમ)

દરેક માણસ અમલી રીતે દરેક કામમાં શરીક થઈ શકતો નથી, પરંતુ

દુઆ અને મદદથી એની બરકત પ્રાપ્ત કરી શકે છે. એટલા માટે બધા દીની કામ કરનારાઓને રફીક–દોસ્ત સમજો, ફરીક–પ્રતિસ્પર્ધી ન સમજો. દરેકના માટે સહાયક અને ઉપયોગી બનવાની કોશિશ કરો, કોઈના માટે અવરોધ અને નુકસાનકર્તા ન બનો. ટીકા–ટિપ્પણ અને ઈન્કારથી હંમેશા બચતા રહો, કારણ કે ટીકા– ટિપ્પણથી માણસ એ કામની બરકતથી મેહરૂમ થઈ જાય છે.

## પોતાની ઇસ્લાહની ફિકરની સાથે કામ કરવાની જરૂરત

(૮) દા'વતો–તબ્લીગમાં પરોવાયેલા દોસ્તો ઉસૂલની પાબંદી, ધગશ, ફિક્ર અને તડપ સહિત જમાઅતનું કામ કરતા રહે અને પોતાની ઈસ્લાહની ફિકરની સાથે કામ કરે. આ કામમાં મરકઝના મશ્વેરાના તાબે રહે, કારણ કે શયતાન દીની કામ કરનારાઓને જાહેરી ભયંકર ગુનાહોમાં સપડાવતો નથી, બલકે રૂહાની અને દિલી ગુનાહ–જેમ કે, અભિમાન, ઈર્ષ્યા, દુશ્મની, કીના–કપટ, અહંકાર વગેરેમાં સપડાવી દે છે, એટલા માટે પોતાની રૂહાની અને દિલી અને બાતિની કેફિયતના વિશે પોતાના શૈખની હિદાયતના પાબંદ રહે. રૂહાની અને કલ્બી–દિલી બીમારીઓના ઈલાજ વિશે હંમેશા ફિકરમંદ રહે.

## શૈખથી તરત જ સંપર્ક કરે

જો તમને સ્વજાતની બાહ્ય અથવા આંતરિક કોઈ બીમારી સમજમાં આવે–દા. ત. આપણી જ તશ્કીલ દ્વારા કોઈ સાથી જમાઅતના કામમાં વર્ષોવર્ષ પછી જોડાયો, પરંતુ મુજાહદહ, કુરબાની અને ઈખ્લાસના કારણે

તરક્કી કરી ગયો, એનાં બયાનો સાંભળીને લોકો એના વખાણ કરે છે અને તમારા વખાણ કરતા નથી, દિલમાં જલન–ઈર્ષા પેદા થાય છે, તો એવી હાલતમાં તરત જ શૈખને તેની જાણ કરે, કારણ કે એ ગુનાહોનો ઈલાજ કર્યા વગર "ઈકરામે મુસ્લિમ" પર પૂરો અમલ થઈ શકતો નથી. હાલાં કે દાવતો–તબ્લીગના છ નંબરોમાં આ વાત ઘણી અહમ (મહત્ત્વંત) છે. એનો સંબંધ અલ્લાહ તઆલાના બંદાઓ સાથે છે અને હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની ઉમ્મત સાથે છે. યાદ રાખો, ઈસ્લામી તા'લીમાતનો ખુલાસો કુલ બે વાતો છે : ખાલિકનો હક અદા કરવો અને મખ્લૂકનો હક અદા કરવો.

મસ્જિદવાર જમાઅતનાં પાંચ કામોને અકાબિરે સૂચવેલા તરીકા મુજબ કરવાની કોશિશ કરો.

## ઝિક્ર પહેલાં કરવાની નિય્યત અને દુઆ

હે અલ્લાહ ! હું એ નિય્યતથી તારો ઝિક્ર કરી રહ્યો છું કે એનાથી અમારાં દિલોનો કાટ–મેલ દૂર થઈ જાય તથા બાહ્ય અને આંતરિક (ઝાહિરી અને બાતિની) તમામ પ્રકારની બુરાઈઓ હંમેશા માટે છૂટી જાય અને તારી કામિલ ઈતાઅત પર ઈસ્તિકામત (અડગતા) પ્રાપ્ત થઈ જાય. હે અલ્લાહ! તુ અમને એ દોલત નસીબ ફરમાવી દે અને કબૂલ ફરમાવી લે અને પોતાની મઅરિફત અને મુહબ્બતનું કામિલ નૂર પણ અતા ફરમાવી દે.

## ઝિક્રના મા'મૂલાત

(૯) સવાર–સાંજ પોતાના હાલાત અને સંજોગોને ધ્યાનમાં રાખી

વખત નક્કી કરી લો અને પછી તે સમયે (૧) ત્રીજો કલિમહ :

" سُبْحَانَ اللّٰهِ وَالْحَمْدُ لِلّٰهِ وَلَآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَاللّٰهُ اَكْبَرُ وَ لَاحَوْلَ وَلَاقُوَّةَ اِلَّا بِاللّٰهِ الْعَلِيِّ الْعَظِيْمِ "

**સુબ્હાનલ્લાહિ વલ્ હમ્દુલિલ્લાહિ વલા-ઈલાહ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર વલા હવ્લ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહિલ્ અલીચ્ચિલ્ અઝીમ.**

(૧૦૦ વાર)

(૨) દુરૂદ શરીફ :

"اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا وَمَوْلَانَا مُحَمَّدٍ وَّعَلٰى آلِهٖ وَاَصْحَابِهٖ وَ بَارِكْ وَسَلِّمْ "

**અલ્લાહુમ્મ સલ્લિ અલા સચ્ચિદિના વ મવ્લાના મુહમ્મદિં વ -અલા આ-લિહી વ અસ્હાબિહી વ બારિક વ સલ્લિમ.**

صَلَّى اللّٰهُ عَلَى النَّبِيِّ الْاُمِّيِّ وَسَلَّمْ۔ **અથવા**

**સલ્લલ્લાહુ અલન્નબિચ્ચિલ્ ઉમ્મિચી વ સલ્લમ**

અથવા જે દુરૂદ શરીફ યાદ હોય તેને ૧૦૦ વાર અને

(૩) ઈસ્તિગફાર :

"اَسْتَغْفِرُ اللّٰهَ الَّذِىْ لَآ اِلٰهَ اِلَّا هُوَ الْحَىُّ الْقَيُّوْمُ وَاَتُوْبُ اِلَيْهِ"

**અસ્તગ્ફિરુલ્લા-હલ્લઝી લા-ઈલાહ ઈલ્લા હુવલ્ હચ્ચુલ્ કચ્ચૂમુ વ અતૂબુ ઈલચહિ**

સો વાર તવજ્જુહ અને ધ્યાનથી પઢયા કરો. જે માણસોને વધારે ફુરસદ હોય અને વખત હોય અને પાબંદી કરી શકે તો તે ત્રણ સો વાર કલિમએ તય્યિબહ અને ત્રણ સો વાર દુરૂદ શરીફનો વધારો કરી લે.

## ઉલમાએ કિરામ માટે ૧૨ (બાર) તસ્બીહ

ઉલમાએ કિરામ અને જે હઝરાતને વધારે મોકો અને ફુરસદ હોય તો તેઓ મશ્વેરા પછી ૧૨ (બાર) તસ્બીહની પાબંદી કરે. એના માટે બેહતર અને સારો વખત તહજ્જુદ પછી અને ફજર પૂર્વેનો છે અને જો એ વખતે પાબંદી ન થઈ શકે તો ફજરની નમાઝ પછી પઢી લે અથવા જ્યારે મોકો મળે ત્યારે પઢી લે. એની રીત આ છે કે, બા–વુઝૂ કિબ્લા તરફ મોઢું કરી ચાર ઝાનૂ (પલાંઠી વાળીને) બેસીને ત્રણ વખત

" اَللّٰهُمَّ طَهِّرْ قَلْبِىْ عَنْ غَيْرِكَ وَ نَوِّرْ قَلْبِىْ بِنُوْرِ مَعْرِفَتِكَ يَا اَللّٰهُ يَا اَللّٰهُ يَا اَللّٰهُ "

**અલ્લાહુમ્મ તહ્હિર કલ્બી અન્ ગયરિક, વ નવ્વિર કલ્બી બિનૂરિ મઅરિફતિક યા અલ્લાહુ યા અલ્લાહુ યા અલ્લાહુ**

પઢે, જેથી કલ્બ–દિલ ઝિક્રની તરફ મુતવજ્જેહ થઈ જાય. એ પછી અગિયાર વખત

" اَسْتَغْفِرُ اللّٰهَ الَّذِىْ لَآ اِلٰهَ اِلَّا هُوَ الْحَىُّ الْقَيُّوْمُ وَاَتُوْبُ اِلَيْهِ "

**અસ્તગ્ફિરુલ્લા–હલ્લઝી લા–ઈલાહ ઈલ્લા હુવલ્ હય્યુલ્ કય્યૂમુ વ અતૂબુ ઈલયહિ**

પઢે. ત્યાર બાદ અગિયાર વાર દુરૂદ શરીફ

"اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا وَمَوْلَانَا مُحَمَّدٍ وَّعَلٰى آلِهٖ وَاَصْحَابِهٖ وَ بَارِكْ وَسَلِّمْ "

**અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિના વ મવ્લાના મુહમ્મદિં વ-અલા આ-લિહી વ અસ્હાબિહી વ બારિક વ સલ્લિમ.**

પઢે. એ પછી બસો વખત "لَا اِلٰـــهَ اِلَّا اللّٰهُ" દરમિયાની અવાજે અને સહેજ ઝર્બ સાથે પઢે. નવ-દસ વખત "لَا اِلٰهَ اِلَّا اللّٰهُ" પઢયા પછી " "مُحَمَّدٌ رَّسُوْلُ اللّٰهِ ﷺ મેળવી લે, પછી اِلَّا اللّٰهُ ચાર સો વખત. કદી કદી પૂરું "لَا اِلٰهَ اِلَّا اللّٰهُ" કહી લે, પછી "اَللّٰهُ اَللّٰهُ" છ સો વખત. ત્યાર બાદ "اَللّٰهُ" સો વખત પઢે. પછી દુરૂદ શરીફ અગિયાર વખત અને ઈસ્તિગફાર અગિયાર વખત પઢીને દુઆ માંગીને ખતમ કરે. સિહ્હત, તંદુરસ્તી, શક્તિ અને ફુરસદ વગેરેને ધ્યાનમાં રાખીને આ મા'મૂલાત નક્કી કરવા જોઈએ.

## શેખની હિદાયતને અનુસરવું જરૂરી છે

આ સંદર્ભમાં શેખની હિદાયતની ઈત્તિબાઅ – પેરવી કરવી ઘણી જરૂરી છે. એ સિવાય ફારિગ વખતને અલ્લાહ તઆલાના ઝિક્રથી મા'મૂર (આબાદ) રાખે, કારણ કે તે આખિરતનો સહારો અને આત્મસંતોષનું માધ્યમ છે અને ચાલતાં – ફરતાં, ઊઠતાં-બેસતાં તબિયત જે ઝિક્રથી માનૂસ (પ્રેરિત) થાય એને પઢયા કરે. આકા વ મવલા હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી ખાસ વખતમાં, સવાર-સાંજ, ખાવા-પીવા, સૂ વગેરેની જે દુઆઓ નકલ કરવામાં આવી છે એને યાદ કરીને મા'મૂ

બનાવવાની કોશિશ કરે. મા'મૂલાતની પાબંદીની સાથે મુઆમલાતની સફાઈની પણ ફિકર કરે.

## સુન્નતનું અનુકરણ જ અસલ બુઝુર્ગીનો માપદંડ

(૧૦) સુન્નતની પેરવીનો ઘણો જ એહતિમામ (પ્રબંધ) કરે. ઈબાદાત, મુઆમલાત, અખ્લાક અને મુઆશરત – આ સઘળી બાબતોમાં હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સુન્નતને નજર સમક્ષ રાખે. સુન્નતોની પેરવી કરીને માણસ અલ્લાહ તઆલાનો મહબૂબ બની જાય છે. વિલાયત, બુઝુર્ગી અને અલ્લાહ તઆલાની નજીક મકબૂલિયતનો માપદંડ અને કસોટી સુન્નતની પેરવી જ છે. એના માટે ડૉકટર અબ્દુલ હય સાહબ (રહ.)ની કિતાબ "ઉસ્વએ રસૂલે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)"થી ઘણી મદદ મળશે અને કિતાબ "ગુલદસ્ત–એ–સુન્નત", "રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સુન્નતો" અને "શમાઈલે કુબ્રા" (મુઅલ્લિફ : જનાબ મવલાના મુફતી ઈરશાદ અહમદ સાહબ કાસિમી)ને પોતાની પાસે રાખે. એનાથી અમલ કરવામાં સરળતા અને સુગમતા રહેશે.

## પોતાના મર્હૂમોને યાદ રાખે

(૧૧) પોતાના દરરોજના મા'મૂલાતમાં પોતાના હયાત અને મર્હૂમ વાલિદૈન, સગાં–સ્નેહીઓ, અસાતિઝહ, મશાઈખ, મુહસિનીન, મુખ્લિસીન અને તમામ મુસલમાનોના હકમાં દુઆ અને ઈસાલે સવાબને શામિલ કરી લો. મોકા અનુસાર અને હેસિયત મુજબ એક–બે રૂપિયા સદકા અને ખૈરાત કરીને પણ ઈસાલે સવાબ પહોંચાડતા રહો. આ વાત યાદ રાખો કે, આ

દુનિયા આદાન–પ્રદાન અથવા અદલા–બદલાની દુનિયા છે. જો આપ મર્હૂમોના હકમાં ઈસાલે સવાબ કરતા રહેશો, તો આપના મરણ પછી લોકો આપના માટે પણ ઈસાલે સવાબ કરશે અને જો આપ મર્હૂમોને ભૂલી જશો તો લોકો આપને પણ ભૂલી જશે. પોતાના ઈમાન પર ખાતિમહ અને હિદાયત પર બાકી રહેવા, બલકે પૂરી ઈન્સાનિયતની હિદાયતના માટે અલ્લાહ તઆલા શાનુહૂથી દુઆ માંગતા રહો. તમામ દીની કામોની તરક્કી અને એની હિફાઝત અને દીની કામ કરનારાઓની તરફદારી અને ગલબા (વર્ચસ્વ) માટે અલ્લાહ તઆલાથી દુઆ કરતા રહો.

## એક મા'મૂલ આ પણ રાખો

એક મા'મૂલ – નિત્યક્રમ આ પણ રાખો કે ઉલમાએ અહલે હકની કિતાબો, અવલિયા– અલ્લાહની સવાનેહે હયાત (જીવનચરિત્રો), એમના મવાઈઝ અને મલ્ફૂઝાત પઢવા અને સાંભળવાનો એહતિમામ (પ્રબંધ) કરો. હઝરત હકીમુલ ઉમ્મત મવલાના અશરફઅલી સાહબ થાનવી (રહ.), મુસ્લિહુલ ઉમ્મત હઝરત શાહ વસિય્યુલ્લાહ સાહબ (રહ.), હઝરત શયખુલ હદીષ મવલાના મુહમ્મદ ઝકરિય્યા સાહબ (રહ.)ની કિતાબો, એવી જ રીતે ઉલમાએ કિરામથી પૂછીને બીજા અકાબિરની ઈસ્લાહી કિતાબોનો અભ્યાસ કરો. હઝરત મવલાના મુફતી મુહમ્મદ શફીઅ સાહબ (રહ.) ની કિતાબ "તફસીરે મઆરિફુલ કુર્આન" અને હઝરત મવલાના મુહમ્મદ મન્ઝૂર નોઅમાની સાહબ (રહ.) ની કિતાબ "મઆરિફુલ હદીસ" અને હઝરત હકીમુલ ઉમ્મત મવલાના અશરફ અલી સાહબ થાનવી (રહ.) ની કિતાબ "બેહિશ્તી ઝેવર" જરૂર ઘરમાં વસાવો. એને પઢતાં રહો. જે વાત સમજમાં ન આવે, તે ઉલમાએ કિરામને પૂછી લ્યો. જિંદગીને ઈસ્લામી બીબામાં ઢાળવા

જિંદગીનો સહીહ મકસદ માલૂમ કરવા અને શરીઅતના મિજાઝ (સ્વભાવ) સમજવા માટે હઝરત હકીમુલ ઉમ્મત મવલાના અશરફઅલી સાહબ થાનવી (રહ.) ના મવાઈઝ અને મલ્ફૂઝાતનો અભ્યાસ કરો.

## ઔરતો માટે અતિ જરૂરી વાત

ઔરતો માટે "બેહિશ્તી ઝેવર"નું વાંચન અને જે ઔરતો અનપઢ – અભણ હોય તેમના માટે "બેહિશ્તી ઝેવર"નું સાંભળવું પણ બહુ જ જરૂરી છે. એમાં જન્મથી લઈને મૌત સુધીના અહકામ અને મસાઈલ, બાળકોની તા'લીમ અને તરબિયત અને પતિઓના હક્કો વગેરેની હિદાયતો (સૂચનો) છે. એના પર અમલ કરવાથી જિંદગી ખુશગવાર (સુરુચિપૂર્ણ) થશે તથા દુનિયા અને આખિરત સુધરી જશે.

## રહમતે ઇલાહિય્યહને આકર્ષક બનાવનારી એક સિફત (ગુણ)

(૧૩) બયઅત થયા પછી મા'મૂલાતની પાબંદીની સાથે પોતાની ઝાહિરી અને બાતિની ઈસ્લાહની ફિકર, ઈન્કિસારી અને આજિઝી (નમ્રતા તથા કાકલૂદી) અલ્લાહ તઆલાની નજીક પસંદિત અમલ છે. પોતાની કોતાહી અને આજિઝી અને પોતાની ના–અહલી (લાયક ન હોવું)નો એહસાસ અને પોતાને બધાથી નાનો અને તદ્દન અપાત્ર સમજવો–આ રસ્તાની સૌથી ઊંચી વાત છે અને એમાં જ સાલિકની હિફાઝત અને એની તરક્કીનું રહસ્ય છુપાયેલું છે. આ વાત યાદ રહે કે, જ્યાં સુધી ઈન્સાન પોતાને અપાત્ર અને અયોગ્ય સમજતો રહે છે ત્યાં સુધી જ એની તરફ રહમતે ઈલાહી મુતવજ્જેહ (આકૃષ્ટ) રહે છે, નહિતર તે તરક્કી કરવાથી અટકી જાય છે.

## અધૂરી, અપૂર્ણ અને ખામીયુક્ત મુહબ્બત છે

(૧૪) એક બીજી અહમ–મહત્ત્વંત અને જરૂરી વાત આ છે કે, ઘરના ઝિમ્મેદારો, બાળકોનાં મા–બાપ અને વર્તમાન પેઢીના સરપસ્તોએ પોતાની દીની ફિકરની સાથોસાથ પોતાનાં બાળકો અને ભાવી પેઢીને દીનની જરૂરિયાતો, એટલે કે ઈસ્લામી અકાઈદ, દીની ફરાઈઝ અને ઈસ્લામી અખ્લાકથી માહિતગાર કરવાની અને એમને તાલીમથી સુસજ્જ કરવાની ફિકર–ચિંતા અને બંદોબસ્ત પોતે કરવાનો છે. એને પોતાની એવી જ ઈન્સાની અને ઈસ્લામી ફરજ સમજે, જેમ કે બાળકોના ખોરાક, લિબાસ, તંદુરસ્તી અને બીમારીના ઈલાજની જવાબદારીને સમજે છે અને એનો બંદોબસ્ત કરે છે, બલકે હકીકતમાં દીનની જરૂરત, ઈમાનિયાત અને અકાઈદની તા'લીમ અને સહીહ ઈસ્લામી અકીદાની હિફાઝત અને તકવિયત (પુખ્તતા)નું કામ શારીરિક અને પ્રાકૃતિક જરૂરિયાતની પરિપૂર્ણતા અને એના ઈન્તિઝામથી પણ વધુ જરૂરી છે અને એનાથી ગફલત – બેપરવાહી તે માનવીય અને શારીરિક જરૂરિયાતની પરિપૂર્ણતાથી ગફલત વર્તવાથી વધુ ખતરનાક અને ભયાનક કાયમી દુષ્ટ પરિણામોનું નિમિત્ત છે, કારણ કે દીની તાલીમ અને તરબિયત તથા સહીહ ઈસ્લામી અકાઈદનો મામલો એક લા–ફાની (અમર) અને અનંત જિંદગીના અંત અને સારાં–ખરાબ પરિણામોથી સંબંધ ધરાવે છે.

અલ્લાહ તઆલા શાનુહૂનો પાક ઈરશાદ છે :

﴿ يَـٰٓأَيُّهَا ٱلَّذِينَ ءَامَنُوا۟ قُوٓا۟ أَنفُسَكُمْ وَأَهْلِيكُمْ نَارًا ﴾

**યા–અય્યુહલ્લઝીન આ–મનૂ કૂ અન્ફુસકુમ વ અહલીકુમ નારન.**

*હે ઈમાનવાળાઓ ! પોતાને અને પોતાના ઘરવાળાઓને દોઝખની આગથી બચાવો. (સૂરએ તહરીમ : ૬)*

**તથા આપણા આકા અને મવલા, અલ્લાહના અંતિમ રસૂલ હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો પાક ઈરશાદ છે કે,**

"كُلُّكُمْ رَاعٍ وَكُلُّكُمْ مَسْئُوْلٌ عَنْ رَعِيَّتِهٖ"

*"તમારા પૈકી દરેક વ્યક્તિ હાકિમ અને સરદાર છે અને તમારા પૈકી દરેક વ્યક્તિતને તેના હાથ નીચે રહેતા (આજ્ઞાંકિત) લોકો વિશે પૂછ–પરછ કરવામાં આવશે (બુખારી, મુસ્લિમ).*

**યાદ રાખો ! અવલાદ અને સંબંધીઓની સાથે આ અપૂર્ણ અને અધૂરી મુહબ્બત લેખાશે કે એમની દુનિયાની ફિકર તો કરવામાં આવે અને આખિરતની ફિકર કરવામાં ન આવે. આ જ કારણે જે પ્રમાણે એમની દુનિયાની ફિકર કરો છો, એ જ પ્રમાણે એમની આખિરતની ફિકર પણ કરતા રહો.**

## હવે વધુ ઇન્તિઝાર કરવો યોગ્ય નથી

**(૧૫) સૂતાં પહેલાં દિવસભરનાં કામોનું નિરીક્ષણ કરતા રહો. સારા કામો કરવા બદલ અલ્લાહ તઆલાનો શુક્ર અદા કરો અને જો નાફરમાની અને ગુનાહ થઈ ગયા હોય તો તરત તૌબા–ઈસ્તિગફાર કરી લો. દુનિયાની જિંદગી ચાહે ગમે તેટલી લાંબી થઈ જાય, અંતે તે એક દિવસ ખતમ થવાની છે અને આખિરતની જિંદગી હંમેશા હંમેશ બાકી રહેવાની છે, જે કદી પણ ખતમ થવાની નથી. એટલા માટે દુનિયાની સરખામણીમાં આખિરતની ફિકર વધુ કરવી જરૂરી છે. દરેક ક્ષણે ઉંમર ઘટી રહી છે, એટલા માટે મૂલ્યવાન ક્ષણોને ગનીમત સમજવામાં આવે અને પોતાના વખતની નિગરાની કરવામાં**

આવે. જિંદગી બેકાર અને ફુઝૂલ–વ્યર્થ કામોમાં બરબાદ કરવામાં ન આવે. જિંદગીનો કોઈ ભરોસો નથી, મોત ઈન્તિઝાર કરી રહી છે, એટલા માટે આખિરતની તૈયારી માટે હવે વધારે ઈન્તિઝાર કરવો જોઈએ નહિ, બલકે આખિરતની તૈયારીમાં લાગી જવું જોઈએ.

## બયઅત થવાવાળી ઔરતો આ વાતોનો ખ્યાલ રાખે

(૧૬) બયઅત થવાવાળી ઔરતોને જોઈએ કે પોતાની દીની અને ઈમાની જિંદગીની ફિકરની સાથોસાથ પોતાના બાળકોની દીની તાલીમ અને તરબિયતની ફિકર કરે. પતિની ખિદમત, એમની ફરમાબરદારીની સાથોસાથ ઘરમાં ફઝાઈલે આ'માલની તા'લીમની આદત પાડે. હકીમુલ ઉમ્મત હઝરત મવલાના અશરફ અલી થાનવી (રહ.)ની કિતાબ 'બેહિશ્તી ઝેવર'નું વાંચન જરૂર કર્યા કરે અને એના પ્રમાણે જિંદગી ગુઝારવાની કોશિશ કરે. સવાર–સાંજ અને વિવિધ સમય અને સંજોગોની મસ્નૂન દુઆઓનો એહતિમામ (પ્રબંધ) કરે. જે પણ કામ કરે તેને સુન્નત અનુસાર કરવાની કોશિશ કરે. શાદીના રસમો–રિવાજથી વિશેષ રૂપે બચતી રહે અને શરઈ પરદાના મસાઈલ માલૂમ કરીને અમલ કરવાની કોશિશ કરે. ઘરના કામ કરતાં કરતાં ફારિગ વખતમાં પોતાની તંદુરસ્તી અને શક્તિ અનુસાર દુરૂદ શરીફ, કલિમ–એ–તય્યિબહનો ઝિક્ર કરતી રહે. ગીબત, શિકાયત, શોહરની નાશુક્રી, બાળકોને બદ્દુઆ દેવી અને એમને લાનતાન કરવાથી ખૂબ જ બચતી રહે. કામિલ–સંપૂર્ણ ઈમાન પર ખાતિમહની દુઆનો એહતિમામ કરતી રહે. દુરૂદ શરીફ અને "કુલ હુવલ્લાહ" શરીફ પઢીને પોતાના મર્હૂમો, અસાતિઝહ, મશાઈખ અને તમામ મુસલમાનોને ઈસાલે સવાબ કરતી રહે. કોઈ પણ પ્રકારની નૉવેલ અને અશ્લિલ સાહિત્યથી બાળકોને દૂર રાખે અને

એવાં પુસ્તકોને ઘરમાં પણ ન લાવવા દે. પોતાની અને શોહરની માલિકીની વસ્તુઓને સાફ અને સ્પષ્ટ રીતે માલૂમ કરી લે. આમ કરવાથી ઝકાતની અદાયગી, મુઆમલાતની સફાઈ અને વારસા–વહેંચણીમાં આસાની થાય છે અને પોતાના ઝિમ્મે કોઈનો હક બાકી રહેતો નથી.

## બયઅતના કલિમાત

(૧૭) બયઅત થતી વખતે મોટાભાગે જે કલિમાત પઢાવવામાં આવે છે તે અહિંયા નોંધવામાં આવે છે, જેથી યાદ રહે કે કઈ કઈ વાતોથી તૌબા કરવામાં આવી છે અને શું ઈરાદાઓ કરવામાં આવ્યા છે. ખુત્બ–એ–મસ્નૂનહ પછી મોટા ભાગે આ શબ્દો બોલાવવામાં આવે છે : અમે તૌબા કરીએ છીએ કુફ્રથી, શિર્કથી, બિદઅતથી, ગીબત કરવાથી, જૂઠ બોલવાથી, ચોરી કરવાથી, ઝિના કરવાથી, બીજાનો માલ નાહક ખાવાથી, કોઈ મુસલમાનને નાહક–ખોટી રીતે સતાવવાથી અને દરેક નાના–મોટા ગુનાહોથી. અમે ઈમાન લાવીએ છીએ અલ્લાહ તઆલા પર અને એના બધા રસૂલો પર અને એના તમામ ફરિશ્તાઓ પર અને એની તમામ કિતાબો પર અને આખિરતના દિવસ પર અને તકદીર પર–સારી હોય અથવા ખરાબ–એ સર્વ અલ્લાહ તઆલાના તરફથી છે.

"اَشْهَدُ اَنْ لَّآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَا شَرِيْكَ لَهٗ وَاَشْهَدُ اَنَّ مُحَمَّدًا عَبْدُهٗ وَرَسُوْلُهٗ"

**અશ્હદુ અલ્લા ઈલાહ ઈલ્લલ્લાહુ વહ્દહૂ લા શરીકલહૂ વ અશ્હદુ અન્ન મુહમ્મદન્ અબ્દુહૂ વ રસૂલુહૂ**

અમે ઈકરાર કરીએ છીએ કે પાંચ વખતની નમાઝ પઢીશું, રમઝાન શરીફના રોઝા રાખીશું, જો માલ હશે તો ઝકાત આપીશું, જો ગુંજાઈશ અને શક્તિ હશે તો હજ પઢીશું, અલ્લાહ અને રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના દરેક હુકમોને બને ત્યાં સુધી, યથાશક્તિ અમલમાં લાવીશું. જો કોઈ નાફરમાની થઈ જશે તો તરત જ તૌબા કરીશું. અમે બયઅત થઈએ છીએ ચારેય સિલસિલાઓમાં : ચિશ્તિય્યહ, કાદરિય્યહ, નક્શબંદિય્યહ અને સુહરવર્દિય્યહ. હે અલ્લાહ ! આ ચારેય ખાનદાનોની બરકત અમને નસીબ ફરમાવ અને કયામતમાં અમને એ બુઝુર્ગોની સાથે ઉઠાવજે. હે અલ્લાહ ! અમારી તૌબા કબૂલ ફરમાવ અને અમને પોતાના નેક બંદાઓમાં શામિલ (સમાવિષ્ટ) ફરમાવ.

## તિલાવતે કુર્આન જરૂરી

(૧૮) જે લોકો હાફિઝે કુર્આન હોય તેઓ દરરોજ ત્રણ પારહ અને જો ત્રણ પારહ પઢવાનું અશક્ય હોય તો નમાઝોમાં એક એક પારહ પઢવાનો મા'મૂલ બનાવી લે અને જે લોકો હાફિઝે કુર્આન ન હોય તેઓ એક પારહ તિલાવત કરવાની કોશિશ કરે. જો ફુરસદ અને મોકો ન હોય તો દરરોજ શક્ય હોય એટલી તિલાવત કરતા રહે. ધ્યાન અને આદાબની રિઆયત કરીને તિલાવત કરવાની કોશિશ કરે. એના માટે હઝરત શાહ વસિય્યુલ્લાહ સાહબ (રહ.)ની કિતાબ "તિલાવતે કુર્આન"નું પઠન ઘણું જ ફાયદામંદ અને નફાકારક છે અને જે હઝરાત કુર્આને મજીદ બિલકુલ ન પઢયા હોય તેઓ થોડો વખત કુર્આન શરીફ શીખવામાં ખર્ચ કરે અને જે સૂરતો અને દુઆઓ નમાઝમાં પઢવા માટે યાદ કરી હોય, તેને કોઈ આલિમને સંભળાવીને સહીહ કરી લે.

## મુનાજાતે મકબૂલની એક મંઝિલ

તિલાવત કર્યા પછી "મુનાજાતે મકબૂલ"ની એક મંઝિલ દરરોજ એવી કેફિયતની સાથે પઢે કે જાણે એ દુઆઓ અલ્લાહ તઆલાથી માંગી રહયો છે. જો કિતાબમાં જોઈને પઢવાનો મોકો ન મળે અથવા કિતાબ પાસે ન હોય તો દરરોજ વખત મળે ત્યારે દસ મિનિટ દુઆનો મા'મૂલ નિયુક્ત કરી લે....... **"મુનાજાતે મકબૂલ" આ કિતાબમાં સમાવિષ્ટ (શામિલ) છે.**

## પાંચ મિનિટની વાત

પાંચ મિનિટ પોતાના માટે અને પોતાના સંબંધિત સજ્જનો માટે અને પાંચ મિનિટ પૂરી ઉમ્મત અને સમગ્ર માનવજાત માટે દિલ લગાવીને દુઆ માંગો. આ વાત યાદ રાખવી જોઈએ કે દુઆની શકલ અલગ છે અને દુઆની હકીકત અલગ છે. દુઆમાં કિબ્લા તરફ થવું, વુઝૂ અને પાકી વગેરે શર્ત નથી. ફક્ત દિલની હાજરી અને દિલની તવજ્જુહ શર્ત છે.

આ વિષય પર દુઆના વિશે એક મઝમૂન (લખાણ) આગામી પૃષ્ઠોમાં નકલ કરવામાં આવ્યો છે, એને ધ્યાનથી પઢયા કરો.

## અતિ આસાન અને અતિ અસરકારક રીત

ઈન્સાન પોતાની હાજત અને જરૂરિયાતને પૂરી કરવા માટે અલગ અલગ રીતો અપનાવે છે. એમાં એક આસાન અને નુકસાનહીન રીત અલ્લાહ તઆલાથી માંગવું અને દુઆ કરવી પણ છે અને દુઆ એક એવો અમલ છે કે, દુનિયા અને આખિરતની કોઈ પણ જરૂરતના માટે કરવામાં

આવે, તો તે ઈબાદત જ ઈબાદત લેખાય છે. હદીસ શરીફમાં આવ્યું છે કે :

" اَلدُّعَآءُ هُوَ الْعِبَادَةِ "

**''અદ્દુઆઉ હુવલ ઈબાદહ''** *(દુઆ એ વાસ્તવમાં ઈબાદત જ છે).*

કુર્આને મજીદમાં અલ્લાહ તઆલા શાનુહૂએ પોતાના મહબૂબ અને મકબૂલ બંદાઓની દુઆઓ નકલ ફરમાવી છે. અલ્લાહ તઆલાને તે શબ્દો પણ પસંદ છે, એટલા માટે જ્યારે એ શબ્દોની સાથે દુઆ કરાશે, તો તે દુઆ જરૂર કબૂલ થશે, કારણ કે બાદશાહ જ્યારે પોતે જ દરખાસ્તનો મઝમૂન (લખાણ) બતાવે તો દરખાસ્ત જરૂર કબૂલ થઈ જશે. દુઆની મહત્વતા અને જરૂરતના વિશે હઝરત મવલાના સય્યિદ સુલયમાન નદવી (રહ.)નો એક ઘણો જ લાભદાયક અને અસરકારક લેખ જે નીચે દર્શાવવામાં આવે છે.

## દુઆ વિશે એક અગત્યનો લેખ

હઝરત (રહ.) લખે છે :

''અલ્લાહ તબારક વ તઆલાએ જે ખાસ ઈન્આમોથી ઈન્સાનને નવાઝયો છે, એમાંથી એક દુઆ પણ છે. દુઆ ઈમાનની નિશાની અને અલ્લાહ તઆલા સાથેના તઅલ્લુકની દલીલ છે. દુઆ ઈબાદતનું સત્ત્વ અને તત્ત્વ, બંદાપણાની હકીકત, બંદગીનો પ્રાણ, નિર્ધનતાની રૂહ અને દરવેશીની રોનક છે. દુઆ એ બંદા અને અલ્લાહ તઆલા સાથેનો પ્રબળ સંપર્ક અને મુઅમિનનું હથિયાર છે. રૂહનો ખોરાક, ગમગીન દિલ માટે કરાર, ઝખ્મી કે ઘાયલ દિલનું મલમ અને સામાન વિહોણા આશિકોની નિષ્ફળતાઓનો ઉપચાર અને તદબીર છે. દુઆ ફકીરોનો ખઝાનો, મિસ્કીનોનું ભાથું, નાદારો માટે સહારો, લાચારો માટે આશ્વાસન, નિઃસહાય લોકો માટે તસલ્લી,

કમઝોરોની તાકાત, રાહે હકના તલબગારોની ઢાલ અને તરીકતના વટેમાર્ગુઓ માટે ભાથું (વાટખર્ચી) છે. દુઆનો અનુરાગ (પ્રેમ), દુઆની તલ્લીનતા, દુઆમાં કાકલૂદી, દુઆમાં નમ્રતા, દુઆમાં તન્મયતા અને દુઆમાં એકાગ્રતા–આ સઘળી બાબતો તવહીદ, લિલ્લાહિય્યત, અલ્લાહની સિફાત પર સંપૂર્ણ ઈમાન અને દઢ યકીનનું પરિણામ છે. દુઆ તમામ અસ્બાબ (કાર્યકારણો) અને સમગ્ર માધ્યમોનો સમૂહ છે. દુઆ ખૈર–ભલાઈની ચાવી અને હેતુપૂર્તિ (મતલબ બરારી)ની સુંદર અને સંપૂર્ણ તદબીર (યુક્તિ) છે. દુઆ દુનિયા અને આખિરતની જરૂરિયાતની પ્રાપ્તિનો સુંદર સબબ છે. દુઆ વિવશ બંદાની પોતાની માયાળુ અને દયાળુ આકાના દરબારમાં મુનાજાત (પ્રાર્થના), પુકાર અને દરખાસ્ત છે, જેનો પ્રત્યેક બોલ–પ્રત્યેક શબ્દ બંદા અને આકાના સંબંધને અત્યંત બળવાન અને સુદઢ કરે છે. એક નિર્ધન, નિઃસહાય અને નિરાધાર વ્યક્તિની મૂળ પૂંજી જ દુઆ અને દુઆની શક્તિ છે, કારણ કે નિર્ધનતા અને દરિદ્રતાની હકીકત જ "અલ્ હમીદ"માં સર્વ કાંઈ નિહાળીને પોતાની સાધન–વિહીનતા ગૌણ હોવાનું યકીન રાખીને દુઆ અને રઝા (પ્રસન્નતા), સમર્પણભાવના અને આજ્ઞાપાલન, બંદગી અને બંદાપણાની વૃત્તિ અને પ્રવૃત્તિમાં પોતાની જિંદગી વ્યતીત કરવાનું નામ છે. અર્થાત મહબૂબ પ્રત્યે સાચી મુહબ્બત ધરાવનાર અને એકમાત્ર "હમીદ"નો સાચો તલબગાર સદાસર્વદા બની તેના સમક્ષ સજદા–રેઝ (નત મસ્તક) તેની સાથે મુનાજાત અને દુઆમાં મશગૂલ રહે છે. તેના માટે ફખ્રુલ ફુકરાઅ્, સય્યિદુલ અમ્બિયાઅ્ હઝરત મુહમ્મદ રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની પવિત્ર જિંદગીની ક્ષણેક્ષણ અને પળેપળ દુઆ અને મુનાજાતથી ભરપૂર અને છલોછલ મળે છે જેટલી ફક્ર–દરિદ્રતાની હકીકત પ્રાપ્ત થશે, એટલી જ અબ્દિય્યત – બંદાપણાની

હકીકત પ્રાપ્ત થશે, (એટલા જ પ્રમાણમાં) ઈન્સાનમાં ધ્યાનમગ્નતા અને કાકલૂદી, નમ્રતા, વિવશતાની કેફિયતમાં વધારો થઈ જશે. ઈસ્લામી ધર્મગ્રંથ દુઆની અઝમત (મહત્તા) અને બરકત પર દલીલરૂપ છે અને અમ્બિયાએ કિરામ (અલયહિમુસ્સલામ)ના કિસ્સાઓ દુઆની કબૂલિયત પર સૂચક છે અને નબવી જીવનચરિત્ર તથા મુબારક અહાદીસ દુઆની ફઝીલતો અને એહમ્મિયત (મહત્તા) પર ગવાહ છે.''

## જરૂરી ગુઝારિશ

દરરોજ જે પ્રમાણે નમાઝ, તિલાવત અને તસ્બીહાતનો સમય નિયુક્ત છે, એવી જ રીતે અલ્લાહ તઆલાથી દુઆ માંગવાનો વખત પણ નિયુક્ત કરી લો અને એક મંઝિલ દરરોજ એવી રીતે પઢો કે જાણે તમે અલ્લાહ તઆલાથી માંગી રહયા છો. યાદ રાખો, દુઆ પઢવી અલગ વાત છે અને દુઆ માંગવી એ અલગ વાત છે. દુઆની શકલ અને દુઆની હકીકતમાં ફરક છે. જે સમયે પણ દુઆ માંગો તો એ વાતનું યકીન કરીને માંગો કે, અલ્લાહ તઆલાના સિવાય બીજું કોઈ પણ અમારી જરૂરત પૂરી કરી શકતું નથી. માંગતા રહો અને લગાતાર–સતત માંગતા રહો.

## રહમત અને બરકતના દરવાજા ખોલાવો

હદીસ શરીફમાં આવે છે કે, જે માણસને દુઆ માંગવાની તવફીક મળી ગઈ, તેના માટે કબૂલિયતના દરવાજા ખુલી ગયા. (મુસન્નફ ઈબ્ને અબી શૈબહ:૧૦/૨૦૦, નંબર–૨૯૭૭૮) એક રિવાયતમાં આવે છે કે, રહમતના દરવાજા ખુલી ગયા (તિરમિઝીઃ હ.નંબર–૩૫૪૮) (મુસતદરક હાકિમ:૧/૬૭ નંબર–૧૮૩૩) અને ઈરશાદ ફરમાવ્યો કે, દુઆમાં હિમ્મત હારશો નહિ, કાર

કે દુઆ કરનાર કોઈ માણસ કદાપિ બરબાદ થતો નથી (મુસતદરક :૧/૬૭૧, નંબર–૧૮૧૮) અને ઈરશાદ ફરમાવ્યો કે, દુઆ મુસલમાનનું હથિયાર છે અને દીનનો આધાર–સ્તંભ છે અને આસમાન અને જમીનનું નૂર છે. (મુસનદ અબૂ યઅલા:૧/૩૪૪, નં–૪૩૯) અલ્લાહ તઆલા આપણ સૌને એહતિમામની સાથે દિલ લગાવીને દુઆ કરવાની તવફીક અતા ફરમાવે અને હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની સંપૂર્ણ ઈત્તિબાઅ–પેરવી કરવાની તવફીક અતા ફરમાવે અને આ કિતાબને કબૂલ ફરમાવીને તેના નફાને આમ અને તામ ફરમાવે, આમીન !

## તે હાલતોનું બયાન, જેમાં દુઆઓ કબૂલ થાય છે

(૧) અઝાન થઈ ગયા પછી. (બયહકી ફીલ મઅરિફહ:૫, નં–૨૦૯૧)

(૨) અઝાન અને તકબીરના દરમિયાન. (અબૂ દાઉદ : હ.નંબર–૫૨૧)

(૩) ફર્ઝ નમાઝના પછી.

(૪) કુર્આન શરીફની તિલાવત બાદ, વિશેષ રૂપે કુર્આન શરીફના ખત્મ પછી. (દારમી :૧૨ નંબર–૩૪૮૨)

(૫) ઝમઝમનું પાણી પીવાની હાલતમાં. (ઈબ્ને માજહઃ નંબર–૩૦૬૨)

(૬) મરઘાનો અવાજ સાંભળ્યા પછી. (મુસ્લિમ શરીફ, નં–૭૦૯૬)

(૭) કા'બતુલ્લાહની ઝિયારત કર્યા પછી. (બયહકી ફીલ અમરિફહ:૫, નં–૨૦૯૨)

(૮) વરસાદ પડતી વખતે. (બયહકી ફીલ અમરિફહ:૫, નં–૨૦૯૧)

(૯) લડાઈ – જિહાદ કરતી વખતે. (બયહકી ફીલ અમરિફહ:૫, નં–૨૦૯૧)

# અસ્માએ હુસ્ના

હઝરત અબૂ હુરૈરહ (રદિ.) થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ એ ઈરશાદ ફરમાવ્યો : નિશંક અલ્લાહ તઆલાના નવ્વાણુ (૯૯) પવિત્ર અને બરકવંતી નામો છે, જે કોઈ તેને યાદ કરી લેશે અને બરાબર પઢતો રહેશે તો જન્નતમાં દાખલ થશે.

| هُوَ اللّٰهُ الَّذِىْ لَآ اِلٰـهَ اِلَّا هُوَ | | | | |
|---|---|---|---|---|
| હુવલ્લાહુલ્લઝી લા-ઈલાહ ઈલ્લાહુ | | | | |
| السَّلَامُ | القُدُّوسُ | المَلِكُ | الرَّحِيْمُ | اَلرَّحْمٰنُ |
| અસ્સલામુ | અલ્ કુદ્દુસુ | અલ્ મલિકુ | અર્રહીમુ | અર્રહમાનુ |
| المُتَكَبِّرُ | الجَبَّارُ | العَزِيْزُ | المُهَيْمِنُ | المُؤْمِنُ |
| અલ્ મુતકબ્બિરુ | અલ્ જબ્બારુ | અલ્ અઝીઝુ | અલ્ મુહયમિનુ | અલ્ મુઅમિનુ |
| القَهَّارُ | الغَفَّارُ | المُصَوِّرُ | البَارِئُ | الخَالِقُ |
| અલ્ કહહારુ | અલ્ ગફ્ફારુ | અલ્ મુસવ્વિરુ | અલ્ બારિઉ | અલ્ ખાલિકુ |
| القَابِضُ | العَلِيْمُ | الفَتَّاحُ | الرَّزَّاقُ | الوَهَّابُ |
| અલ્ કાબિઝુ | અલ્ અલીમુ | અલ્ ફત્તાહુ | અર્ રઝ્ઝાકુ | અલ્ વહહાબુ |
| المُذِلُّ | المُعِزُّ | الرَّافِعُ | الخَافِضُ | البَاسِطُ |
| અલ્ મુઝિલ્લુ | અલ્ મુઈઝ્ઝુ | અર્રાફિઉ | અલ્ ખાફિઝુ | અલ્ બા[illegible] |

| | | | | |
|---|---|---|---|---|
| اللَّطِيْفُ | العَدْلُ | الحَكَمُ | البَصِيْرُ | السَّمِيْعُ |
| અલ્ લતીફુ | અલ્ અદલુ | અલ્ હકમુ | અલ્ બસીરુ | અસ્સમીઉ |
| الشَّكُور | الغَفُوْرُ | العَظِيْمُ | الحَلِيْمُ | الخَبِيْرُ |
| અશ્શકૂરુ | અલ્ ગફૂરુ | અલ્ અઝીમુ | અલ્ હલીમુ | અલ્ ખબીરુ |
| الحَسِيْبُ | المُقِيْتُ | الحَفِيْظُ | الكَبِيْرُ | العَلِيّ |
| અલ્ હસીબુ | અલ્ મુકીતુ | અલ્ હફીઝુ | અલ્ કબીરુ | અલ્ અલિય્યુ |
| الوَاسِعُ | المُجِيْبُ | الرَّقِيْبُ | الكَرِيْم | الجَلِيْلُ |
| અલ્ વાસિઉ | અલ્ મુજીબુ | અર્રકીબુ | અલ્ કરીમુ | અલ્ જલીલુ |
| الشَّهِيْدُ | البَاعِثُ | المَجِيْدُ | الوَدُوْدُ | الحَكِيْمُ |
| અશ્શહીદુ | અલ્ બાઈષુ | અલ્ મજીદુ | અલ્ વદૂદુ | અલ્ હકીમુ |
| الوَلِيُّ | المَتِيْنُ | القَوِيُّ | الوَكِيْلُ | الحَقُّ |
| અલ્ વલિય્યુ | અલ્ મતીનુ | અલ્ કવિય્યુ | અલ્ વકીલુ | અલ્ હક્કુ |
| المُحْيِي | المُعِيْدُ | المُبْدِئُ | المُحْصِي | الحَمِيْدُ |
| અલ્ મુહયી | અલ્ મુઈદુ | અલ્ મુબદિઉ | અલ્ મુહસી | અલ્ હમીદુ |
| المَاجِدُ | الوَاجِدُ | القَيُّوْمُ | الحَيُّ | المُمِيْتُ |
| અલ્ માજિદુ | અલ્ વાજિદુ | અલ્ કય્યુમુ | અલ્ હય્યુ | અલ્ મુમીતુ |

| | | | | |
|---|---|---|---|---|
| الوَاحِدُ | الاَحَدُ | الصَّمَدُ | القَادِرُ | المُقْتَدِرُ |
| અલ્ વાહિદુ | અલ્ અહદુ | અસ્સમદુ | અલ્ કાદિરુ | અલ્ મુક્તદિરુ |
| المُقَدِّمُ | المُؤَخِّرُ | الاَوَّلُ | الاٰخِرُ | الظَّاهِرُ |
| અલ્ મુકદ્દિમુ | અલ્ મુઅખ્ખિરુ | અલ્ અવ્વલુ | અલ્ આખિરુ | અઝ્ઝાહિરુ |
| البَاطِنُ | الوَالِیُ | المُتَعَالِیُ | البَرُّ | التَّوَّابُ |
| અલ્ બાતિનુ | અલ્ વાલિયુ | અલ્ મુતઆલિયુ | અલ્ બર્રુ | અત્તવ્વાબુ |
| اَلْمُنْتَقِمُ | العَفُوُّ | الرَّءُوْفُ | مَالِكُ المُلْكِ | |
| અલ્ મુન્તકિમુ | અલ્ અફુવ્વુ | અર્ રઉફુ | માલિકુલ મુલ્કિ | |
| ذُوْ الجَلَالِ وَالاِکْرَامَ | | المُقْسِطُ | الجَامِعُ | الغَنِیُّ |
| ઝુલ જલાલિ વલ્ ઈકરામિ | | અલ્ મુકસિતુ | અલ્ જામિઉ | અલ્ ગનિય્યુ |
| اَلْمُغْنِیُ | المَانِعُ | الضَّارُّ | النَافِعُ | النُّوْرُ |
| અલ્ મુગની | અલ્ માનિઉ | અદ્ દાર્રુ | અન્નાફિઉ | અન્નૂરુ |
| الهَادِی | البَدِيْعُ | البَاقِی | الوَارِثُ | الرَّشِيْدُ |
| અલ્ હાદી | અલ્ બદીઉ | અલ્ બાકી | અલ્ વારિષુ | અર્ રશીદુ |
| | الصَّبُوْرُ | - | અસ્સબૂરુ | |

# મુનાજાતે મકબૂલની સાત મંઝિલો

આ દુઆઓના વિર્દનો મુનાસિબ તરીકો આ છે કે, દરેક મંઝિલની સાથે પ્રથમ નીચે દર્શાવેલો ખુત્બો પઢવામાં આવે અને શનિવારથી શરૂ કરીને દરરોજ એક મંઝિલ તરતીબવાર (ક્રમવાર) પઢીને જુમ્અહના દિવસે ખતમ કરવામાં આવે. અહકર ને પણ દુઆમાં યાદ રાખશો, તો મહાન ઉપકાર લેખાશે.

**–બંદા (મવલાના–મુફ્તી) મુહમ્મદ શફીઅ**
**(સા.–રહ.) ઉફિ–ય અન્હૂ**

## ❖ ખુત્બો ❖

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ط

(હું અલ્લાહના નામથી શરૂ કરું છું, જે ઘણો મહેરબાન (અને) રહમ કરનાર છે.)

نَحْمَدُكَ يَاخَيْرَ مَأْمُوْلٍ . وَاَكْرَمَ مَسْئُوْلٍ عَلٰى مَا عَلَّمْتَنَا مِنَ الْمُنَاجَاةِ الْمَقْبُوْلِ. مِنْ قُرُبَاتٍ عِنْدَ اللّٰهِ وَصَلَوَاتِ الرَّسُوْلِ. فَصَلِّ عَلَيْهِ مَا اخْتَلَفَ الدَّبُوْرُ وَالْقَبُوْلُ . وَانْشَعَبَتِ الْفُرُوْعُ مِنَ الْاُصُوْلِ. ثُمَّ نَسْئَلُكَ بِمَا سَنَقُوْلُ . وَمِنَّا السُّؤَالُ وَمِنْكَ الْقَبُوْلُ .

અનુવાદ: હે એવી ઝાત જે સૌમાં બેહતર છે, જેમનાથી ઉમ્મીદ રાખી

શકાય અને તે સૌ કરતાં સખી છે, જેમનાથી માંગી શકાય ! અમે તારી તારીફ કરીએ છીએ, આ વાત પર કે તેં અમને મુનાજાતે મકબૂલ (કબૂલપાત્ર દુઆ) શીખવી કે જે અલ્લાહની નજદીકી માટે કારણભુત છે અને (આ મુનાજાત) રસુલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની દુઆઓ છે. તુ કામિલ રહમત નાઝિલ ફરમાવ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર, જ્યાં સુધી પૂર્વ અને પશ્ચિમની હવા ચાલતી રહે અને જ્યાં સુધી જડોમાંથી ડાળીઓ નીકળતી રહે. ત્યાર બાદ અમે તારાથી તે સર્વ કંઈ માંગીએ છીએ, જેનું વર્ણન આગળ કરીશું. અમારું કામ તો માંગવાનું છે અને કબૂલ કરવુ એ તારું કામ છે.

# પહેલી મંઝિલ : શનિવાર

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ ط

હું અલ્લાહના નામથી શરૂ કરું છું, જે ઘણો મહેરબાન અને રહમ કરનાર છે.

١ – رَبَّنَـــا اٰتِنَا فِى الدُّنۡيَـا حَسَنَةً وَّفِى الۡاٰخِرَةِ حَسَنَةً وَّ قِـنَا عَذَابَ النَّارِ o

**રબ્બના આતિના ફીદ્ દુનિયા હસનતં વફીલ્ આખિરતિ હસનતં વકિના અઝાબન્નાર**

*(૧) હે અમારા પરવરદિગાર ! અમને દુનિયામાં પણ ભલાઈ અતા કર અને આખિરતમાં પણ ભલાઈ (અતા કર) અને અમને દોઝખના અઝાબથી બચાવજે.*

٢ – رَبَّنَـــا اَفۡــرِغۡ عَلَيۡـنَا صَبۡرًا وَّثَبِّتۡ اَقۡدَامَنَا وَانۡصُرۡنَا عَلَى الۡقَوۡمِ الۡكٰفِرِيۡنَ o

**રબ્બના અફરિગ્ અલય્ના સબ્રન વ ષબ્બિત અકદામના વન્સુરના અલલ્ કવ્મિલ કાફિરીન**

*(૨) હે અમારા પાલનહાર ! અમારા ઉપર સબર નાઝિલ ફરમાવ અને અમને સાબિતકદમ રાખ અને અમને કાફિરો પર ગલબો (વર્ચસ્વ અને સરસાઈ) અતા ફરમાવ.*

٣ – رَبَّنَا لَا تُؤَاخِذۡنَاۤ اِنۡ نَّسِيۡنَاۤ اَوۡ اَخۡطَاۡنَا ۚ رَبَّنَـا وَلَا تَحۡمِلۡ عَلَيۡـنَـا

اِصْرًا كَمَا حَمَلْتَهٗ عَلَى الَّذِيْنَ مِنْ قَبْلِنَا ۚ رَبَّنَا وَلَا تُحَمِّلْنَا مَا
لَا طَاقَةَ لَنَا بِهٖ ۚ وَاعْفُ عَنَّا ۗ وَاغْفِرْ لَنَا ۗ وَارْحَمْنَا ۗ اَنْتَ
مَوْلٰنَا ۗ فَانْصُرْنَا عَلَى الْقَوْمِ الْكٰفِرِيْنَ ○

**રબ્બના લા તુઆખિઝના ઈન્નસીના અવ્ અખ્તઅ્ના. રબ્બના વલા તહ્મિલ્ અલય્ના ઈસ્રન્ કમા હમલ્તહૂ અલલ્લઝીન મિન્ કબ્લિના, રબ્બના વલા તુહમ્મિલ્ના માલા તાકત લના બિહી વઅફુ અન્ના, વગ્ફિર્લના, વર્હમ્ના, અન્ત મવલાના ફન્સુરના અલલ્ કવમિલ્કાફિરીન.**

*(૩) હે અમારા પરવરદિગાર ! જો અમે ભૂલચૂક કરીએ તો અમારી પકડ ફરમાવીશ નહિ. હે અમારા પરવરદિગાર ! અમારા ઉપર એવો ભારે બોજ મૂકીશ નહિ જેવો કે, અમારાથી આગલા લોકો પર મૂકયો હતો. હે અમારા પરવરદિગાર ! અમારી પાસે એવો બોજ ઉંચકાવીશ નહિ, જેની અમારામાં શકિત નથી અને અમને માફ કર અને અમને બખ્શી દે અને અમારા પર રહમ કર. તુ જ અમારો માલિક છે. તુ કાફિરોના મુકાબલામાં અમારી મદદ કર.*

٤ – رَبَّنَا لَا تُزِغْ قُلُوْبَنَا بَعْدَ اِذْ هَدَيْتَنَا وَهَبْ لَنَا مِنْ لَّدُنْكَ
رَحْمَةً ۚ اِنَّكَ اَنْتَ الْوَهَّابُ ○ رَبَّنَا اِنَّنَا اٰمَنَّا فَاغْفِرْ لَنَا ذُنُوْبَنَا
وَقِنَا عَذَابَ النَّارِ ○

**રબ્બના લા તુઝિગ્ કુલૂબના બઅ્દ ઈઝ્ હદય્તના વ હબ્ લના મિલ્લદુન્ક રહમતન, ઈન્નક અન્તલ્ વહ્હાબ, રબ્બના ઈન્નના આમન્ના ફગ્ફિરલના ઝુનૂબના વકિના અઝાબન્નાર.**

*(૪) હે અમારા રબ ! જ્યારે તેં અમને હિદાયત આપી તો પછી અમારા દિલોને (અવળા માર્ગે) વાળીશ નહિ અને પોતાની પાસેથી અમને રહમત અતા કર. બેશક, તુ જ સઘળું આપનાર છે. હે અમારા રબ ! અમે ઇમાન લાવ્યા, તુ અમારા ગુનાહોને માફ કર અને અમને દોઝખના અઝાબથી બચાવજે.*

○ — رَبَّنَا مَاخَلَقْتَ هٰذَا بَاطِلًا ج سُبْحٰنَكَ فَقِنَا عَذَابَ النَّارِ ○ رَبَّنَا اِنَّكَ مَنْ تُدْخِلِ النَّارَ فَقَدْ اَخْزَيْتَهٗ ط وَمَا لِلظّٰلِمِيْنَ مِنْ اَنْصَارٍ○ رَبَّنَآ اِنَّنَا سَمِعْنَا مُنَادِيًا يُّنَادِىْ لِلْاِيْمَانِ اَنْ اٰمِنُوْا بِرَبِّكُمْ فَاٰمَنَّا رَبَّنَا فَاغْفِرْلَنَا ذُنُوْبَنَا وَكَفِّرْ عَنَّا سَيِّاٰتِنَا وَتَوَفَّنَا مَعَ الْاَبْرَارِ○ رَبَّنَا وَاٰتِنَا مَا وَعَدْتَّنَا عَلٰى رُسُلِكَ وَلَا تُخْزِنَا يَوْمَ الْقِيٰمَةِ ط اِنَّكَ لَاتُخْلِفُ الْمِيْعَادَ ○

**રબ્બના મા-ખલકત હાઝા બાતિલા, સુબ્હાનક ફકિના અઝાબન્નાર, રબ્બના ઇન્નક મન્ તુદખિલિન્નાર ફકદ અખ્ઝયતહુ વમા લિઝ્ઝાલીમીન મિન્ અન્સાર, રબ્બના ઇન્નના સમિઅના મુનાદિયં યુનાદી લિલ્ ઈમાનિ અન્ આમિનૂ બિરબ્બિકુમ ફ- આમન્ના રબ્બના ફગ્ફિરલના ઝુનૂબના વ કફ્ફિર અન્ના સય્યિઆતિના વ તવફ્ફના મઅલ્ અબરાર, રબ્બના ઇન્નના મા- વઅદ્તના અલા રુસુલિક વલા તુખ્ઝિના યવમલ્ કિયામતિ, ઇન્નક લા તુખ્લિફુલ મિઆદ.**

*(૫) હે અમારા પરવરદિગાર ! તેં આ (કાઇનાત)ને વ્યર્થ સર્જી નથી. તુ પાક છે. બસ, તુ અમને દોઝખના અઝાબથી બચાવજે. હે અમારા રબ !*

જેમને તેં દોઝખમાં નાખ્યા, તેમને તેં અપમાનિત કર્યા અને ત્યાં ગુનેહગારોનો કોઇ મદદગાર નથી. હે અમારા રબ ! અમે એક પુકારનારને મદદ માટે પુકારતાં જોયો કે (હે લોકો !) પોતાના રબ પર ઇમાન લઇ આવો, તો અમે ઇમાન લઇ આવ્યા. હે અમારા પરવરદિગાર ! હવે તુ અમારા ગુનાહોને માફ કરી દે અને અમારી બુરાઇઓને અમારાથી દૂર કરી દે અને નેક લોકો સાથે અમને ઉઠાવજે. હે અમારા રબ ! તેં તારા રસૂલો મારફત જે વચનો અમને આપ્યાં છે, તે અતા ફરમાવ અને કયામતના દિવસે અમને રુસ્વા (અપમાનિત) કરીશ નહિ. બેશક, તુ (કદી) વચનભંગ કરતો નથી.

٦ – رَبَّنَا ظَلَمْنَا اَنْفُسَنَا ٥ وَاِنْ لَّمْ تَغْفِرْلَنَا وَ تَرْحَمْنَا لَنَكُوْنَنَّ مِنَ الْخٰسِرِيْنَ ٥

**રબ્બના ઝલમના અન્ફુસના, વઈલ્લમ્ તગ્ફિરલના વ તરહમ્ના લનકુનન્ન મિનલ્ ખાસિરીન**

(૬) હે અમારા રબ ! અમે સ્વજાત પર ઝુલ્મ કર્યો છે. જો તુ અમને માફ નહિ કરે અને અમારી ઉપર રહમ નહિ કરે, તો અમે જરૂર નામુરાદ લોકોમાંથી થઇ જઇશું.

٧ – رَبَّنَا اَفْرِغْ عَلَيْنَا صَبْرًا وَّتَوَفَّنَا مُسْلِمِيْنَ ٥

**રબ્બના અફ્રિગ અલય્ના સબરં વ તવફ્ફના મુસ્લિમીન**

(૭) હે અમારા પરવરદિગાર ! અમારી ઉપર સબ્ર નાઝિલ કર અ અમને મુસલમાન હોવાની હાલતમાં મૌત અતા ફરમાવ.

٨ — اَنۡتَ وَلِيُّنَا فَاغۡفِرۡلَنَا وَارۡحَمۡنَا وَاَنۡتَ خَيۡرُ الۡغَافِرِيۡنَ ٥

**અન્ત વલિય્યુના ફગ્ફિરલના વર્હમ્ના વ અન્ત ખય્રુલ ગાફિરીન**

*(૮) તુ જ અમારો મદદગાર છે. બસ, તુ અમને માફ કર અને અમારી ઉપર રહમ કર અને તુ સૌથી સારો માફ કરનાર છે.*

٩ — رَبَّنَا لَا تَجۡعَلۡنَا فِتۡنَةً لِّلۡقَوۡمِ الظّٰلِمِيۡنَ ٥ وَ نَجِّنَا بِرَحۡمَتِكَ مِنَ الۡقَوۡمِ الۡكٰفِرِيۡنَ ٥

**રબ્બના લા તજ્અલ્ના ફિત્નતલ્ લિલ્કવ્મિઝ્ ઝૉલિમીન, વ નજ્જિના બિરહમતિક મિનલ્ કવ્મિલ્ કાફિરીન**

*(૯) હે અમારા પરવરદિગાર ! અમને ઝાલિમ લોકો માટે આઝમાઇશ બનાવીશ નહિ અને પોતાની રહમતથી અમને કાફિર લોકોથી છૂટકારો અતા ફરમાવ.*

١٠ — فَاطِرَ السَّمٰوٰتِ وَالۡاَرۡضِ اَنۡتَ وَلِيّٖ فِى الدُّنۡيَا وَالۡاٰخِرَةِ ج تَوَفَّنِىۡ مُسۡلِمًا وَّاَلۡحِقۡنِىۡ بِالصّٰلِحِيۡنَ ٥

**ફાતિરસ્સમાવાતિ વલ્ અરદિ અન્ત વલિય્યિ ફીદ્ દુનિયા વલ્ આખિરતિ, તવફફની મુસ્લિમં વઅલ્હિકની બિસ્સૉલિહીન**

*(૧૦) હે આકાશો અને જમીનના સર્જનહાર ! તુ જ મારો કાર્યસાધક છે, દુનિયા અને આખિરતમાં. તુ મને મુસલમાન (હોવાની હાલતમાં) ઉઠાવજે અને નેક લોકો સાથે શામિલ કરજે.*

૧૧- رَبِّ اجْعَلْنِیْ مُقِیْمَ الصَّلٰوۃِ وَمِنْ ذُرِّیَّتِیْ ، رَبَّنَا وَتَقَبَّلْ دُعَآءِ ○
رَبَّنَا اغْفِرْلِیْ وَلِوَالِدَیَّ وَلِلْمُؤْمِنِیْنَ یَوْمَ یَقُوْمُ الْحِسَابُ○

**રબ્બિજ્અલ્ની મુકીમસ્સલાતિ વ મિન ઝુર્રિય્યતી, રબ્બના વ તકબ્બલ દુઆ, રબ્બનગ્ફિરલી વ લિવાલિદય્ય વ લિલ્ મુઅમીનીન યવ્મ યકૂમુલ્ હિસાબ.**

*(૧૧) હે મારા રબ ! તુ મને તથા મારી અવલાદને પણ નમાઝ કાયમ કરનાર બનાવી દે. હે અમારા પરવરદિગાર ! મારી આ દુઆ કબૂલ કર. હે અમારા રબ ! હિસાબ થવાના દિવસે તુ મારી અને મારા માં-બાપની તથા બધા જ મુઅમિનોની મગફિરત કરી આપજે.*

૧૨ - رَبِّ ارْحَمْهُمَا كَمَا رَبَّيٰنِیْ صَغِیْرًا ○

**રબ્બિર્હમ્હુમા કમા રબ્બયાની સગીરા**

*(૧૨) હે અમારા રબ ! તુ મારા માં-બાપ પર રહમ કર, જેમ કે એમણે મને બચપણમાં પાળ્યો છે.*

૧૩ - رَبِّ اَدْخِلْنِیْ مُدْخَلَ صِدْقٍ وَّ اَخْرِجْنِیْ مُخْرَجَ صِدْقٍ
وَّاجْعَلْ لِّیْ مِنْ لَّدُنْكَ سُلْطٰنًا نَّصِیْرًا ○

**રબ્બિ અદ્ખિલ્ની મુદખલ સિદકિન્ વ અખરિજ્ની મુખરજ સિદકિન વજ્અલ્લી મિન લદુન્ક સુલ્તાનન્ નસીરા.**

*(૧૩) હે અમારા રબ ! તુ મને ખૂબીની સાથે દાખલ કરજે અને ખૂબીની સાથે બહાર કાઢજે અને મારા માટે તુ પોતાની પાસેથી એક મદદ કરનાર શક્તિ તજવીઝ કર.*

١٤ – رَبَّنَـــآ اٰتِـــنَا مِنۡ لَّـدُنۡكَ رَحۡـمَةً وَّ هَـيِّئۡ لَنَا مِـنۡ اَمۡـرِنَا
رَشَـدًا ٥

**રબ્બના આતિના મિલ્લદુન્ક રહમતં વહય્યિઅ્ લના મિન્ અમ્રિના રશદા.**

*(૧૪) હે અમારા પરવરદિગાર ! અમને પોતાની પાસેથી રહમત અતા કર અને અમારા માટેની સુધારણાનો સામાન કરી આપ.*

١٥ – رَبِّ اشۡـرَحۡ لِىۡ صَدۡرِىۡ ٥ وَ يَسِّـرۡلِىۡ اَمۡـرِىۡ ٥ وَاحۡـلُلۡ
عُقۡـدَةً مِّنۡ لِّسَانِىۡ ٥ يَفۡقَهُوۡا قَوۡلِىۡ ٥

**રબ્બિશ્ રહલી સદરી વયસ્સિરલી અમ્રી, વહલુલ ઉકદતન્ મિન્ લિસાની યફકહુ કવ્લી.**

*(૧૫) હે અમારા રબ ! મારી છાતી (અંતરાત્મા) ખોલી દે અને મારું કામ આસાન કરી દે અને મારી જીભની ગાંઠ ખોલી દે કે જેથી લોકો મારી વાત સમજી શકે.*

١٦ – رَبِّ زِدۡنِىۡ عِـلۡـمًـا ٥

**રબ્બી ઝિદની ઈલ્મા.**

*(૧૬) હે મારા રબ ! મારા ઇલ્મમાં વધારો કર.*

١٧ – اَنِّىۡ مَسَّنِىَ الضُّرُّ وَاَنۡتَ اَرۡحَمُ الرّٰحِمِيۡنَ ٥

**અન્ની મસ્સનીયદ્ દુર્રુ વ અન્ત અરહમુર્રાહીમીન**

*(૧૭) મને બીમારી લાગી ગઇ છે અને તુ સૌથી મોટો મહેરબાન છે.*

١٨ – رَبِّ لَا تَذَرۡنِیۡ فَرۡدًا وَّاَنۡتَ خَیۡرُ الۡوَارِثِیۡنَ o

**રબ્બી લા તઝરની ફરદં વ અન્ત ખય્રુલ્ વારિષીન.**

*(૧૮) હે અમારા રબ ! તુ મને એકલો (નિઃસંતાન) રાખીશ નહિ અને તુ તો સૌથી બેહતર વારિસ છે જ.*

١٩ – رَبِّ اَنۡزِلۡنِیۡ مُنۡزَلًا مُّبٰرَكًا وَّاَنۡتَ خَیۡرُ الۡمُنۡزِلِیۡنَ o

**રબ્બી અન્ઝિલની મુન્ઝલમ્ મુબારકન્ વ અન્ત ખય્રુલમુન્ઝિલીન**

*(૧૯) હે અમારા પાલનહાર ! તુ મને મુબારક સ્થળે ઉતારજે અને તુ સૌથી બેહતર ઉતારનાર છે.*

٢٠ – رَبِّ اَعُوۡذُبِكَ مِنۡ هَمَزٰتِ الشَّیٰطِیۡنِ o وَاَعُوۡذُبِكَ رَبِّ اَنۡ یَّحۡضُرُوۡنِ o

**રબ્બી અઊઝુબિક મિન્ હમઝાતિશ્શયાતીન, વ અઊઝુબિક રબ્બિ અંય્યહઝુરૂન.**

*(૨૦) હે મારા રબ ! હું શયતાનોની છેડછાડથી તારી પનાહ ચાહું છું અને તેઓ મારી પાસે આવે તેનાથી પણ હું તારી પનાહ ચાહું છું.*

٢١ – رَبَّنَا اٰمَنَّا فَاغۡفِرۡلَنَا وَارۡحَمۡنَا وَاَنۡتَ خَیۡرُ الرّٰحِمِیۡنَ o

**રબ્બના આમન્ના ફગ્ફિર્ લના વર્હમ્ના વ અન્ત ખય્રુર્રાહિમીન**

*(૨૧) હે અમારા રબ ! અમે ઇમાન લઇ આવ્યા તો તુ અમને માફ કર અને અમારી ઉપર રહમ કર અને તુ સૌથી બેહતર રહમ કરનાર છે.*

٢٢ – رَبَّنَا اصْرِفْ عَنَّا عَذَابَ جَهَنَّمَ ط اِنَّ عَذَابَهَا كَانَ غَرَامًا ○

**રબ્બનસ્રિફ્ અન્ના અઝાબ જહન્નમ, ઈન્ન અઝાબહા કાન ગરામા.**

*(૨૨) હે અમારા રબ ! અમારાથી દોઝખનો અઝાબ હટાવી દે. બેશક, એનો અઝાબ તો પૂરેપૂરો લાગવાવાળો છે.*

٢٣ – رَبَّنَا هَبْ لَنَا مِنْ اَزْوَاجِنَا وَ ذُرِّيّٰتِنَا قُرَّةَ اَعْيُنٍ وَّاجْعَلْنَا لِلْمُتَّقِيْنَ اِمَامًا ○

**રબ્બના હબ્લના મિન્ અઝવાજિના વ ઝુર્રિય્યાતિના કુર્રત અઅ્યુનિં વજઅલ્ના લિલ્ મુત્તકીન ઈમામા.**

*(૨૩) હે અમારા રબ ! અમને અમારી અવરતો અને અવલાદ તરફથી આંખોની ઠંડક અતા કર અને અમને નેક લોકોના રેહનુમા બનાવી દે.*

٢٤ – رَبِّ اَوْزِعْنِيْ اَنْ اَشْكُرَ نِعْمَتَكَ الَّتِيْ اَنْعَمْتَ عَلَيَّ وَعَلٰى وَالِدَيَّ وَ اَنْ اَعْمَلَ صَالِحًا تَرْضٰهُ وَ اَدْخِلْنِيْ بِرَحْمَتِكَ فِيْ عِبَادِكَ الصّٰلِحِيْنَ ○

**રબ્બી અવ્ઝિઅ્ની અન્ અશ્કુર નેઅમતકલ્લતી અન્અમ્ત અલય્ય વ અલા વાલિદય્ય વ અન્ અઅ્મલ સાલિહન્ તરદાહુ વ અદખિલ્ની બિરહમતિક ફી ઈબાદિકસ્ સાલિહીન.**

*(૨૪) હે અમારા રબ ! તુ મને તવફીક દે કે જેથી હું તારી તે નેઅમતોનો શુક્ર અદા કરું, જે તેં મારી ઉપર તથા મારા માં–બાપ ઉપર કરી છે અને*

(મને તવફીક આપ) કે હું એવા નેક કામો કરું, જેને તુ પસંદ કરે છે અને તુ મને પોતાની રહમતથી પોતાના નેક બંદાઓમાં શામિલ કરી દે.

٢٥ – رَبِّ اِنِّیْ لِمَآ اَنْزَلْتَ اِلَیَّ مِنْ خَیْرٍ فَقِیْرٌ o

**રબ્બી ઈન્ની લિમા અન્ઝલ્ત ઈલય્ય મિન ખૈરિન ફકીર.**

*(૨૫) હે અમારા રબ ! હું તે ભલાઇનો, જેને તુ મારી તરફ ઉતારે, મોહતાજ છું.*

٢٦ – رَبِّ انْصُرْنِیْ عَلَی الْقَوْمِ الْمُفْسِدِیْنَ o

**રબ્બિન્સુરની અલલ્ કવ્મિલ્ મુફસિદીન**

*(૨૬) હે અમારા રબ ! ફસાદ મચાવનાર લોકોના મુકાબલામાં તુ મારી મદદ ફરમાવ.*

٢٧ – رَبَّنَا وَسِعْتَ كُلَّ شَیْءٍ رَّحْمَةً وَّعِلْمًا فَاغْفِرْ لِلَّذِیْنَ تَابُوْا
وَاتَّبَعُوْا سَبِیْلَكَ وَقِهِمْ عَذَابَ الْجَحِیْمِ o رَبَّنَا وَاَدْخِلْهُمْ جَنّٰتِ
عَدْنِ نِ الَّتِیْ وَعَدْتَّهُمْ وَمَنْ صَلَحَ مِنْ اٰبَآئِهِمْ وَاَزْوَاجِهِمْ وَذُرِّیّٰتِهِمْ
اِنَّكَ اَنْتَ الْعَزِیْزُ الْحَكِیْمُ o وَقِهِمُ السَّیِّاٰتِ ط وَمَنْ تَقِ السَّیِّاٰتِ
یَوْمَئِذٍ فَقَدْ رَحِمْتَهٗ ط وَ ذٰلِكَ هُوَالْفَوْزُ الْعَظِیْمُ o

**રબ્બના વસિઅત્ કુલ્લ શૈઈર રહમતં વઈલ્મન્ ફગ્ફિર લિલ્લઝીન તાબૂ વત્તબઊ સબિલક વકિહિમ્ અઝાબલ્ જહીમ, રબ્બના અદ્ખિલ્હુમ જન્નાતિ અદનિનિલ્લતી વઅદ્તહુમ વ મન્ સ[illegible] મિન આ-બાઈહિમ વ અઝવાજિહિમ વ ઝુર્રિય્યાતિહિમ ઈન્[illegible]**

**અન્તલ્ અઝીઝુલ્ હકીમ, વકિહિમુસ્સય્યિઆત, વ–મન્ તકિસ્સય્યિઆતિ યવ્મઈઝિન ફકદ્ રહિમ્તહ, વ–ઝાલિક હુવલ્ ફવ્ઝુલ અઝીમ.**

*(૨૭) હે મારા પરવરદિગાર ! દરેક ચીજ પર તારી રહમત અને ઇલ્મ છવાયેલ છે. તુ એવા લોકોને માફ કરી દે, જે તૌબા કરે છે અને તારા માર્ગે ચાલે છે અને તેમને તુ દોઝખના અઝાબથી બચાવ. હે અમારા રબ ! તુ એમને સદા–રહેવાની જન્નતોમાં દાખલ કર, જેમનો તેં એમને વાયદો કર્યો છે તથા એમના માં–બાપ અને એમની પત્નીઓ અને એમની અવલાદમાંથી જે નેક હોય તેમને પણ (જન્નતમાં દાખલ કર). બેશક, તુ જ ઝબરદસ્ત હિકમતવાન છે અને એમને (કયામતના દિવસે) બુરાઇઓથી બચાવજે અને જેને તેં એ દિવસે બુરાઇઓથી બચાવ્યો તો બેશક, તેં તેના પર રહમ ફરમાવી અને એ જ તો મોટી સફળતા છે.*

٢٨ – وَاَصۡلِحۡ لِیۡ فِیۡ ذُرِّیَّتِیۡ ۚ اِنِّیۡ تُبۡتُ اِلَیۡکَ وَ اِنِّیۡ مِنَ
الۡمُسۡلِمِیۡنَ ○

**વ–અસ્લિહ્ લી ફી ઝુર્રિય્યતી, ઈન્ની તુબ્તુ ઈલય્ક વ ઈન્ની મિનલ્ મુસ્લિમીન.**

*(૨૮) અને મારી અવલાદમાં તુ કાબેલિયત દે. બેશક, હું તારી તરફ રજૂ થયો અને હું ફરમાબરદારોમાંથી છું.*

٢٩ – اَنِّیۡ مَغۡلُوۡبٌ فَانۡتَصِرۡ ○

**અન્ની મગલૂબુન્ ફન્તસીર**

*(૨૯) હું પરાસ્ત છું. બસ, તુ મારો બદલો લઇ લે.*

٣٠ - رَبَّنَا اغْفِرْلَنَا وَلِاِخْوَانِنَا الَّذِيْنَ سَبَقُوْنَا بِالْاِيْمَانِ وَلَا
تَجْعَلْ فِيْ قُلُوْبِنَا غِلًّا لِّلَّذِيْنَ اٰمَنُوْا رَبَّنَآ اِنَّكَ رَءُوْفٌ رَّحِيْمٌ ○

**રબ્બનગ્ફિર્લના વ લિઈખ્વાનિનલ્લઝીન સબકુના બિલ્ઈમાન વલા તજ્અલ્ ફી કુલૂબિના ગિલ્લલ્ લિલ્લઝીન આ-મનૂ રબ્બના ઈન્નક રઉફુર્ રહીમ.**

*(30) હે અમારા રબ ! અમને તથા અમારા તે ભાઈઓને જેઓ અમારાથી પહેલાં ઈમાન લઈ આવ્યા છે, માફ કરી દે અને ઈમાન-વાળાઓના પ્રત્યે અમારા દિલોમાં વેર-કપટ નાખીશ નહિ. હે અમારા રબ ! તુ જ મહા માયાળુ અને દયાળુ છે.*

٣١ - رَبَّنَا عَلَيْكَ تَوَكَّلْنَا وَاِلَيْكَ اَنَبْنَا وَاِلَيْكَ الْمَصِيْرُ ○ رَبَّنَا
لَاتَجْعَلْنَا فِتْنَةً لِّلَّذِيْنَ كَفَرُوْا وَاغْفِرْلَنَا رَبَّنَا ۚ اِنَّكَ اَنْتَ الْعَزِيْزُ
الْحَكِيْمُ ○

**રબ્બના અલય્ક તવક્કલ્ના વ ઈલય્ક અનબ્ના વ ઈલય્કલ્ મસીર, રબ્બના લા તજ્અલ્ના ફિત્નતલ્ લિલ્લઝીન કફરૂ વગ્ફિર્ લના રબ્બના, ઈન્નક અન્તલ અઝીઝુલ હકીમ.**

*(31) હે અમારા પરવરદિગાર ! અમે તારા ઉપર જ ભરોસો કર્યો અને તારી તરફ જ રજૂ થયા અને તારી તરફ જ પાછા ફરવાનું છે. હે અમારા પરવરદિગાર ! તુ અમને કાફિરો માટે આઝમાયશ બનાવીશ નહિ અને હે અમારા રબ ! તુ અમને માફ કર. બેશક, તુ જ બળવાન (અને) હિકમતવાન છે.*

٣٢ – رَبَّنَا اَتْمِمْ لَنَا نُوْرَنَا وَاغْفِرْلَنَا ۚ اِنَّكَ عَلٰى كُلِّ شَىْءٍ قَدِيْرٌ ٥

**રબ્બના અત્મિમ્ લના નૂરના વગ્ફિર્ લના, ઈન્નક અલા કુલ્લિ શૈઈન્ કદીર.**

*(૩૨) હે અમારા રબ ! તુ અમારા માટે અમારા નૂરને સંપૂર્ણ કરી દે અને અમને માફ કર. બેશક, તુ સર્વ ચીજ કરવા શકિતમાન છે.*

٣٣ – رَبِّ اغْفِرْ لِىْ وَلِوَالِدَىَّ وَلِمَنْ دَخَلَ بَيْتِىَ مُؤْمِنًا وَّ لِلْمُؤْمِنِيْنَ وَالْمُؤْمِنٰتِ ط

**રબ્બિગ્ ફિરલી વલિવાલિદય્ય વલિમન્ દખલ બય્તિય મુઅમિનં વ લિલ્મુઅમિનીન વલ્ મુઅમિનાત.**

*(૩૩) હે અમારા રબ ! મને અને મારા માં–બાપને તથા જે કોઇ મારા ઘરમાં ઈમાનદાર બનીને દાખલ થાય તેને અને મુઅમિન પુરુષો તથા મુઅમિન સ્ત્રીઓને માફ કર.*

٣٤ – اَللّٰهُمَّ اغْسِلْ خَطَايَاىَ بِالْمَآءِ وَالثَّلْجِ وَالْبَرَدِ وَنَقِّ قَلْبِىْ مِنَ الْخَطَايَا كَمَا يُنَقَّى الثَّوْبُ الْاَبْيَضُ مِنَ الدَّنَسِ وَبَاعِدْ بَيْنِىْ وَبَيْنَ خَطَايَاىَ كَمَا بَاعَدْتَّ بَيْنَ الْمَشْرِقِ وَالْمَغْرِبِ .

**અલ્લાહુમ્મગ્સિલ્ ખતાયાય બિલ્માઇ વષ્ષલ્જિ વલબર્દિ વનક્કિ કલ્બી મિનલ્ ખતાયા કમા યુનક્કષ્ષવબુલ્ અબ્યઝુ મિનદ્દનસિ**

**વ બાઈદ બય્ની વ બય્ન ખતાયાય કમા બાઅદ્ત બય્નલ્ મશ્રિકિ વલ્ મગરિબ.**

*(૩૪) હે અલ્લાહ ! તુ મારા ગુનાહોને બરફ અને કરાના પાણીથી ધોઇ નાખ અને મારા દિલને ગુનાહોથી એવુ પાક કરી દે જેમ કે સફેદ કપડાંને મેલથી સાફ કરવામાં આવે છે અને મારા તથા મારા ગુનાહોની વચ્ચે એટલું અંતર કરી દે, જેટલું કે તેં પૂર્વ અને પશ્ચિમની વચ્ચે અંતર કર્યું છે.*

٣٥ – اَللّٰهُـمَّ اٰتِ نَفْسِىْ تَقْوٰهَا وَ زَكِّهَآ اَنْتَ خَيْرُ مَنْ زَكّٰهَا اَنْتَ وَلِيُّهَا وَمَوْلَاهَـا ط

**અલ્લાહુમ્મ આતિ નફ્સી તક્વાહા વ ઝક્કિહા અન્ત ખય્રુ મન્ ઝક્કાહા, અન્ત વલિય્યુહા વ મવલાહા.**

*(૩૫) હે અલ્લાહ ! મારા નફસને તુ એની પરહેઝગારી અતા કર અને એને તુ પાક કરી દે, તુ જ એને સૌથી બેહતર પાક કરનાર છે, તુ જ એનો માલિક અને એનો આકા છે.*

٣٦ – اِنَّـا نَسْـأَلُكَ مِنْ خَيْرِ مَا سَأَلَكَ مِـنْـهُ نَبِيُّكَ مُحَـمَّدٌ صَلَّى اللّٰهُ عَلَيْـهِ وَسَلَّمَ .

**અલ્લાહુમ્મ ઈન્ના નસ્અલુક મિન્ ખૈરિ મા–સઅલક મિન્હુ નબિય્યુક મુહમ્મદુન્ (સલલ્લાહુ અલયહિ વ સલ્લમ)**

*(૩૬) અય અલ્લાહ ! મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તારાથી જે કંઇ ભલાઇઓ માંગી છે, તેનો અમે તારાથી સવાલ કરીએ છીએ.*

٣٧ – اِنَّا نَسْأَلُكَ عَزَآئِمَ مَغْفِرَتِكَ وَ مُنْجِيَاتِ اَمْرِكَ وَالسَّلَامَةَ
مِنْ كُلِّ اِثْمٍ وَّالْغَنِيْمَةَ مِنْ كُلِّ بِرٍّ وَّ الْفَوْزَ بِالْجَنَّةِ وَ النَّجَاةَ مِنَ
النَّارِ ط

**ઈન્ના નસ્અલુક અઝાઈમ મગફિરતિક વ મુન્જિયાતિ અમ્રિક્ વસ્સલામત મિન્ કુલ્લિ ઈશ્મિન વલ્ ગનીમત મિન કુલ્લિ બિર્રિન વલ્ ફવ્ઝ બિલ્ જન્નતિ વન્નજાત મિનન્નાર.**

*(૩૭) અમે તારાથી માંગીએ છીએ તારી મગફિરતના અસ્બાબ, છૂટકારો આપનારાં કામ, હરેક ગુનાહથી રક્ષણ, દરેક નેકીમાં ભાગ લેવાનો મોકો અને જન્નતની કામિયાબી અને દોઝખથી નજાત.*

٣٨ – اَسْأَلُكَ عِلْمًا نَّافِعًا ط

**અસ્અલુક ઈલ્મન્ નાફિઆ.**

*(૩૮) અમે તારાથી માગીએ છીએ ફાયદા કારક ઈલ્મ.*

٣٩ – اَللّٰهُمَّ اغْفِرْلِیْ ذُنُوْبِیْ وَخَطَئِیْ وَعَمَدِیْ ط

**અલ્લાહુમ્મગ્ ફિરલી ઝુનૂબી વ ખતઈ વ અમદી.**

*(૩૯) હે અલ્લાહ ! જાણે–અજાણે થઈ ગયેલા મારા ગુનાહોને તુ માફ કર.*

٤٠ – اَللّٰهُمَّ اغْفِرْلِیْ خَطِيْئَتِیْ وَجَهْلِیْ وَ اِسْرَافِیْ فِیْ اَمْرِیْ وَمَآ
اَنْتَ اَعْلَمُ بِهٖ مِنِّیْ ط

**અલ્લાહુમ્મગ્ ફિર્‌લી ખતીઅતી વ જહ્‌લી વ ઈસ્‌રાફી ફી અમ્રી વ–મા અન્ત અઅલમુ બિહી મિન્ની.**

*(૪૦) હે અલ્લાહ ! બખ્શી દે તુ મારી ખતાઓ, મારી નાદાની, સ્વજાત વિશે મારી અતિશયોક્તિત અને તે સર્વ કાંઇ જેને તુ મારાથી વધુ જાણે છે.*

۴۱ – اَللّٰهُمَّ اغْفِرْلِیْ جِدِّیْ وَ هَزْلِیْ ۔

**અલ્લાહુમ્મગ્ ફિર્‌લી જિદ્દી વ હઝ્‌લી.**

*(૪૧) હે અલ્લાહ ! ઇરાદાપૂર્વકના અને ગેર ઇરાદાપૂર્વકના મારા ગુનાહોને બખ્શી દે.*

۴۲ – اَللّٰهُمَّ مُصَرِّفَ الْقُلُوْبِ صَرِّفْ قُلُوْبَنَا عَلٰی طَاعَتِكَ ۔

**અલ્લાહુમ્મ મુસર્રિફલ્ કુલૂબ સર્રિફ કુલૂબના અલા તાઅતિક.**

*(૪૨) દિલોને પલટાવનાર હે અલ્લાહ ! મારા દિલને તુ તારી ઇતાઅત તરફ ફેરવી દે.*

۴۳ – اَللّٰهُمَّ اهْدِنِیْ وَ سَدِّدْنِیْ ۔

**અલ્લાહુમ્મહ્–દિની વ સદ્દિદની.**

*(૪૩) હે અલ્લાહ ! મને હિદાયત દે અને મને સન્માર્ગે કાયમ રાખ.*

۴۴ – اَللّٰهُمَّ اِنِّیْ اَسْأَلُكَ الْهُدٰی وَالتُّقٰی وَالْعَفَافَ وَالْغِنٰی ۔

**અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુકલ્ હુદા વત્તુકા વલ્ અફાફ વલ્ ગિના.**

*(૪૪) હે અલ્લાહ ! હું તારાથી હિદાયત, પરહેઝગારી, નેકી અને બેપરવાઇ માગું છું.*

٤٥ – اَللّٰهُمَّ اَصْلِحْ لِیْ دِیْنِیَ الَّذِیْ هُوَ عِصْمَةُ اَمْرِیْ وَاَصْلِحْ
لِیْ دُنْیَایَ الَّتِیْ فِیْهَا مَعَاشِیْ وَاَصْلِحْ لِیْ اٰخِرَتِیَ الَّتِیْ فِیْهَا
مَعَادِیْ وَاجْعَلِ الْحَیٰوةَ زِیَادَةً لِّیْ فِیْ كُلِّ خَیْرٍ وَّ اجْعَلِ الْمَوْتَ
رَاحَةً لِّیْ مِنْ كُلِّ شَرٍّ ؕ

**અલ્લાહુમ્મ અસ્લિહ્ લી દીનીયલ્લઝી હુવ ઈસ્મતુ અમ્રી વ-અસ્લિહ્ લી દુન્યાયલ્લતી ફીહા મઆશી, વ-અસ્લિહ્ લી આખિરતિયલ્લતી ફીહા મઆદી વજ્અલિલ્ હયાત ઝિયાદતલ્ લી ફી કુલ્લિ ખૈરિંવ્ વજ્અલિલ્ મવ્ત રાહતલ્ લી મિન્ કુલ્લી શરિન.**

*(૪૫) હે અલ્લાહ ! દુરુસ્ત રાખ મારા દીનને, જે મારા હકમાં બચાવ છે અને દુરુસ્ત રાખ મારી દુનિયાને, જેમાં મારી રોઝી છે અને દુરુસ્ત રાખ મારી આખિરતને કે જ્યાં મારે પાછા ફરવાનું છે અને જિંદગીને મારા માટે દરેક ભલાઇ માટે તરક્કીરૂપ બનાવ અને મૌતને મારા માટે દરેક બુરાઇથી રાહત બનાવ.*

٤٦ – اَللّٰهُمَّ اغْفِرْ لِیْ وَارْحَمْنِیْ وَعَافِنِیْ وَارْزُقْنِیْ اَللّٰهُمَّ اِنِّیْ
اَعُوْذُبِكَ مِنَ الْعَجْزِ وَالْكَسَلِ وَالْجُبْنِ وَالْهَرَمِ وَالْمَغْرَمِ وَالْمَأْثَمِ
وَمِنْ عَذَابِ النَّارِ وَفِتْنَةِ النَّارِ وَفِتْنَةِ الْقَبْرِ وعَذَابِ الْقَبْرِ وَشَرِّ فِتْنَةِ
الْغِنٰی وَشَرِّ فِتْنَةِ الْفَقْرِ وَمِنْ شَرِّ فِتْنَةِ الْمَسِیْحِ الدَّجَّالِ وَ مِنْ فِتْنَةِ
الْمَحْیَا وَالْمَمَاتِ وَ مِنَ الْقَسْوَةِ وَالْغَفْلَةِ وَالْعَیْلَةِ وَ الذِّلَّةِ

وَالْمَسْكَنَةِ وَالْكُفْرِ وَالْفُسُوْقِ وَالشِّقَاقِ وَالسُّمْعَةِ وَالرِّيَآءِ وَمِنَ
الصَّمَمِ وَالْبَكَمِ وَالْجُنُوْنِ وَالْجُذَامِ وَسَيِّءِ الْاَسْقَامِ وَضِلَعِ الدَّيْنِ
وَمِنَ الْهَمِّ وَالْحُزْنِ وَالْبُخْلِ وَغَلَبَةِ الرِّجَالِ وَمِنْ اَنْ اُرَدَّ اِلٰى
اَرْذَلِ الْعُمُرِ وَفِتْنَةِ الدُّنْيَا وَمِنْ عِلْمٍ لَّا يَنْفَعُ وَقَلْبٍ لَّا يَخْشَعُ وَ
مِنْ نَّفْسٍ لَّا تَشْبَعُ وَمِنْ دَعْوَةٍ لَّا يُسْتَجَابُ لَهَا ط

**અલ્લાહુમ્મગ્ફિરલી વરહમ્ની વ આફિની વરઝૂકની, અલ્લાહુમ્મ ઈન્ની અઊઝૂબિક મિનલ્ અજઝિ વલ્ કસલિ વલ્ જુબ્નિ વલ્ હરમિ વલ્ મગરમિ વલ્ મઅષમિ વમિન્ અઝાબિન્નારિ વ ફિત્નતિન્નારિ વ ફિત્નતિલ્ કબ્રિ વ અઝાબિલ્ કબ્રિ વ શર્રિ ફિત્નતિલ્ ગિના વ શર્રિ ફિત્નતિલ્ મસીહિદ્ દજ્જાલ, વમિન્ ફિત્નતિલ્ મહયા વલ્ મમાત, વમિનલ્ કસ્વતિ વલ્ ગફલતિ વલ્ અચ્લતિ વઝ્ઝિલ્લતિ વલ્ મસ્કનતિ વલ્ કુફરિ વલ્ ફુસૂકિ વશ્શિકાકિ વસ્સુમઅતિ વર્રિયાઈ વમિનસ્સમમિ વલ્ બકમિ વલ્ જુનૂનિ વલ્ જુઝામિ વ સય્યિઈલ્ અસ્કામ વ ઝિલઈદ્ દૈન વ મિનલ્ હમ્મિ વલ્ હુઝ્નિ વલ્ બુખ્લિ વ-ગલબતિર્ રિજાલિ વ મિન્ અન્ ઉરદ્દ ઈલા- અરઝલિલ્ ઉમુરિ વ ફિત્નતિદ્દુનિયા વ મિન ઈલ્મિલ્ લા યન્ફઅ વ કલ્બિલ્લા યખ્શઅ વ મિન્ નફસિલ્લા તશબઅ્ વ મિન્ દઅવતિલ્લા યુસ્તજાબુ લહા.**

*(૪૬) હે અલ્લાહ ! મને માફ કર અને મારી ઉપર રહમ કર અને મને આફિયત દે અને મને રોઝી દે. હે અલ્લાહ ! હું તારી પનાહ ચાહું કમહિંમતીથી, સુસ્તીથી, બુઝદિલીથી, અતિ વૃદ્ધતા (ઘડપણ)થી, કર્ઝથી,*

ગુનાહથી, દોઝખના અઝાબથી, દોઝખના ફિત્નાથી, કબરના ફિત્નાથી, કબરના અઝાબથી, માલદારીના બુરા ફિત્નાથી, મોહતાજીના બુરા ફિત્નાથી, મસીહે દજ્જાલના બુરા ફિત્નાથી, જિંદગી અને મૌતના ફિત્નાથી, સખત દિલીથી, ગફલતથી, તંગદસ્તીથી, ઝિલ્લતથી, રુસ્વાઇથી, કુફ્રથી, દુષ્ટતાથી, ઝઘડા–કંકાશથી, રિયાકારીથી, દેખાવા (ડોળદંભ)થી, બેહરા તથા ગૂંગા હોવાથી, પાગલપણાથી, કોઢથી, ખરાબ બીમારીઓથી, કર્ઝના બોજથી, ફિકર–ચિંતાથી, બખીલાઇથી, લોકોના દમનથી, નકામી–નિરર્થક ઉંમર સુધી પહોચવાથી, દુનિયાના ફિત્નાથી, નફો ન દેનાર ઇલ્મથી, એવા દિલથી જેમાં નમ્રતા ન હોય, એવા નફસથી જે ધરાઇ નહિ અને એવી દુઆઓથી જે કબૂલ ન થાય.



# બીજી મંઝિલ : રવિવાર

٤٧ – رَبِّ اَعِنِّیْ وَلَا تُعِنْ عَلَیَّ وَانْصُرْنِیْ وَلَا تَنْصُرْ عَلَیَّ وَ
امْکُرْلِیْ وَلَا تَمْکُرْ عَلَیَّ وَاهْدِنِیْ وَیَسِّرِ الْهُدٰی لِیْ وَانْصُرْنِیْ
عَلٰی مَنْ بَغٰی عَلَیَّ رَبِّ اجْعَلْنِیْ لَکَ ذَکَّارًا لَّکَ شَکَّارًا لَّکَ
رَهَّابًا لَّکَ مِطْوَاعًا لَّکَ مُطِیْعًا اِلَیْکَ مُخْبِتًا اِلَیْکَ اَوَّاهًا مُّنِیْبًا .
رَبِّ تَقَبَّلْ تَوْبَتِیْ وَاغْسِلْ حَوْبَتِیْ وَاَجِبْ دَعْوَتِیْ وَ ثَبِّتْ حُجَّتِیْ
وَ سَدِّدْ لِسَانِیْ وَ اهْدِ قَلْبِیْ وَ اسْلُلْ سَخِیْمَةَ صَدْرِیْ ۔

**રબ્બિ અઈન્ની વલા તુઈન અલય્ય વન્સુરની વલા તન્સુર અલય્ય વમ્કુરલી વલા તમ્કુર અલય્ય, વહ્દીની વ યસ્સિરિલ્ હુદા લી, વન્સુરની અલા મમ્બગા અલય્ય, રબ્બિજ્અલની લક ઝક્કારન લક શક્કારન લક રહ્હાબન્ લક મિતવાઅન્ લક મુતીઅન્ ઈલય્ક મુખ્બિતન્ ઈલય્ક અવ્વાહમ્ મુનીબા. રબ્બિ તકબ્બલ્ તવ્બતી વગ્સિલ્ હવ્બતી વ અજિબ દઅવતી વ ષબ્બિત હુજ્જતી વ સદ્દિદ લિસાની વહ્દી કલ્બી વસ્લૂલ સખીમત સદરી.**

*(૪૭) હે અમારા પરવરદિગાર ! મારી મદદ કર અને મારી વિરુદ્ધ કોઇની મદદ કરીશ નહિ અને મને ફતેહ દે અને મારી ઉપર કોઇને ફતેહ આપીશ નહિ અને મારી તરફેણમાં તદબીર કર અને મારી વિરુદ્ધ કોઇની તદબીરને ચાલવા દઇશ નહિ અને મને હિદાયત દે અને મારા*

માટે હિદાયતને આસાન કર અને જે મારા પર ઝુલ્મ કરે, એની વિરુધ્ધ તુ મારી મદદ કર. હે રબ ! મને તુ એવાં બનાવી દે કે હું તારો ઘણો ઝિક્ર કરતો રહું, તારો ઘણો શુક્ર અદા કરતો રહું, તારાથી ઘણો ડરતો રહું, તારો અત્યંત ફરમાબરદાર બની રહું, તારી જ તરફ ધ્યાન ધરનાર, રજૂ થનાર બનું. હે રબ ! મારી તવબા કબૂલ કર અને મારા ગુનાહોને ધોઇ નાખ અને મારી દુઆને કબૂલ કર અને મારી હુજ્જતને કાયમ રાખ અને મારી જીભને સીધી રાખ અને મારા દિલને હિદાયત દે અને મારી છાતીના મેલને કાઢી નાખ.

٤٨ – اَللّٰهُمَّ اغْفِرْلَنَا وَارْحَمْنَا وَارْضَ عَنَّا وَاَدْخِلْنَا الْجَنَّةَ وَنَجِّنَا مِنَ النَّارِ وَاَصْلِحْ لَنَا شَأْنَنَا كُلَّهٗ .

**અલ્લાહુમ્મઝિફર્ લના વર્હમ્ના વર્દ અન્ના વઅદ્ખિલ્નલ્ જન્નત વ નજ્જિના મિનન્નાર વઅસ્લિહ લના શા'નના કુલ્લહ.**

(૪૮) હે અલ્લાહ ! અમને માફ કર અને અમારી ઉપર રહમ કર અને અમારાથી રાજી થઇ જા અને અમને જન્નતમાં દાખલ કરજે અને અમને દોઝખથી બચાવજે અને અમારી બધી જ હાલત ઠીક કરી દે.

٤٩ – اَللّٰهُمَّ اَلِّفْ بَيْنَ قُلُوْبِنَا وَاَصْلِحْ ذَاتَ بَيْنِنَا وَاهْدِنَا سُبُلَ السَّلَامِ وَنَجِّنَا مِنَ الظُّلُمَاتِ اِلَى النُّوْرِ وَجَنِّبْنَا الْفَوَاحِشَ مَا ظَهَرَ مِنْهَا وَمَا بَطَنَ وَبَارِكْ لَنَا فِىْ اَسْمَاعِنَا وَاَبْصَارِنَا وَقُلُوْبِنَا وَاَزْوَاجِنَا وَذُرِّيَّتِنَا وَتُبْ عَلَيْنَا اِنَّكَ اَنْتَ التَّوَّابُ الرَّحِيْمُ

وَاجْعَلْنَا شَاكِرِيْنَ لِنِعْمَتِكَ مُثْنِيْنَ بِهَا قَابِلِيْهَا وَاَتِمَّهَا عَلَيْنَا.

**અલ્લાહુમ્મ અલ્લિફ બય્ન કુલૂબિના વ અસ્લિહ ઝાત બય્નિના વહ્દિના સુબુલસ્સલામ વ નજ્જિના મિનઝ્ ઝુલુમાતિ ઈલન્નૂર વ જન્નિબનલ્ ફવાહિશ મા-ઝહર મિન્હા વમા-બતન, વ-બારિક લના ફી અસ્માઈના વ અબ્સારિના વ કુલૂબિના વ અઝવાજિના વ ઝુર્રિય્યાતિના, વ તુબ અલય્ના ઈન્નક અન્તત્ તવ્વાબુર રહીમ, વજ્અલ્ના શાકિરીન લિનિઅમતિક મુષ્નીન બિહા કાબિલીહા વ અતિમ્મહા અલય્ના.**

*(૪૯) હે અલ્લાહ ! અમારાં દિલોમાં ઉલ્ફત દે અને અમારા પરસ્પર સંબંધોની ઈસ્લાહ કરી દે અને અમને સલામતીના માર્ગો બતાવ અને અમને અંધારામાંથી નૂર તરફ લઈ આવ અને દૂર રાખ તુ અમને બેહયાઈઓ (નિર્લજ્જતાઓ)થી, જે જાહેરી હોય અને જે બાતિની હોય અને બરકત અતા કર અમારા કાનમાં અને અમારી આંખોમાં અને અમારા દિલોમાં અને અમારી પત્નીઓમાં અને અમારી અવલાદમાં અને અમારી તવબા કબૂલ કર. બેશક, તુ જ તવબા કબૂલ કરનાર (અને) મહેરબાન છે અને તુ અમને પોતાની નેઅમતના શુક્રગુઝાર તથા એ નેઅમતને અનુરૂપ વખાણ કરનારા બનાવી દે અને એને અમારી ઉપર પૂરી કરી દે.*

٥٠ – اَللّٰهُمَّ اِنِّىْ اَسْأَلُكَ الثَّبَاتَ فِى الْاَمْرِ وَاَسْأَلُكَ عَزِيْمَةَ الرُّشْدِ وَ اَسْأَلُكَ شُكْرَ نِعْمَتِكَ وَحُسْنَ عِبَادَتِكَ وَ اَسْأَلُكَ لِسَانًا صَادِقًا وَّقَلْبًا سَلِيْمًا وَّخُلُقًا مُّسْتَقِيْمًا وَّاَسْأَلُكَ مِنْ خَيْرِ مَاتَعْلَمُ وَاَسْتَغْفِرُكَ مِمَّا تَعْلَمُ اِنَّكَ اَنْتَ عَلَّامُ الْغُيُوْبِ.

**અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુકષ્ષબાત ફીલ્ અમ્રિ, વ અસ્અલુક અઝિમતર્ રુશ્દિ વ અસ્અલુક શુક્ર નિઅમતિક વ હુસ્ન ઈબાદતિક, વ અસ્અલુક લિસાનન્ સાદિકં વ કલ્બન સલીમં વ ખુલુકમ્ મુસ્તકીમા, વ અસ્અલુક મિન્ ખૈરિ મા તઅલમુ વ અસ્તગ્ફિરુક મીમ્મા તઅલમુ ઈન્નક અન્ત અલ્લામુલ્ ગુયૂબ.**

*(૫૦) હે અલ્લાહ ! હું તારી પાસે દીની બાબતમાં અડગતા માંગુ છું અને હું તારી પાસેથી ઉચ્ચ કક્ષાની સલાહિય્યત માંગુ છું અને હું તારાથી નેઅમતનો શુક્ર તથા તારી ઇબાદતની ખૂબી માંગુ છું અને હું તારાથી સાચી ઝુબાન, કલ્બે સલીમ (શુદ્ધ અને સલામત દિલ) અને સારા અખ્લાક માંગુ છું અને હું તારાથી તે ભલાઇ માંગુ છું, જેને તુ જાણે છે અને માફી ચાહું છું હું તે ગુનાહથી, જેને તુ જાણે છે, તુ જ ગુપ્ત ચીજોને જાણનાર છે.*

٥١ – اَللّٰهُمَّ اغْفِرْلِىْ مَا قَدَّمْتُ وَمَآ اَخَّرْتُ وَمَآ اَسْرَرْتُ وَمَآ اَعْلَنْتُ وَمَآ اَنْتَ اَعْلَمُ بِهٖ مِنِّىْ .

**અલ્લાહુમ્મગ્ફિરલી મા કદ્દમ્તુ વમા અખ્ખરતુ વમા અસરર્તુ વમા અઅ્લન્તુ વમા–અન્ત અઅલમુ બિહી મિન્ની.**

*(૫૧) હે અલ્લાહ ! બખ્શી દે તુ મારા તે ગુનાહ, જે મેં પહેલાં કર્યા અને જે પછી કર્યા અને જે છૂપી રીતે કર્યા અને જે ખુલ્લેઆમ કર્યા અને તે ગુનાહ, જેને તુ મારાથી વધુ જાણે છે.*

٥٢ – اَللّٰهُمَّ اقْسِمْ لَنَا مِنْ خَشْيَتِكَ مَا تَحُوْلُ بِهٖ بَيْنَنَا وَبَيْنَ مَعَاصِيْكَ وَمِنْ طَاعَتِكَ مَا تُبَلِّغُنَا بِهٖ جَنَّتَكَ وَ مِنَ الْيَقِيْنِ مَاتُهَوِّنُ بِهٖ عَلَيْنَا مَصَائِبَ الدُّنْيَا وَمَتِّعْنَا بِاَسْمَاعِنَا وَاَبْصَارِنَا وَقُوَّتِنَا مَآ

اَحْيَيْتَنَا وَاجْعَلْهُ الْوَارِثَ مِنَّا وَاجْعَلْ ثَأْرَنَا عَلٰى مَنْ ظَلَمَنَا وَانْصُرْنَا عَلٰى مَنْ عَادَانَا وَلَا تَجْعَلْ مُصِيْبَتَنَا فِىْ دِيْنِنَا وَلَا تَجْعَلِ الدُّنْيَآ اَكْبَرَ هَمِّنَا وَلَا مَبْلَغَ عِلْمِنَا وَلَا غَايَةَ رَغْبَتِنَا وَلَا تُسَلِّطْ عَلَيْنَا مَنْ لَّا يَرْحَمُنَا.

**અલ્લાહુમ્મક્સિમ લના મિન્ ખશ્યતિક મા તહૂલુ બિહી બચ્નના વ બચ્ન મઆસીક વ મિન્ તાઅતિક મા તુબલ્લિગુના બિહી જન્નતક, વમિનલ્ યકીનિ મા તુહવ્વિનુ બિહી અલચ્ના મસાઈબદ્ દુન્યા, વ મત્તિઅ્ના બિઅસ્માઈના વ અબ્સારિના વ કુવ્વતિના મા અહ્યચ્તના વજ્અલ્હુલ વારિષ મિન્ના વજ્અલ ષા'રના અલા મન્ ઝલમના વન્સુર્ના અલા મન્ આદાના વલા તજ્અલ મુસીબતના ફી દીનિના વા તજ્અલિદ્ દુન્યા અકબર હમ્મિના વલા મબ્લગ ઈલ્મિના વલા ગાયત રગ્બતિના વલા તુસલ્લિત અલચ્ના મલ્લા યર્હમુના.**

*(૫૨) હે અલ્લાહ ! તુ અમને પોતાના ખૌફનો એટલો હિસ્સો અતા કર કે જે અમારી અને તારી નાફરમાનીઓની વચ્ચે આડવાડ બની જાય અને તારી ઇતાઅતનો એટલો ભાગ (અતા કર) કે જેના વડે તુ અમને તારી જન્નતમાં પહોંચાડી દે અને એટલું યકીન (અતા કર) કે જેનાથી તુ અમારી દુનિયાની મુસીબતો આસાન કરી દે અને અમારા કાન, અમારી આંખો અને અમારી શક્તિને તુ જ્યાં સુધી અમને જીવંત રાખે ત્યાં સુધી લાભદાયી રાખ અને એની ભલાઇને તુ અમારા પછી પણ બાકી રાખજે અને અમારી ઉપર જે ઝુલ્મ આચરે, તેનાથી તુ બદલો લે અને જે અમારાથી દુશ્મની કરે, તેના મુકાબલામાં અમારી મદદ કર અને અમારા*

દીનમાં અમારી મુસીબત કરીશ નહિ અને દુનિયામાં તુ અમારા મહાન ધ્યેય અને અમારી જાણકારીનો અંત અને અમારી રગબતની અંતિમ હદ બનવા ન દે અને અમારી ઉપર એવાને સત્તારૂઢ ન કર કે જે અમારી ઉપર રહેમ ન કરે.

٥٣ – اَللّٰهُمَّ زِدْنَا وَلَا تَنْقُصْنَا وَاَكْرِمْنَا وَلَاتُهِنَّا وَاَعْطِنَا وَلَا تَحْرِمْنَا وَاٰثِرْنَا وَلَا تُؤْثِرْ عَلَيْنَا وَاَرْضِنَا وَارْضَ عَنَّا.

**અલ્લાહુમ્મ ઝિદ્‌ના વલા તન્કુસ્ના વ અકિરમ્ના વલા તુહિન્ના વ આઅ્તિના વલા તહરિમ્ના વઆષિર્‌ના વલા તુઅ્ષિર અલય્‌ના વઅર્દિના વર્દ અન્ના.**

*(૫૩) હે અલ્લાહ ! અમારામાં વૃદ્ધિ કર અને કમી ન કર અને અમને આબરૂ દે અને અપમાનિત ન કર અને અમને અતા કર અને અમને મહેરૂમ ન કર અને અમને અગ્રિમતા આપ અને અમારી ઉપર કોઇને અગ્રિમતા ન આપ અને અમને ખુશ કર અને અમારાથી તુ ખુશ થઇ જા.*

٥٤ – اَللّٰهُمَّ اَلْهِمْنِىْ رُشْدِىْ.

**અલ્લાહુમ્મ અલ્હિમ્ની રુશ્દી**

*(૫૪) હે અલ્લાહ ! મારા દિલમાં મારી ધર્મનિષ્ઠા નાખી દે.*

٥٥ – اَللّٰهُمَّ قِنِىْ شَرَّ نَفْسِىْ وَاعْزِمْ لِىْ عَلٰى رُشْدِ اَمْرِىْ.

**અલ્લાહુમ્મ કિની શર્ર નફ્સી વ અઅ્ઝિમ્ લી અલા રુશ્દિ અમ્રી**

*(૫૫) હે અલ્લાહ ! મને મારા નફસની બુરાઇથી મહફૂઝ રાખ અને મને પોતાના કામની સુધારણા પર હિંમત દે.*

٥٦ – اَسْأَلُ اللّٰهَ الْعَافِيَةَ فِى الدُّنْيَا وَالْاٰخِرَةِ ۔

**અસ્અલુલ્લાહલ્ આફિયત ફીદ્ દુન્યા વલ્ આખિરહ.**

*(૫૬) હું અલ્લાહથી દુનિયા અને આખિરતની આફિયત માંગુ છું.*

٥٧ – اَللّٰهُمَّ اِنِّىْٓ اَسْأَلُكَ فِعْلَ الْخَيْرَاتِ وَتَرْكَ الْمُنْكَرَاتِ وَحُبَّ الْمَسَاكِيْنِ وَاَنْ تَغْفِرَ لِىْ وَتَرْحَمَنِىْ وَاِذَآ اَرَدْتَّ بِقَوْمٍ فِتْنَةً فَتَوَفَّنِىْ غَيْرَ مَفْتُوْنٍ وَّ اَسْأَلُكَ حُبَّكَ وَحُبَّ مَنْ يُّحِبُّكَ وَحُبَّ عَمَلٍ يُّقَرِّبُ اِلٰى حُبِّكَ .

**અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુક ફિઅ્લલ્ ખચ્રાતિ વ તરકલ્ મુન્કરાતિ વ હુબ્બલ્ મસાકીનિ વ અન્ તગફિરલી વ તરહમની વ ઈઝા અરદ્દત બિકવ્મિન ફિત્નતન ફતવફ્ફની ગચ્ર મફ્તૂન વ અસ્અલૂક હુબ્બક વ હુબ્બ મંય્યુહિબ્બુક વ હુબ્બ અમલિન્ યુકર્રિબુ ઈલા હુબ્બિક.**

*(૫૭) હે અલ્લાહ ! હું તારાથી નેક કામો કરવાની અને બુરા કામો છોડવાની તવફીક તથા ગરીબોની મુહબ્બત માંગુ છું અને આ વાત (માંગુ છું) કે તુ મને માફ કર અને મારી ઉપર રહમ કર અને જ્યારે તુ કોઇ કૌમને ફિત્ના–મુસીબતમાં નાખવાનો ઇરાદો કરે તો તે ફિત્ના પહેલાં જ મને ઉઠાવી લેજે અને હું માંગુ છું તારી મુહબ્બત તથા તે માણસની મુહબ્બત કે જે તારાથી મુહબ્બત કરે અને તે અમલની મુહબ્બત, જે તારી મુહબ્બતથી નજીક કરી દે.*

٥٨ – اَللّٰهُمَّ اجْعَلْ حُبَّكَ اَحَبَّ اِلَيَّ مِنْ نَّفْسِىْ وَ اَهْلِىْ وَ مِنَ
الْمَآءِ الْبَارِدِ .

**અલ્લાહુમ્મજ્અલ્ હુબ્બક અહબ્બ ઈલય્ય મિન નફ્સી વ અહ્લી વ મિનલ્ મા-ઈલ્ બારિદિ.**

*(૫૮) હે અલ્લાહ ! તારી મુહબ્બતને મારા માટે મારા પ્રાણથી અને મારા કુટુંબીજનોથી અને ઠંડા પાણીથી પણ વધુ પ્યારી બનાવી દે.*

٥٩ – اَللّٰهُمَّ ارْزُقْنِىْ حُبَّكَ وَحُبَّ مَنْ يَّنْفَعُنِىْ حُبُّهٗ عِنْدَكَ ،
اَللّٰهُمَّ فَكَمَا رَزَقْتَنِىْ مِمَّآ اُحِبُّ فَاجْعَلْهُ قُوَّةً لِّىْ فِيْمَا تُحِبُّ ،
اَللّٰهُمَّ وَمَا زَوَيْتَ عَنِّىْ مِمَّا اُحِبُّ فَاجْعَلْهُ فَرَاغًا لِّىْ فِيْمَا تُحِبُّ .

**અલ્લાહુમ્મર્ ઝુકની હુબ્બક વ હુબ્બ મંય્યન્ફઉની હુબ્બુહુ ઈન્દક, અલ્લાહુમ્મ ફકમા રઝકતની મિમ્મા ઉહિબ્બુ ફજ્અલ્હુ કુવ્વતલ્લી ફીમા તુહિબ્બુ, અલ્લાહુમ્મ વમા ઝવય્ત અન્ની મિમ્મા ઉહિબ્બુ ફજ્અલ્હુ ફરાગલ્લી ફીમા તુહિબ્બુ.**

*(૫૯) હે અલ્લાહ ! તુ મને પોતાની મુહબ્બત નસીબ કર અને તે માણસની મુહબ્બત (નસીબ કર), જેની મુહબ્બત તારા નજીક મારા માટે લાભદાયી બને. હે અલ્લાહ ! જે પ્રમાણે તેં મને મારી પસંદની ચીજો આપી છે, તો એ ચીજોને તુ તારી પસંદના કામો કરવામાં મારી મદદગાર બનાવી દે. હે અલ્લાહ ! મારી પસંદની ચીજોને તેં મારાથી દૂર કરી દીધી છે તો એ ચીજો પૈકી તારી પસંદની ચીજો મને વધુ પ્રમાણમાં અતા ફરમાવ.*

٦٠ – يَا مُقَلِّبَ الْقُلُوْبِ ثَبِّتْ قَلْبِىْ عَلٰى دِيْنِكَ .

**યા મુકલ્લિબલ્ કુલૂબિ ષબ્બિત કલ્બી અલા દીનિક.**

*(૬૦) હે દિલોને પલટનાર ! પોતાના દીન પર મારા દિલને મજબૂત રાખજે.*

٦١ – اَللّٰهُمَّ اِنِّىْ اَسْأَلُكَ اِيْمَانًا لَّا يَرْتَدُّ وَنَعِيْمًا لَّا يَنْفَدُ وَمُرَافَقَةَ نَبِيِّنَا مُحَمَّدٍ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ فِىْ اَعْلٰى دَرَجَةِ الْجَنَّةِ جَنَّةِ الْخُلْدِ .

**અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુક ઈમાનન્ લા યરતદ્દુ વ નઈમલ્લા યન્ફદુ વ મુરાફકત નબીય્યિના મુહમ્મદિન સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ ફી અઅ્લા દરજતિલ્ જન્નતિ જન્નતિલ્ ખુલ્દિ.**

*(૬૧) હે અલ્લાહ ! હું તારાથી અફર ઈમાન અને અવિનાશી નેઅમત અને જન્નતના ઉચ્ચ સ્થાન અર્થાત્ જન્નતુલ ખુલ્દમાં અમારા નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની રફાકત (સંગાત)નો સવાલ કરું છું.*

٦٢ – اَللّٰهُمَّ اِنِّىْ اَسْأَلُكَ صِحَّةً فِىْ اِيْمَانٍ وَّ اِيْمَانًا فِىْ حُسْنِ خُلُقٍ وَّ نَجَاحًا تُتْبِعُهُ فَلَاحًا وَّ رَحْمَةً مِّنْكَ وَعَافِيَةً وَّ مَغْفِرَةً مِّنْكَ وَ رِضْوَانًا .

**અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુક સિહ્હતન્ ફી ઈમાનિં વ ઈમાનન ફી હુસ્નિ ખુલુકિં વ નજાહન તુત્બિઉહૂ ફલાહન વરહમતમ્ મિન્ક વ આફિયતન્ વ મગ્ફિરતમ્ મિન્ક વ રિદવાનન.**

(૬૨) હે અલ્લાહ ! હું માંગુ છું તારાથી તંદુરસ્તી, ઇમાનની સાથે અને ઇમાન સારા અખ્લાકની સાથે અને એવી કામિયાબી જેની પાછળ તુ સુખ પણ આપે અને તારી રહમત તથા આફિયત અને તારી મગફિરત અને પ્રસન્નતા.

٦٣ – اَللّٰهُـمَّ انْفَعْنِىْ بِمَا عَلَّمْتَنِىْ وَعَلِّمْـنِىْ مَا يَنْفَـعُنِىْ ـ

**અલ્લાહુમ્મન્ ફઅ્ની બિમા અલ્લમ્તની વ અલ્લિમ્ની મા યન્ફઉની.**

(૬૩) હે અલ્લાહ ! જે ઇલ્મ તેં મને શીખવ્યું છે તેનાથી તુ મને ફાયદો પહોંચાડ અને મને એવું ઇલ્મ શિખવાડજે કે જે મને લાભ પહોંચાડે.

٦٤ – اَللّٰهُـمَّ بِعِلْـمِكَ الْغَيْبِ وَقُدْرَتِكَ عَلَى الْخَلْقِ اَحْيِنِىْ مَا عَلِمْـتَ الْحَيٰوةَ خَيْرًا لِّىْ وَ تَـوَفَّنِىْ اِذَا عَلِمْتَ الْوَفَاةَ خَيْرًا لِّىْ وَ اَسْـأَلُكَ خَشْيَتَكَ فِىْ الْغَيْبِ وَالشَّهَادَةِ وَكَلِمَةَ الْاِخْـلَاصِ فِى الرِّضٰى وَالْغَضَبِ وَاَسْأَلُكَ نَعِيْمًا لَايَنْـفَدُ وَقُرَّةَ عَيْنٍ لَا تَنْقَطِعُ وَ اَسْـأَلُكَ الرِّضَـــاءَ بِالْقَضَاءِ وَ بَـرْدَ الْعَيْشِ بَعْـدَ الْمَوْتِ وَلَذَّةَ النَّظَرِ اِلٰى وَجْهِكَ وَالشَّوْقَ اِلٰى لِقَآئِكَ وَ اَعُوْذُ بِكَ مِنْ ضَرَّآءَ مُضِرَّةٍ وَّ فِتْـنَةٍ مُّضِلَّةٍ اَللّٰهُمَّ زَيِّنَّا بِزِيْـنَةِ الْاِيْـمَانِ وَاجْعَلْنَا هُدَاةً مُّهْتَدِيْنَ ـ

**અલ્લાહુમ્મ બિઈલ્મિકલ્ ગયિબ વ કુદરતિક અલલ્ ખલ્કિ અહયીની મા અલિમ્તલ્ હયાત ખય્રલ્લી વ તવફ્ફની ઈઝા અલિમ્તલ્ વફાત ખય્રલ્લી વ અસ્અલુક ખશ્યતક ફીલ્ ગયિબ વશ્શહાદતિ વ કલિમતિલ્ ઈખ્લાસિ ફીર્રિઝા વલ્ ગદબિ વ**

**અસ્અલુક નઈમલ્લા યન્ફદુ વ કુર્રત અય્નિન લા તન્કતિઉ વ અસ્અલુક ર્રિદા બિલ્કઝા વ બર્દલ્ અય્શિ બઅ્દલ્ મવ્તિ વ લઝ્ઝતન્નઝરિ ઈલા વજ્હિક વશવ્ક ઈલા લિકાઈક વ અઉઝુબિક મિન્ દર્રાઅ મુદિર્રતિન વ ફિતનતિમ્ મુદિલ્લતિન્, અલ્લાહુમ્મ ઝય્યિના બિઝિનતિલ્ ઈમાનિ વજ્અલ્ના હુદાતમ્ મુહતદીન.**

*(૬૪) હે અલ્લાહ ! તારા ઇલ્મે ગૈબ અને મખ્લૂક પર તારી કુદરતના ઝરીએ તુ મને જીવંત રાખજે, જ્યાં સુધી કે તારી જાણકારી અનુસાર મારા હકમાં જિંદગી બેહતર હોય અને મને મૌત આપજે જ્યારે કે તારી જાણકારી મુજબ મૌત મારા હકમાં બેહતર હોય અને હું તારાથી ગાયબ અને હાજરમાં તારો ડર અને ખુશી તથા ગુસ્સામાં કલિમ–એ–ઇખ્લાસ માંગુ છું અને હું તારી પાસે એવી નેઅમત માંગુ છું, જે કદી ખતમ ન થાય અને આંખોની એવી ઠંડક કે જે જતી રહેવા ન પામે અને હું તારાથી તારા હુકમ પર રઝામંદી અને મૌત પછી સુખી જીવન અને તારા દીદારની લઝ્ઝત અને તારી મુલાકાતની તડપ માંગુ છું અને હું તારી પનાહ ચાહું છું, નુકસાનકારક મુસીબતથી અને ગુમરાહ કરનાર ફિત્નાથી. હે અલ્લાહ ! તુ અમને ઇમાનની ઝીનતથી સુશોભિત કરી દે અને અમને તુ માર્ગદર્શક અને માર્ગ પામનાર કરી દે.*

٦٥ – اَللّٰهُمَّ اِنِّیْ اَسْاَلُكَ مِنَ الْخَيْرِ كُلِّهٖ عَاجِلِهٖ وَاٰجِلِهٖ مَا عَلِمْتُ مِنْهُ وَمَا لَمْ اَعْلَمْ ـ

**અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુક મિનલ્ ખય્રિ કુલ્લિહી આજિલિહી વ આજિલિહી મા અલિમ્તુ મિન્હુ વમા લમ અઅ્લમ.**

*(૬૫) હે અલ્લાહ ! હું તારાથી અત્યારની તથા ભવિષ્યની તે બધી જ ભલાઇનો સવાલ કરું છું, જેને હું જાણું છું અને જેને હું જાણતો નથી.*

٦٦– اَللّٰهُمَّ اِنِّىْ اَسْأَلُكَ مِنْ خَيْرِ مَا سَأَلَكَ عَبْدُكَ وَنَبِيُّكَ اَللّٰهُمَّ اِنِّىْ اَسْأَلُكَ الْجَنَّةَ وَمَا قَرَّبَ اِلَيْهَا مِنْ قَوْلٍ اَوْ عَمَلٍ وَّ اَسْأَلُكَ اَنْ تَجْعَلَ كُلَّ قَضَاءٍ لِّىْ خَيْرًا .

**અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુક મિન્ ખય્રિ મા સઅલક અબ્દુક વ નબિય્યુક, અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુકલ્ જન્નત વમા કર્રબ ઈલય્હા મિન્ કવ્લિન્ અવ્ અમલિં વ અસ્અલુક અન્ તજ્અલ કુલ્લ કઝાઈલ્લી ખય્રા.**

*(૬૬) હે અલ્લાહ ! હું તારાથી તે સર્વ ભલાઇ માંગુ છું, જેને તારા બંદા અને તારા નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ તારાથી માંગી છે. હે અલ્લાહ ! હું તારાથી જન્નત તથા એવી વાત કે અમલ માંગુ છું જે જન્નતથી નજીક કરનાર હોય અને હું તારાથી આ વાત માંગુ છું કે, તુ તારા દરેક હુકમને મારા હકમાં બેહતર કરી દે.*

٦٧ – وَ اَسْأَلُكَ مَا قَضَيْتَ لِىْ مِنْ اَمْرٍ اَنْ تَجْعَلَ عَاقِبَتَهٗ رُشْدًا.

**વ અસ્અલુક મા કઝય્ત લી મિન્ અમ્રિન્ અન્ તજ્અલ આકિબતહુ રુશ્દા.**

*(૬૭) જો તુ મારા હકમાં કોઇ વાત જારી કરે તો એનો અંજામ તુ સારો કરજે, એવો હું તારાથી સવાલ કરું છું.*

٦٨- اَللّٰهُمَّ اَحْسِنْ عَاقِبَتَنَا فِی الْاُمُوْرِ كُلِّهَا وَ اَجِرْنَا مِنْ خِزْیِ
الدُّنْیَا وَعَذَابِ الْاٰخِرَةِ۔

**અલ્લાહુમ્મ અહ્‌સિન આકિબતના ફીલ્ ઉમૂરિ કુલ્લિહા વ અજિર્‌ના મિન્ ખિઝ્‌યિદ્ દુન્યા વ અઝાબિલ્ આખિરહ.**

*(૬૮) હે અલ્લાહ ! અમારા સઘળાં કામોનો અંજામ તુ સારો કરજે અને દુનિયાની રુસ્વાઇ (નામોશી) તથા આખિરતના અઝાબથી તુ અમને પનાહ (આશરો) આપજે.*

٦٩- اَللّٰهُمَّ احْفَظْنِیْ بِالْاِسْلَامِ قَآئِمًا وَّاحْفَظْنِیْ بِالْاِسْلَامِ قَاعِدًا
وَّاحْفَظْنِیْ بِالْاِسْلَامِ رَاقِدًا وَّ لَاتُشْمِتْ بِیْ عَدُوًّا وَّلَا حَاسِدًا .
اَللّٰهُمَّ اِنِّیْ اَسْأَلُكَ مِنْ كُلِّ خَیْرٍ خَزَآئِنُهٗ بِیَدِكَ ۔

**અલ્લાહુમ્મહ્‌ફઝ્‌ની બિલ્ ઈસ્લામિ કાઈમં વહ્‌ફઝ્‌ની બિલ્ ઈસ્લામિ કાઈદં વહ્‌ફઝ્‌ની બિલ્ ઈસ્લામિ રાકિદા, વલા તુશ્મિત બી અદુવ્વં વલા હાસિદા. અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુક મિન્ કુલ્લિ ખય્રિન ખઝાઈનુહુ બિયદિક.**

*(૬૯) હે અલ્લાહ ! ઇસ્લામની સાથે ઊભા રહેવામાં મારું રક્ષણ કર અને ઇસ્લામની સાથે બેસવામાં મારી હિફાઝત કર અને ઇસ્લામની હાલતમાં ઊંઘવામાં તુ અમારી હિફાઝત કર અને કોઇ દુશ્મન તથા હસદખોરને મારી ઉપર મહેણાં–ટોણાં મારવાનો મોકો ન આપ. હે અલ્લાહ! હું તારી પાસે બધી જ ભલાઇઓ માંગુ છું, જેનાં ખઝાના તારા કબજામાં છે.*

٧٠ — وَاَسْاَلُكَ مِنَ الْخَيْرِ الَّذِىْ هُوَ بِيَدِكَ كُلِّهِ ـ

**વ અસ્અલુક મિનલ્ ખય્રિલ્લઝી હુવ બિયદિક કુલ્લિહી.**

*(૭૦) અને હું બધી જ ભલાઇઓ માંગુ છું, જે તારા કબ્જામાં છે.*

٧١ — اَللّٰهُمَّ لَا تَدَعْ لَنَا ذَنْبًا اِلَّا غَفَرْتَهُ وَلَا هَمًّا اِلَّا فَرَّجْتَهُ وَلَا دَيْنًا

اِلَّا قَضَيْتَهُ وَلَا حَاجَةً مِّنْ حَوَآئِجِ الدُّنْيَا وَالْاٰخِرَةِ اِلَّا قَضَيْتَهَا يَآ

اَرْحَمَ الرَّاحِمِيْنَ ـ

**અલ્લાહુમ્મ લા તદઅ્ લના ઝમ્બન્ ઈલ્લા ગફરતહુ વલા હમ્મન્ ઈલ્લા ફર્રજતહૂ વલા દયનન્ ઈલ્લા કઝયતહૂ વલા હાજતમ્ મિન્ હવાઈજિદ્ દુન્યા વલ્ આખિરતિ ઈલ્લા કઝયતહા યા અર્‌હમર્રાહિમીન.**

*(૭૧) હે અલ્લાહ ! અમારા કોઇ ગુનાહને તુ છોડીશ નહિ, પરંતુ એને માફ કરી દેજે અને ન કોઇ ચિંતા, પરંતુ એને દૂર કરી દેજે અને ન કોઇ કર્ઝ, પરંતુ એને અદા કરી દેજે અને ન દુનિયા તથા આખિરતની હાજતોમાંથી કોઇ હાજત, પરંતુ એને પૂરી કરી દેજે, હે સૌથી વધુ રહમ કરનાર !*

٧٢ — اَللّٰهُمَّ اَعِنَّا عَلٰى ذِكْرِكَ وَ شُكْرِكَ وَ حُسْنِ عِبَادَتِكَ ـ

**અલ્લાહુમ્મ અઈન્ના અલા ઝિકરિક વ શુકરિક વ હુસ્નિ ઈબાદતિક**

(૭૨) હે અલ્લાહ ! તુ અમારી મદદ કર તારો ઝિક્ર અને તારો શુક્ર અને તારી ઈબાદત કરવામાં.

٧٣ – اَللّٰهُمَّ قَنِّعْنِىْ بِمَا رَزَقْتَنِىْ وَ بَارِكْ لِىْ فِيْهِ وَاخْلُفْ عَلٰى كُلِّ غَآئِبَةٍ لِّىْ بِخَيْرٍ ـ

**અલ્લાહુમ્મ કન્નીઅ્ની બિમા રઝક્તની વ બારિક લી ફીહી વખ્લુફ્ અલા કુલ્લિ ગાઇબતિલ્લી બિખય્રિન્.**

(૭૩) હે અલ્લાહ ! તેં મને જે નસીબ કર્યું છે, તેની ઉપર તુ મને કનાઅત (સંતોષ) અતા કર અને એમાં મારા માટે બરકત દે અને મારી પ્રત્યેક તે ચીજની ખૈરિયતની સાથે દેખરેખ રાખ, જે મારી સામે નથી.

٧٤ – اَللّٰهُمَّ اِنِّىْ اَسْأَلُكَ عِيْشَةً نَّقِيَّةً وَّمِيْتَةً سَوِيَّةً وَّمَرَدًّا غَيْرَ مَخْزِيٍّ وَّلَا فَاضِحٍ ـ

**અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુક ઈશતન્ નકીય્યતં વ મીતતં સવિય્યતં વ મરદ્દન ગય્ર મખ્ઝિય્યિં વલા ફાઝિહ.**

(૭૪) હે અલ્લાહ ! હું તારી પાસે સાફ જિંદગી અને ઢંગની મૌત અને રુસ્વાઇ તથા દુર્દશા વગરનો ઇન્તિકાલ માંગુ છું.

٧٥ – اَللّٰهُمَّ اِنِّىْ ضَعِيْفٌ فَقَوِّفِىْ رِضَاكَ ضَعْفِىْ وَخُذْ اِلَى الْخَيْرِ بِنَاصِيَتِىْ وَاجْعَلِ الْاِسْلَامَ مُنْتَهٰى رِضَآئِىْ وَاِنِّىْ ذَلِيْلٌ فَاَعِزَّنِىْ وَاِنِّىْ فَقِيْرٌ فَارْزُقْنِىْ ـ

**અલ્લાહુમ્મ ઈન્ની ઝઈફુન્ ફ-કવ્વિફી રિઝાક ઝઅફી વ ખુઝ**

ઈલલ્ ખય્રિ બિનાસિયતી વજ્અલિલ્ ઈસ્લામ મુન્તહા રિઝાઈ વ ઈન્ની ઝલીલુન્ ફઈઝ્ઝની વ ઈન્ની ફકીરુન ફર્ઝુકની.

*(૭૫) હે અલ્લાહ ! હું કમઝોર છું તો પોતાની પસંદનાં કામો કરવામાં મારી કમઝોરીને તુ શક્તિથી બદલી દે અને મને ભલાઇની તરફ પકડીને લઇ જા અને ઇસ્લામને તુ મારી પસંદનો ચરમસીમા બનાવી દે અને હું અપમાનિત છું તો તુ મને ઇઝ્ઝત આપ અને હું મોહતાજ છું તો તુ મને રોઝી આપ.*

٧٦ – اَللّٰهُمَّ اِنِّىْ اَسْأَلُكَ خَيْرَ الْمَسْأَلَةِ وَخَيْرَ الدُّعَاءِ وَ خَيْرَ النَّجَاحِ وَ خَيْرَ الْعَمَلِ وَ خَيْرَ الثَّوَابِ وَ خَيْرَ الْحَيَاةِ وَ خَيْرَ الْمَمَاتِ وَ ثَبِّتْنِىْ وَ ثَقِّلْ مَوَازِيْنِىْ وَ حَقِّقْ اِيْمَانِىْ وَ ارْفَعْ دَرَجَتِىْ وَ تَقَبَّلْ صَلَاتِىْ وَاَسْأَلُكَ الدَّرَجَاتِ الْعُلٰى مِنَ الْجَنَّةِ اٰمِيْنَ ، اَللّٰهُمَّ اِنِّىْ اَسْأَلُكَ فَوَاتِحَ الْخَيْرِ وَخَوَاتِمَهٗ وَجَوَامِعَهٗ وَاَوَّلَهٗ وَاٰخِرَهٗ وَظَاهِرَهٗ وَ بَاطِنَهٗ ، اَللّٰهُمَّ اِنِّىْ اَسْأَلُكَ خَيْرَ مَآ اٰتِىْ وَخَيْرَ مَآ اَفْعَلُ وَخَيْرَ مَا اَعْمَلُ وَخَيْرَ مَابَطَنَ وَخَيْرَ مَا ظَهَرَ ـ

**અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુક ખય્રલ્ મસ્અલતિ વ ખય્રદ્ દુઆઈ વ ખય્રન્નજાહિ વ ખય્રલ અમલિ વ ખય્રષ્ષવાબિ વ ખય્રલ્ હયાતિ વ ખય્રલ્ મમાતિ વ ષબ્બિતની વ ષક્કિલ મવાઝીની વ હક્કીક ઈમાની વર્ફઅ્ દરજતી વ તકબ્બલ્ સલાતી વ અસ્અલુકદ્ દરજાતિલ્ ઉલા મિનલ્ જન્નતિ આમીન, અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુક ફવાતિહલ્ ખય્રિ વ ખવાતિમહુ વ જવામિઅહુ વ અવ્વલહુ વ આખિરહુ વ ઝાહિરહુ વ બાતિનહુ, અલ્લાહુમ્મ**

**ઈન્ની અસ્અલુક ખય્ર મા આતિય વ ખય્ર મા અફ્અલુ વ ખય્ર મા અઅ્મલુ વ ખય્ર મા બતન વ ખય્ર મા ઝહર.**

*(૭૬) હે અલ્લાહ ! હું તારી પાસે માંગુ છું સર્વશ્રેષ્ઠ સવાલ અને સર્વશ્રેષ્ઠ દુઆ અને સૌથી સારી કામિયાબી અને સર્વશ્રેષ્ઠ અમલ અને સર્વશ્રેષ્ઠ સવાબ અને સૌથી સારું જીવન તથા મૃત્યુ અને તુ મને અડગ રાખ અને મારી નેકીઓના પલ્લાંને તુ વજનદાર બનાવ અને મારા ઈમાનને તુ સત્ય કરી દે અને મારો દરજ્જો ઊંચો કર અને મારી નમાઝ કબૂલ કર અને હું તારી પાસે જન્નતના બુલંદ દરજ્જા માંગુ છું. હે અલ્લાહ ! હું તારી પાસે માંગુ છું ભલાઇઓની શરૂઆત અને એના અંજામ અને એની સર્વગ્રાહિતાઓ (જવામિઅ) અને એનો આરંભ તથા અંત અને એનું બાહ્ય તથા એનું આંતરિક (બાતિન). હે અલ્લાહ ! હું તારી પાસે માંગુ છું ભલાઇ તે ચીજોની જેને હું કરું–ઘરું છું અને તેની ભલાઇ જેને હું અમલમાં લાવુ છું અને તેની ભલાઇ જે ગુપ્ત છે અને તેની ભલાઇ જે જાહેર છે.*

٧٧ – اَللّٰهُمَّ اجْعَلْ اَوْسَعَ رِزْقِكَ عَلَيَّ عِنْدَ كِبَرِ سِنِّيْ وَانْقِطَاعِ عُمُرِيْ ـ

**અલ્લાહુમ્મજ્અલ્ અવ્સઅ્ રિઝ્કિક અલય્ય ઈન્દક કિબરિ સિન્ની વ ઈન્કિતાઈ ઉમુરી.**

*(૭૭) હે અલ્લાહ ! મારા ઘડપણમાં અને મારી ઉંમર પૂરી થાય ત્યારે તુ મારા માટે પોતાની રોઝી સૌથી વિશાળ કરી આપજે.*

٧٨ – وَ اجْعَلْ خَيْرَ عُمُرِيْ اٰخِرَهٗ وَ خَيْرَ عَمَلِيْ خَوَاتِيْمَهٗ وَ خَيْرَ اَيَّامِيْ يَوْمَ اَلْقَاكَ فِيْهِ.

**વજ્અલ્ ખય્ર ઉમ્રૂરી આખિરહૂ વ ખય્ર અમલી ખવાતીમહૂ વ ખય્ર અય્યામી યવ્મ અલ્કાક ફીહી.**

*(૭૮) અને મારી ઉંમરનો અંતિમ ભાગ અને મારા અમલનાં અંજામોને તુ બેહતરીન કરી આપજે અને મારા દિવસોમાંનો તે દિવસ બેહતર (કરજે) જે દિવસે હું આપની મુલાકાત કરુ.*

٧٩- يَا وَلِيَّ الْاِسْلَامِ وَاَهْلِهِ ثَبِّتْنِىْ بِهِ حَتّٰى اَلْقَاكَ ۔

**યા વલિય્યલ્ ઈસ્લામિ વ અહ્લિહી થબ્બિતની બિહી હત્તા અલ્કાક.**

*(૭૯) હે ઇસ્લામ અને ઇસ્લામીઓના મદદગાર ! મને તુ ઇસ્લામ પર કાયમ રાખ, અહીયાં સુધી કે હું આપની મુલાકાત કરું.*

٨٠ - اَسْأَلُكَ غِنَاىَ وَغِنَا مَوْلَاىَ ، اَللّٰهُمَّ اِنِّىْ اَعُوْذُبِكَ مِنْ سُوْءِ الْعُمْرِ وَفِتْنَةِ الصَّدْرِ وَاَعُوْذُ بِعِزَّتِكَ لَا اِلٰهَ اِلَّا اَنْتَ اَنْ تُضِلَّنِىْ وَ مِنْ جُهْدِ الْبَلَاۤءِ وَ دَرْكِ الشَّقَاۤءِ وَسُوْءِ الْقَضَاۤءِ وَ شَمَاتَةِ الْاَعْدَاۤءِ وَمِنْ شَرِّ مَا عَمِلْتُ وَمِنْ شَرِّ مَا لَمْ اَعْمَلْ وَمِنْ شَرِّ مَا عَلِمْتُ وَ مِنْ شَرِّ مَا لَمْ اَعْلَمْ وَمِنْ زَوَالِ نِعْمَتِكَ وَتَحَوُّلِ عَافِيَتِكَ وَ فُجَاۤءَةِ نِقْمَتِكَ وَجَمِيْعِ سَخَطِكَ وَمِنْ شَرِّ سَمْعِىْ وَمِنْ شَرِّ بَصَرِىْ وَمِنْ شَرِّ لِسَانِىْ وَمِنْ شَرِّ قَلْبِىْ وَمِنْ شَرِّ مَنِيِّىْ وَمِنَ

الْفَاقَةِ وَمِنْ اَنْ اَظْلِمَ اَوْ اُظْلَمَ وَمِنَ الْهَدْمِ وَمِنَ التَّرَدِّىْ وَمِنَ الْغَرَقِ وَالْحَرَقِ وَاَنْ يَّتَخَبَّطَنِىَ الشَّيْطَانُ عِنْدَ الْمَوْتِ وَمِنْ اَنْ اَمُوْتَ فِىْ سَبِيْلِكَ مُدْبِرًا وَّاَنْ اَمُوْتَ لَدِيْغًا۔

**અસ્અલુક ગિનાય વ ગિનાય મવ્લાય, અલ્લાહુમ્મ ઈન્ની અઉઝુબિક મિન્ સૂઈલ્ ઉમુરિ વ ફિત્નતિસ્સદરિ વ અઉઝુ બિઈઝ્ઝતિક લા-ઈલાહ ઈલ્લા અન્ત અન્ તુદિલ્લની વ મિન જુહદિલ્ બલા-ઈ વ દરિકશ્શકા-ઈ વ સૂઈલ્ કઝાઈ વ શમાતતિલ્ આ'દાઈ વ મિન્ શર્રિ મા અમિલ્તુ વ મિન્ શર્રિ મા લમ્ અઅ્મલ વ મિન્ શર્રિ મા અમિલ્તુ વ મિન્ શર્રિ મા લમ્ અઅ્લમ, વ મિન્ ઝવાલિ નિઅ્મતિક વ તહવ્વુલિ આફિયતિક વ ફુજાઅતિ નિકમતિક વ જમીઈ સખતિક વ મિન્ શર્રિ સમ્અી વ મિન્ શર્રિ બસરી વ મિન્ શર્રિ લિસાની વ મિન્ શર્રિ કલ્બી વ મિન્ શર્રિ મનિય્યી,વ મિનલ્ ફાકતિ, વ મિન્ અન્ અઝ્લિમ અવ્ ઉઝ્લમ વ મિનલ્ હદમિ વ મિનત્તરદ્દી વ મિનલ્ ગરકિ વલ્ હરકિ વ અંય્ યતખબ્બતનિયશ્ શય્તાનુ ઈન્દલ્ મવ્ત વ મિન્ અન્ અમૂત ફી સબીલિક મુદ્બિરાં વ મિન્ અન્ અમૂત લદીગા.**

*(૮૦) હું તારી પાસે મારી અને મારા સંબંધીઓની સંતુષ્ટિ—બેનિયાઝી (ગિના) માંગુ છું. હે અલ્લાહ ! હું તારી પનાહ ચાહું છું બુરી ઉંમરથી અને દિલના ફિત્નાથી અને હું તારી ઇઝ્ઝતના વસીલાથી તારી પનાહ ચાહું છું—તારા સિવાય કોઇ મા'બૂદ નથી—આ વાતથી કે તુ મને ગુમરાહ કરે અને આફતની તકલીફથી અને બદનસીબી પામવાથી અને બુરી તકદીરથી અને દુશ્મનોના મહેણાં—ટોણાંથી અને તે કામની બુરાઇથી જેને મેં કર્યું છે અને તે કામની બુરાઇથી જેને મેં કર્યું નથી અને તે કામની*

બુરાઈથી જેને હું જાણું છું અને તે કામની બુરાઈથી જેને હું જાણતો નથી અને તારી નેઅમતના ખતમ થવાથી અને તારી આફિયતના પલટવાથી અને તારા અઝાબના અચાનક આવવાથી અને તારા દરેક ગઝબથી અને પોતાના કાનની બુરાઈથી અને પોતાની આંખની બુરાઈથી અને પોતાની જીભની બુરાઈથી અને પોતાના દિલની બુરાઈથી અને પોતાના વીર્યની બુરાઈથી અને ભૂખમરાથી અને આ વાતથી કે હું ઝુલ્મ કરું અથવા મારી ઉપર ઝુલ્મ કરવામાં આવે અને કોઈ ચીજના મારી ઉપર પડવાથી અને કોઈ ચીજ પરથી ગબડી પડવાથી અને ડૂબી જવાથી અને સળગી જવાથી અને આ વાતથી કે મૌત વેળા શયતાન મને મુંઝવણમાં નાખે અને તારા માર્ગમાં નાસીને મરણ પામવાથી અને ઝેરીલા જાનવરના દંશને કારણે મૃત્યુ પામવાથી.

........

# ત્રીજી મંઝિલ : સોમવાર

٨١ – اَللّٰهُمَّ اجْعَلْنِىْ صَبُوْرًا وَّ اجْعَلْنِىْ شَكُوْرًا وَّ اجْعَلْنِىْ فِىْ عَيْنِىْ صَغِيْرًا وَّ فِىْ اَعْيُنِ النَّاسِ كَبِيْرًا .

**અલ્લાહુમ્મજ્અલ્ની સબૂરાં વજ્અલ્ની શકૂરાં વજ્અલ્ની ફી અય્નિ સગીરાં વ ફી અઅ્યુનિન્નાસિ કબીરા.**

*(૮૧) હે અલ્લાહ ! તુ મને બહુ સબ્ર કરવાવાળો બનાવી દે અને તુ મને મોટો શુક્ર કરવાવાળો બનાવી દે અને તુ મને પોતાની નજરમાં નાનો બનાવી દે અને લોકોની નજરમાં મહાન બનાવી દે.*

٨٢ – اَللّٰهُمَّ ضَعْ فِىْ اَرْضِنَا بَرَكَتَهَا وَ زِيْنَتَهَا وَ سَكَنَهَا وَ لَا تَحْرِمْنِىْ بَرَكَةَ مَآ اَعْطَيْتَنِىْ وَلَا تَفْتِنِّىْ فِيْمَآ اَحْرَمْتَنِىْ ـ

**અલ્લાહુમ્મ ઝઅ્ ફી અર્દિના બરકતહા વ ઝીનતહા વ સકનહા વલા તહરિમ્ની બરકત મા અઅ્તય્તની વલા તફતિન્ની ફીમા અહ્રમ્તની.**

*(૮૨) હે અલ્લાહ ! અમારી જમીનમાં બરકત, શાદાબી અને શાંતિ દે અને તે ચીજની બરકતથી તુ મને મહરૂમ રાખીશ નહિ, જે તુ મને અર્પણ કરે અને જે ચીજ તુ મને અર્પણ ન કરે, તેના વિશે તુ મને ફિત્નામાં નાખીશ નહિ.*

٨٣ – اَللّٰهُمَّ اَحْسَنْتَ خَلْقِىْ فَاَحْسِنْ خُلُقِىْ ـ

**અલ્લાહુમ્મ અહસન્ત ખલ્કી ફહસ્સિન ખુલુકી.**

*(૮૩) હે અલ્લાહ ! તેં મારી સૂરત-શકલ સારી બનાવી છે તો તુ મારી સીરત પણ સારી કરી દે.*

٨٤ — وَاذْهِبْ غَيْظَ قَلْبِيْ وَاجِرْنِيْ مِنْ مُضِلَّاتِ الْفِتَنِ مَا اَحْيَيْتَنَا ـ

**વ અઝહિબ ગૈઝ કલ્બી વ અજિરની મિમ્મુદિલ્લાતિલ ફિતન્ મા અહયયતના.**

*(૮૪) અને મારા દિલના ગુસ્સાને તુ દૂર કરી દે અને ગુમરાહ કરનાર ફિત્નાઓથી તુ મને મહફૂઝ રાખ, જ્યાં સુધી કે તુ અમને જીવંત રાખે.*

٨٥ — اَللّٰهُمَّ لَقِّنِيْ حُجَّةَ الْاِيْمَانِ عِنْدَ الْمَمَاتِ ـ

**અલ્લાહુમ્મ લક્કિની હુજ્જતલ ઈમાનિ ઈન્દલ્ મમાતિ.**

*(૮૫) હે અલ્લાહ ! શીખવી દે તુ મને મૌત ટાણે ઈમાનની મુહબ્બત.*

٨٦ — رَبِّ اَسْاَلُكَ خَيْرَ مَا فِيْ هٰذَا الْيَوْمِ وَخَيْرَ مَا بَعْدَهٗ ،
اَللّٰهُمَّ اِنِّيْٓ اَسْاَلُكَ خَيْرَ هٰذَا الْيَوْمِ وَفَتْحَهٗ وَنَصْرَهٗ وَنُوْرَهٗ وَ
بَرَكَتَهٗ وَهُدَاهُ ـ

**રબ્બિ અસ્અલુક ખૈર મા ફી હાઝલ્ યવ્મિ વ ખૈર મા બઅ્દહૂ, અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુક ખૈર હાઝલ્ યવ્મિ વ ફત્હહૂ વ નસ્રહૂ વ નૂરહુ વ બરકતહૂ વ હુદાહૂ.**

*(૮૬) હે રબ ! હું તારી પાસે તે ચીજની ભલાઇ માંગુ છું જે આજે અસ્તિત્વમાં આવે અને તે ચીજની ભલાઇ (માંગુ છું) જે આજ પછી*

અસ્તિત્વમાં આવે. હે અલ્લાહ ! હું તારી પાસે આજના દિવસની ભલાઇ અને એની ફતેહ અને એની સફળતા અને એનું નૂર અને એની હિદાયત માંગુ છું.

٨٧ – اَللّٰهُمَّ اِنِّی اَسْأَلُكَ الْعَفْوَ وَالْعَافِيَةَ فِیْ دِيْنِیْ وَ دُنْيَایَ وَ اَهْلِیْ وَ مَالِیْ اَللّٰهُمَّ اسْتُرْ عَوْرَتِیْ وَامِنْ رَوْعَتِیْ اَللّٰهُمَّ احْفَظْنِیْ مِنْ بَيْنِ يَدَیَّ وَ مِنْ خَلْفِیْ وَعَنْ يَّمِيْنِیْ وَعَنْ شِمَالِیْ وَ مِنْ فَوْقِیْ وَاَعُوْذُ بِعَظْمَتِكَ اَنْ اُغْتَالَ مِنْ تَحْتِیْ-

**અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુકલ્ અફ્વ વલ્ આફિયત ફી દીની વ દુન્યાય વ અહલી વમાલી, અલ્લાહુમ્મસ્તુર્ અવ્રતી વ આ-મિન રવ્અતી, અલ્લાહુમ્મહ્ ફઝ્ની મિમ્બય્ન યદય્ય વમિન્ ખલ્ફી વ અંય્ યમીની વઅન્ શિમાલી વ મિન ફવ્કી વ અઉઝૂ બિઅઝ્મતિક અન્ ઉગતાલ મિન્ તહ્તી.**

*(૮૭) હે અલ્લાહ ! હું તારી પાસે મારા દીન, દુનિયા, ખાનદાન અને માલમાં માફી અને અમન–શાંતિ માંગુ છું. હે અલ્લાહ ! મારી ખામીને તુ ગુપ્ત રાખ અને મારા ડરને અમનમાં બદલી આપ. હે અલ્લાહ ! હિફાઝત કર તુ મારી આગળથી અને પાછળથી તથા જમણેથી અને ડાબેથી અને ઉપરથી અને હું તારી અઝમતના વસીલે પનાહ ચાહું છું આ વાતથી કે અચાનક મને નીચેથી પકડી લેવામાં આવે.*

٨٨ – يَاحَیُّ يَا قَيُّوْمُ بِرَحْمَتِكَ اَسْتَغِيْثُ اَصْلِحْ لِیْ شَاْنِیْ كُلَّهٗ وَلَا تَكِلْنِیْ اِلٰی نَفْسِیْ طَرْفَةَ عَيْنٍ -

**યા હય્યુ યા કય્યૂમુ બિરહમતિક અસ્તગીષુ અસ્લિહ્ લી શઅ્ની કુલ્લહુ વલા તકિલ્ની ઈલા નફસી તર્ફત અય્નિન્.**

*(૮૮) હે સદા જીવંત રહેનાર ! હે સદા કાયમ રહેનાર ! તારી રહમત સામે હું ફરિયાદ લાવું છું કે તુ મારા સઘળા હાલાતને ઠીક કરી આપ અને તુ મને મારા નફસ તરફ એક પળવાર પણ સુપ્રત કરીશ નહિ.*

٨٩ – اَسْــأَلُكَ بِنُوْرِ وَجْهِكَ الَّذِىْ اَشْـرَقَــتْ لَــهُ السَّمٰوَاتُ وَالْاَرْضُ وَ بِـكُـلِّ حَـقٍّ هُوَ لَكَ وَ بِحَقِّ السَّائِلِيْنَ عَلَيْكَ اَنْ تُقِيْلَنِىْ وَاَنْ تُجِيْرَنِىْ مِـنَ الـنَّـارِ بِقُدْرَتِكَ ـ

**અસ્અલુક બિનૂરિ વજ્હિકલ્લઝી અશ્રકત્ લહુસ્સમાવાતુ વલ્ અર્દુ વ બિકુલ્લિ હક્કિન્ હુવ લક વ બિહક્કિસ્ સાઈલીન અલય્ક અન તુકીલની વ અન્ તુજીરની મિનન્નારિ બિકુદરતિક.**

*(૮૯) (હે અલ્લાહ !) હું માંગુ છું તારી પાસે તારી ઝાતના તે નૂરના વસીલાથી કે જેના વડે આસમાનો અને જમીન રોશન છે અને તારા તે હકદારોના સદકે, જે તારો છે અને તારા તે હક વડે જે માંગનારાઓના તારા ઝિમ્મે છે કે, તુ મારાથી દરગુઝર કર અને આ કે, તુ મને પોતાની કુદરત વડે દોઝખથી પનાહ દે.*

٩٠ – اَللّٰهُمَّ اجْعَلْ اَوَّلَ هٰذَا النَّهَارِ صَلَاحًا وَّ اَوْسَطَهٗ فَلَاحًا وَّ اٰخِرَهٗ نَجَاحًا اَسْأَلُكَ خَيْرَ الدُّنْيَا وَالْاٰخِرَةِ يَآ اَرْحَمَ الرَّاحِمِيْنَ ـ

**અલ્લાહુમ્મજ્અલ અવ્વલ હાઝન્નહારિ સલાહં વ અવ્સતહૂ ફલાહં વ આખિરહૂ નજાહન અસ્અલુક ખય્રદ્ દુનયા વલ્ આખિરતિ યા અરહમર્રાહિમીન.**

*(૯૦) હે અલ્લાહ ! તુ આ દિવસના પ્રારંભિક ભાગને બેહતરી અને એના વચલા ભાગને ફલાહ અને એના અંતિમ ભાગને કામિયાબ બનાવી દે. હું તારી પાસે દુનિયા અને આખિરતની ભલાઇ માંગુ છું. હે સૌથી વધુ રહમ કરનાર !*

٩١ – اَللّٰهُمَّ اغْفِرْلِيْ ذَنْبِيْ وَ اخْسَأْ شَيْطَانِيْ وَ فُكَّ رِهَانِيْ وَ ثَقِّلْ مِيْزَانِيْ وَاجْعَلْنِيْ فِي النَّدِيِّ الْاَعْلٰى -

**અલ્લાહુમ્મગ્ ફિરલી ઝમ્બી વખ્સઅ્ શય્તાની વ ફુક્ક રિહાની વ ષક્કિલ્ મિઝાની, વજ્અલ્ની ફીન્નદિય્યિલ્ અઅ્લા.**

*(૯૧) હે અલ્લાહ ! મારા ગુનાહોને માફ કર અને મારા શયતાનને દૂર કરી દે અને મારી ગાંઠ ખોલી દે અને મારા પલ્લાને વજનદાર કરી દે અને મને ઉચ્ચ કક્ષામાં કરી દે.*

٩٢ – اَللّٰهُمَّ قِنِيْ عَذَابَكَ يَوْمَ تَبْعَثُ عِبَادَكَ.

**અલ્લાહુમ્મ કિની અઝાબક યવ્મ તબ્અષુ ઈબાદક**

*(૯૨) હે અલ્લાહ ! તુ મને પોતાના અઝાબથી બચાવજે, જે દિવસે કે તુ પોતાના બંદાઓને ઉઠાવે.*

٩٣ – اَللّٰهُمَّ رَبَّ السَّمٰوٰتِ السَّبْعِ وَمَآ اَظَلَّتْ وَ رَبَّ الْاَرَضِيْنَ

وَمَآ اَقَلَّتْ وَ رَبَّ الشَّيَاطِيْنِ وَ مَآ اَضَلَّتْ كُنْ لِّيْ جَارًا مِّنْ شَرِّ خَلْقِكَ اَجْمَعِيْنَ اَنْ يَّفْرُطَ عَلَيَّ اَحَدٌ مِّنْهُمْ اَوْ اَنْ يَّطْغٰى عَزَّ جَارُكَ وَ تَبَارَكَ اسْمُكَ.

**અલ્લાહુમ્મ રબ્બસ્ સમાવાતિસ્ સબ્ઇ વમા અઝલ્લત વ રબ્બલ્ અરદીન વમા અકલ્લત વ રબ્બશ્ શયાતીનિ વમા અદલ્લત્, કુન્ લી જારમ્ મિન્ શર્રિ ખલ્કિક અજમઈન અંચ્યફરૂત અલય્ય અહદુમ્મિનહુમ્ અવ્ અંચ્યતગૉ અઝ્ઝ જારૂક વ તબારકસ્મુક.**

*(૯૩) હે અલ્લાહ ! સાતેય આસમાનો અને તે ચીજોના પરવરદિગાર, જેમના પર તેમનો છાંયડો છે ! અને જમીનો તથા તે ચીજોના પરવરદિગાર, જેમને જમીને ઉઠાવેલી છે ! અને શયતાન તથા તે ચીજોના પાલનહાર, જેમને એમણે ગુમરાહ કરી છે ! તુ મારો નિગેહબાન રહેજે, પોતાની સઘળી મખ્લૂકની બુરાઈથી કે એમનામાંથી કોઇ મારી ઉપર ઝુલ્મ કરે અથવા અતિશયોક્તિ કરે, તારી પનાહ પામેલો મહફૂઝ છે અને બરકતવંત છે તારું નામ.*

٩٤ – لَآ اِلٰهَ اِلَّآ اَنْتَ لَا شَرِيْكَ لَكَ سُبْحَانَكَ اَللّٰهُمَّ اِنِّىْ اَسْتَغْفِرُكَ لِذَنْبِىْ وَ اَسْأَلُكَ رَحْمَتَكَ ۔

**લાઈલાહ ઈલ્લા અન્ત લા શરીક લક સુબ્હાનકલ્લાહુમ્મ ઈન્ની અસ્તગ્ફિરૂક લિઝમ્બી વ અસ્અલુક રહમતક.**

*(૯૪) તારા સિવાય કોઇ મા'બૂદ નથી, તારો કોઇ ભાગીદાર નથી, તુ પાક છે. હે અલ્લાહ ! હું તારી પાસે પોતાના ગુનાહની માફી ચાહું છું અને તારાથી તારી રહમત માંગુ છું.*

٩٥ – اَللّٰهُمَّ اغْفِرْلِيْ ذَنْبِيْ وَوَسِّعْ لِيْ فِيْ دَارِيْ وَبَارِكْ

لِيْ فِيْ رِزْقِيْ۔

**અલ્લાહુમ્મગ્ફિરલી ઝમ્બી વવસ્સિઅ લી ફી દારી વ બારિક લી ફી રિઝકી.**

*(૯૫) હે અલ્લાહ ! મારા ગુનાહોને માફ કરી દે અને મારા ઘરમાં વિશાળતા દે અને મારી રોઝીમાં તુ ખુબ બરકત દે.*

٩٦ – اَللّٰهُمَّ اجْعَلْنِيْ مِنَ التَّوَّابِيْنَ وَاجْعَلْنِيْ مِنَ الْمُتَطَهِّرِيْنَ۔

**અલ્લાહુમ્મજ્અલ્ની મિનત્તવ્વાબીન વજ્અલ્ની મિનલ્ મુતતહ્હિરીન**

*(૯૬) હે અલ્લાહ ! તુ મને અતિ તવબા કરનાર બનાવી દે અને તુ મને પાકસાફ લોકોમાંથી કરી દે.*

٩٧ – اَللّٰهُمَّ اغْفِرْلِيْ وَاهْدِنِيْ وَارْزُقْنِيْ وَعَافِنِيْ ۔

**અલ્લાહુમ્મગ્ફિરલી વહ્દીની વર્ઝુક્ની વ આફિની.**

*(૯૭) હે અલ્લાહ ! તુ મને માફ કર અને મને હિદાયત દે અને મને રોઝી દે અને મને આફિયત દે.*

٩٨ – اِهْدِنِيْ لِمَا اخْتُلِفَ فِيْهِ مِنَ الْحَقِّ بِاِذْنِكَ ۔

**ઇહ્દીની લિમખ્તુલિફ ફીહિ મિનલ્ હક્કિ બિઇઝનિક**

*(૯૮) તુ મને પોતાના હુકમથી સીધો માર્ગ બતાવી દે, તે ચીજમાં જેના સહ હોવા વિશે મતભેદ હોય.*

٩٩ – اَللّٰهُمَّ اجْعَلْ فِىْ قَلْبِىْ نُوْرًا وَّفِىْ بَصَرِىْ نُوْرًا وَّفِىْ سَمْعِىْ
نُوْرًا وَّعَنْ يَّمِيْنِىْ نُوْرًا وَّعَنْ شِمَالِىْ نُوْرًا وَّخَلْفِىْ نُوْرًا وَّمِنْ اَمَامِىْ
نُوْرًا وَّاجْعَلْ لِّىْ نُوْرًا وَّفِىْ عَصَبِىْ نُوْرًا وَّفِىْ لَحْمِىْ نُوْرًا وَّ فِىْ دَمِىْ
نُوْرًا وَّفِىْ شَعْرِىْ نُوْرًا وَّ فِىْ بَشَرِىْ نُوْرًا وَّفِىْ لِسَانِىْ نُوْرًا وَّاجْعَلْ
فِىْ نَفْسِىْ نُوْرًا وَّاَعْظِمْ لِىْ نُوْرًا وَّاجْعَلْنِىْ نُوْرًا وَّاجْعَلْ مِنْ فَوْقِىْ
نُوْرًا وَّ مِنْ تَحْتِىْ نُوْرًا اَللّٰهُمَّ اَعْطِنِىْ نُوْرًا۔

**અલ્લાહુમ્મજઅલ્ ફી કલ્બી નૂરં વફી બસરી નૂરંવ્વફી સમ્અી નૂરંવ્વ અંય્યમીની નૂરંવ્વ વ અન્ શિમાલી નૂરંવ્વ ખલ્ફી નૂરંવ્ વમિન્ અમામી નુરંવ્વજઅલ્લ્લી નૂરંવ્વફી અશબી નૂરંવ્વફી લહમી નૂરંવ્વફી દમી નૂરંવ્વફી શઅરી નૂરંવ્વફી બશરી નૂરંવ્વફી લિસાની નૂરંવ્વજઅલ્ ફી નફસી નૂરંવ્વ અઅ્ઝિમ્લી નૂરંવ્વજઅલ્ની નૂરંવ્વજઅલ્ મિન્ફવ્કી નૂરંવ્વ મિન્તહ્તી નૂરા, અલ્લાહુમ્મ અઅ્તિની નૂરા.**

*(૯૯) હે અલ્લાહ ! કરી દે તુ મારા દિલમાં નૂર અને મારી આંખમાં નૂર અને મારા કાનમાં નૂર અને મારી જમણી તરફ નૂર અને મારી ડાબી તરફ નૂર અને મારી પાછળ નૂર અને મારી આગળ નૂર અને મારા માટે નૂર અને મારા વાંસામાં નૂર અને મારા માંસમાં નૂર અને મારા લોહીમાં નૂર અને મારા વાળમાં નૂર અને મારી ચામડીમાં નૂર અને મારી ઝુબાનમાં નૂર અને કરી દે મારી જાનમાં નૂર અને મને મહાનતમ્ નૂર અર્પણ કર અને મને સાંગોપાંગ નૂર બનાવી દે અને મારી ઉપર તથા નીચે નૂર કરી દે. હે અલ્લાહ ! મને નૂર અર્પણ કર.*

١٠٠ - اَللّٰهُمَّ افْتَحْ لَنَآ اَبْوَابَ رَحْمَتِكَ وَسَهِّلْ لَّنَآ اَبْوَابَ رِزْقِكَ ـ

**અલ્લાહુમ્મફ્તહ્ લના અબ્વાબ રહમતિક વ સહ્હિલ્ લના અબ્વાબ રિઝ્કિક.**

*(૧૦૦) હે અલ્લાહ ! તુ અમારા માટે તારી રહમતના દ્વાર ખોલી દે અને આસાન કરી દે તુ અમારા માટે તારી રોઝીનાં માધ્યમો—સાધનો.*

١٠١ - اَللّٰهُمَّ اعْصِمْنِىْ مِنَ الشَّيْطَانِ ـ

**અલ્લાહુમ્મ અઅ્સિમ્ની મિનશ્શયતાનિ**

*(૧૦૧) હે અલ્લાહ ! તુ મને શયતાનથી મહફૂઝ રાખ.*

١٠٢ - اَللّٰهُمَّ اِنِّىْ اَسْأَلُكَ مِنْ فَضْلِكَ ـ

**અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુક મિન્ ફઝ્લિક**

*(૧૦૨) હે અલ્લાહ ! હું તારી પાસે તારો ફઝલ માંગુ છું.*

١٠٣ - اَللّٰهُمَّ اغْفِرْلِىْ خَطَايَاىَ وَ ذُنُوْبِىْ كُلَّهَا اَللّٰهُمَّ انْعَشْنِىْ وَاَحْيِنِىْ وَارْزُقْنِىْ وَاهْدِنِىْ لِصَالِحِ الْاَعْمَالِ وَالْاَخْلَاقِ اِنَّهٗ لَا يَهْدِىْ لِصَالِحِهَا وَلَا يَصْرِفُ سَيِّئَهَا اِلَّآ اَنْتَ ـ

**અલ્લાહુમ્મગ્ફિરલી ખતાયાય વ ઝુનૂબી કુલ્લહા, અલ્લાહુમ્મન્અશ્ની વ અહયિની વર્ઝુક્ની વહ્દીની લિ સાલિહિલ્ અઅ્માલિ**

**વલ્ અખ્લાકિ, ઈન્નહુ લા યહદી લિ સાલિહિહા વલા યસ્રિફુ સય્યિઅહા ઈલ્લા અન્ત.**

*(૧૦૩) હે અલ્લાહ ! મારી તમામ ભૂલો અને ગુનાહોને માફ કરી દે. હે અલ્લાહ ! મને ઉચ્ચતા આપ અને મને જીવંત રાખ અને મને રોઝી દે અને તુ મને સારા આ'માલ તથા સારા અખ્લાકની હિદાયત દે, કેમ કે તારા સિવાય કોઇ સારા આ'માલ અને અખ્લાકની હિદાયત આપતો નથી અને બુરા આ'માલ તથા અખ્લાકને દૂર કરતો નથી.*

١٠٤– اَللّٰهُمَّ اِنِّیٓ اَسْأَلُكَ رِزْقًا طَيِّبًا وَّ عِلْمًا نَافِعًا وَّ عَمَلًا مُّتَقَبَّلًا ـ

**અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુક રિઝકન્ તય્યિબં વઈલ્મન્નાફિઅન્ વ અમલમ્ મુતકબ્બલા.**

*(૧૦૪) હે અલ્લાહ ! હું તારી પાસે માંગુ છું પાક રોઝી અને ફાયદાકારક ઇલ્મ અને કબૂલપાત્ર અમલ.*

١٠٥ – اَللّٰهُمَّ اِنِّیْ عَبْدُكَ وَابْنُ عَبْدِكَ وَابْنُ اَمَتِكَ نَاصِيَتِیْ بِيَدِكَ مَاضٍ فِیَّ حُكْمُكَ عَدْلٌ فِیَّ قَضَآءُكَ اَسْأَلُكَ بِكُلِّ اسْمٍ هُوَلَكَ سَمَّيْتَ بِهٖ نَفْسَكَ اَوْ اَنْزَلْتَهٗ فِیْ كِتَابِكَ اَوْ عَلَّمْتَهٗ اَحَدًا مِنْ خَلْقِكَ اَوِاسْتَأْثَرْتَ بِهٖ فِیْ عِلْمِ الْغَيْبِ عِنْدَكَ اَنْ تَجْعَلَ الْقُرْاٰنَ الْعَظِيْمَ رَبِيْعَ قَلْبِیْ وَ نُوْرَ بَصَرِیْ وَ جَلَآءَ حُزْنِیْ وَ ذَهَابَ هَمِّیْ ـ

**અલ્લાહુમ્મ ઈન્ની અબ્દુક વબ્નુ અબ્દિક વબ્નુ અમતિક નાસિયતી બિયદિક્ માઝિં ફિય્ય હુકમુક અદલુન ફિય્ય કઝાઉક અસ્અલુક બિકુલ્લિ ઈસ્મિન્ હુવ લક સમ્મય્ત બિહી નફસક અવ અન્ઝલ્તહૂ ફી કિતાબિક અવ્ અલ્લમ્તહૂ અહદં મ્મિન ખલ્કિક અવિસ્તઅસર્ત બિહી ફી ઈલ્મિલ્ગય્બિ ઈન્દક અન્ તજ્અલલ્કુર્આનલ્ અઝીમ રબીઅ કલ્બી વ નૂર બસરી વ જલાઅ હુઝ્ની વ ઝહાબ હમ્મી.**

*(૧૦૫) હું તારો ગુલામ છું અને તારા ગુલામનો પુત્ર છું અને તારી ગુલામડીનો પુત્ર છું. હું સંપૂર્ણપણે તારા કબજામાં છું, મારી ઝાતમાં તારો હુકમ જારી છે, મારા વિશે તારો ફેસલો ન્યાયપૂર્ણ છે, હું તારી પાસે સવાલ કરું છું તારા પ્રત્યેક તે નામના વસીલાથી, જેની સાથે તેં પોતાની ઝાતને નામવંત કરી છે અથવા જેને તેં પોતાની કિતાબમાં ઉતાર્યું છે અથવા જેને તેં પોતાની મખ્લૂકમાંથી કોઇને શીખવ્યું છે અને જેને તેં પોતાના ઇલ્મે ગૈબમાં જ રહેવા દીધું છે, આ વાતનો (સવાલ) કે તુ કુર્આને અઝીમને મારા દિલની વસંત (બહાર) અને મારા આંખનું નૂર અને મારા રંજગમ અને ચિંતાને દૂર કરનાર બનાવી દે.*

١٠٦ – اَللّٰهُمَّ اِلٰهَ جِبْرَئِيْلَ وَ مِيْكَائِيْلَ وَ اِسْرَافِيْلَ وَاِلٰهَ اِبْرَاهِيْمَ وَاِسْمٰعِيْلَ وَاِسْحٰقَ عَافِنِيْ وَلَا تُسَلِّطَنَّ اَحَدًا مِّنْ خَلْقِكَ عَلَيَّ بِمَا لَا طَاقَةَ لِيْ بِهٖ ـ

**અલ્લાહુમ્મ ઈલાહ જિબરઈલ વ મીકાઈલ વ ઈસરાફીલ વ ઈલાહ ઈબ્રાહીમ વ ઈસ્માઈલ વ ઈસ્હાક આફિની વલા તુસલ્લિતન્ન અહદમ્ મિન્ ખલ્કિક અલય્ય બિમાલા તાકત લી બિહી.**

*(૧૦૬) હે અલ્લાહ ! જિબ્રઈલ, મિકાઈલ, ઇસ્રાફીલના હે મા'બૂદ ! અને ઇબ્રાહીમ, ઇસ્માઇલ, ઇસ્હાક (અલૈ.)ના હે મા'બૂદ ! મને આફિયત દે અને પોતાની મખ્લૂકમાંથી કોઇને મારી ઉપર એવી ચીજ સાથે નિયુક્ત કરીશ નહિ, જેને સહન કરવાની મુજમાં શક્તિ ન હોય.*

١٠٧ – اَللّٰهُمَّ اكْفِنِىْ بِحَلَالِكَ عَنْ حَرَامِكَ وَاَغْنِنِىْ بِفَضْلِكَ عَمَّنْ سِوَاكَ ـ

**અલ્લાહુમ્મક્ફિની બિહલાલિક અન્ હરામિક વઅગ્નિની બિફદલિક અમ્મન સિવાક.**

*(૧૦૭) હે અલ્લાહ ! પોતાની હલાલ રોઝી આપીને (અને) હરામ રોઝીથી બચાવીને તુ મારી કિફાયત કર અને પોતાના ફઝલથી તારા સિવાય અન્ય લોકોથી તુ મને બેપરવા કરી દે.*

١٠٨ – اَللّٰهُمَّ اِنَّكَ تَسْمَعُ كَلَامِىْ وَتَرٰى مَكَانِىْ وَتَعْلَمُ سِرِّىْ وَعَلَانِيَتِىْ لَا يَخْفٰى عَلَيْكَ شَىْءٌ مِّنْ اَمْرِىْ وَاَنَا الْبَائِسُ الْفَقِيْرُ الْمُسْتَغِيْثُ الْمُسْتَجِيْرُ الْوَجِلُ الْمُشْفِقُ الْمُقِرُّ الْمُعْتَرِفُ بِذَنْبِىْ اَسْاَلُكَ مَسْاَلَةَ الْمِسْكِيْنِ وَاَبْتَهِلُ اِلَيْكَ اِبْتِهَالَ الْمُذْنِبِ الذَّلِيْلِ وَاَدْعُوْكَ دُعَآءَ الْخَآئِفِ الضَّرِيْرِ وَدُعَآءَ مَنْ خَضَعَتْ لَكَ رَقَبَتُهٗ وَفَاضَتْ لَكَ عَبْرَتُهٗ وَذَلَّ لَكَ جِسْمُهٗ وَرَغِمَ لَكَ اَنْفُهٗ ، اَللّٰهُمَّ لَا تَجْعَلْنِىْ بِدُعَآئِكَ شَقِيًّا وَّكُنْ بِىْ رَءُوْفًا رَّحِيْمًا يَّا خَيْرَ الْمَسْئُوْلِيْنَ وَيَا خَيْرَ الْمُعْطِيْنَ اَللّٰهُمَّ اِلَيْكَ

اَشْكُوْضُعْفَ قُوَّتِىْ وَ قِلَّةَ حِيْلَتِىْ وَهَوَانِىْ عَلَى النَّاسِ يَآ اَرْحَمَ
الرَّاحِمِيْنَ اِلٰى مَنْ تَكِلُنِىْ اِلٰى عَدُوٍّ يَتَجَهَّمُنِىْ اَمْ اِلٰى قَرِيْبٍ
مَّلَّكْتَهٗ اَمْرِىْ اِنْ لَّمْ تَكُنْ سَاخِطًا عَلَىَّ فَلَا اُبَالِىْ غَيْرَ اَنَّ عَافِيَتَكَ
اَوْسَعُ لِىْ .

**અલ્લાહુમ્મ ઈન્નક તસ્મઅુ કલામી વ તરા મકાની વ તઅ્લમુ સિર્રી વ અલાનિય્યતી લા યખ્ફા અલય્ક શેઉમ્ મિન્ અમ્રિ વ અનલ્ બાઈસુલ્ ફકીરુલ્ મુસ્તગીષુલ્ મુસ્તજીરુલ્ વજીલુલ્ મુશ્ફિકુલ્ મુકિર્રુલ્ મુઅતરિફુ બિઝમ્બી, અસ્અલુક મસ્અલતલ્ મિસ્કીનિ વ અબ્તહિલુ ઈલય્ક ઈબ્તિહાલલ્ મુઝનિબિઝ્ ઝલીલિ, વ અદઊક દુઆઅલ્ ખાઈફિદ્ દરિર વ દુઆઅ મન્ ખઝઅત્ લક રકબતુહૂ વ ફાઝત્ લક અબરતુહૂ વ ઝલ્લ લક જિસ્મુહૂ વ રગિમ લક અન્ફુહૂ, અલ્લાહુમ્મ લા તજ્અલ્ની બિદુઆઈક શકિય્યં વકુન્ બી રઉફર્ રહીમા યા ખય્રલ્ મસ્ઊલીન વ યા ખય્રલ્ મુઅતીન, અલ્લાહુમ્મ ઈલય્ક અશ્કૂ ઝુઅ્ફ કુવ્વતી વ કિલ્લત હીલતી વ હવાની અલન્નાસિ યા અર્રહમર્રાહિમીન ઈલા મન્ તકિલુની ઈલા અદુવ્વિન યતજહ્હમુની અમ્ ઈલા કરીબિમ્ મલ્લકતહુ અમ્રી ઈન્ લમ્ તકુન્ સાખિતન્ અલય્ય ફલા ઉબાલી ગય્ર અન્ન આફિયતક અવ્સઉ લી.**

*(૧૦૮) હે અલ્લાહ ! તુ મારી વાત સાંભળે છે અને તુ મારી જગ્યાને જુએ છે અને તુ મારા ગુપ્ત તથા જાહેરને જાણે છે, તારાથી મારી કોઇ વાત છૂપી રહી શકતી નથી અને હું મુસીબતગ્રસ્ત, મોહતાજ, ફરિયાદી, પનાહ શોધનાર, ડરનાર, ડરપોક છું (અને) પોતાના ગુનાહને સ્વીકારનાર તથા માનનાર છું, હું તારાથી લાચાર માણસના માંગવાની જેમ માંગુ છું.*

હું તારી સામે ગુનેહગાર (અને) અપમાનિત માણસની કાકલૂદી કરવાની પેઠે કાકલૂદી કરું છું અને હું તારાથી ભયભીત તથા આફતગ્રસ્ત માણસના તલબ કરવાની જેમ તલબ કરું છું અને તે માણસના તલબ કરવાની પેઠે (તલબ કરું છું) જેની ગરદન તારી સામે ઝુકેલી હોય અને જેના આંસુ તારી સામે વહી રહયાં હોય અને જેનું બદન તારી સામે ઢીલું પડેલું હોય અને જે તારી સામે પોતાનું નાક રગડતો હોય. હે અલ્લાહ ! તુજથી દુઆ માંગવામાં મને નિષ્ફળ કરીશ નહિ અને તુ મારા માટે અતિ મહેરબાન, રહમ કરનાર થઈ જા, હે તે સૌથી બેહતર, જેમનાથી માંગવામાં આવે અને હે સૌ આપનારાઓમાં બેહતર! હે અલ્લાહ ! હું તારાથી જ શિકાયત કરું છું પોતાની કમશકિતની અને પોતાની કમ સામગ્રીની અને લોકોની નજરોમાં પોતાની તુચ્છતાની, હે અરહમુર્રાહિમીન ! તુ મને કોને સુપ્રત કરે છે ? શું એવા દુશ્મનને કે જે મારી ઉપર ઝુલ્મ આચરે ? અથવા એવા સગાને કે જેના કબજામાં તુ સઘળાં કામ આપી દે ? ! જો તુ મારી ઉપર ગુસ્સે ન થાય તો મને એની કંઇ પરવા નથી, પરંતુ તો પણ તારા અમનમાં મારા માટે વધુ ગુંજાઇશ છે.

١٠٩– اَللّٰهُمَّ اِنَّا نَسْأَلُكَ قُلُوْبًا اَوَّاهَةً مُّخْبِتَةً مُّنِيْبَةً فِىْ سَبِيْلِكَ ـ

**અલ્લાહુમ્મ ઈન્ના નસ્અલુક કુલૂબન્ અવ્વાહતન્ મુખ્બિતતમ્ મુનીબતન્ ફી સબીલિક.**

(૧૦૯) હે અલ્લાહ ! અમે માંગીએ છીએ તારાથી એવાં દિલ, જે અસર કબૂલ કરનારાં હોય અને આજિઝી કરનારાં હોય અને તારા માર્ગમાં રજૂ થનારાં હોય.

١١٠ – اَللّٰهُمَّ اِنِّیْ اَسْأَلُكَ اِیْمَانًا یُّبَاشِرُ قَلْبِیْ وَ یَقِیْنًا صَادِقًا حَتّٰی اَعْلَمَ اَنَّهٗ لَایُصِیْبُنِیْ اِلَّا مَا كَتَبْتَ لِیْ وَ رِضًی مِّنَ الْمَعِیْشَةِ بِمَا قَسَمْتَ لِیْ۔

**અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુક ઈમાનંય્યુબાશિરુ કલ્બી વ યકીનન્ સાદિકન્ હત્તા અઅ્લમ અન્નહુ લા યુસીબુની ઈલ્લા મા કતબ્ત લી વ રિદમ્ મિનલ્ મઅીશતિ બિમા કસમ્ત લી.**

*(૧૧૦) હે અલ્લાહ ! હું તારી પાસે માંગુ છું એવું ઇમાન કે જે મારા દિલમાં સમાવિષ્ટ થઇ જાય અને સાચું યકીન, અહિંયા સુધી કે જાણી લઉં કે જે કાંઇ તુ મારા માટે લખી ચૂકયો છે, તેના સિવાય મને કંઇ પહોંચી શકતુ નથી અને રઝામંદી તે આજીવિકા સાથે, જે તેં મારી તકદીરમાં લખેલી છે.*

١١١ – اَللّٰهُمَّ لَكَ الْحَمْدُ كَالَّذِیْ تَقُوْلُ وَخَیْرًا مِّمَّا نَقُوْلُ اَللّٰهُمَّ اِنِّیْ اَعُوْذُ بِكَ مِنْ مُّنْكَرَاتِ الْاَخْلَاقِ وَالْاَعْمَالِ وَالْاَهْوَآءِ وَالْاَدْوَآءِ نَعُوْذُبِكَ مِنْ شَرِّ مَا اسْتَعَاذَ مِنْهُ نَبِیُّكَ مُحَمَّدٌ ﷺ وَ مِنْ جَارِ السُّوْٓءِ فِیْ دَارِ الْمُقَامَةِ فَاِنَّ جَارَالْبَادِیَةِ یَتَحَوَّلُ وَغَلَبَةِ الْعَدُوِّ وَشَمَاتَةِ الْاَعْدَآءِ وَ مِنَ الْجُوْعِ فَاِنَّهٗ بِئْسَ الضَّجِیْعُ وَمِنَ الْخِیَانَةِ فَاِنَّهَا بِئْسَتِ الْبِطَانَةُ وَاَنْ نَّرْجِعَ عَلٰی اَعْقَابِنَا اَوْنُفْتَنَ عَنْ دِیْنِنَا وَ مِنَ الْفِتَنِ مَاظَهَرَ مِنْهَا وَ مَابَطَنَ وَ مِنْ یَّوْمِ السُّوْٓءِ وَمِنْ لَّیْلَةِ السُّوْٓءِ وَمِنْ سَاعَةِ السُّوْٓءِ وَمِنْ صَاحِبِ السُّوْٓءِ۔

**અલ્લાહુમ્મ લકલ્ હમ્દુ કલ્લઝી તકૂલુ વ ખય્રમ્ મિમ્મા નકૂલુ, અલ્લાહુમ્મ ઇન્ની અઊઝુબિક મિન્ મુન્કરાતિલ્ અખ્લાકિ વલ્ અઅ્માલિ વલ્ અહ્વાઇ વલ્ અદ્વાઇ, વ નઊઝુબિક મિન્ શર્રિ મસ્તઆઝ મિન્હુ નબિય્યુક મુહમ્મદુન (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ) વ-મિન જારિસ્સૂઇ ફી દારિલ્ મુકામતિ ફઇન્ન જારલ્ બાદિયતિ યતહવ્વલુ વ ગલબતિલ્ અદુવ્વિ વ શમાતતિલ્ અઅ્દાઇ, વ મિનલ્ જૂઇ ફઇન્નહુ બિઅ્સદ્ દજીઉ, વ મિનલ્ ખિયાનતિ ફઇન્નહા બિઅ્સતિલ્ બિતાનતુ, વ અન્ નરજિઅ અલા અઅ્કાબિના અવ્ નુફ્તન અન્ દીનિના વ મિનલ્ ફિતનિ મા ઝહર મિન્હા વમા બતન વ મિનસ્સૂઇ વ મિલ્લયલતિસ્સૂઇ વમિન્ સાઅતિસ્સૂઇ વમિન્ સાહિબિસ્સૂઇ.**

*(૧૧૧) હે અલ્લાહ ! તારા માટે તારીફ છે જેટલી કે તુ ફરમાવે છે અને બેહતર તેનાથી કે જે અમે કહીએ છીએ. હે અલ્લાહ ! હું તારી પનાહ ચાહું છું ખરાબ અખ્લાકથી, ખરાબ આ'માલથી, નફસાની ખ્વાહિશોથી અને બીમારીઓથી. અમે તારી પનાહ ચાહીએ છીએ તે બુરી ચીજોથી જેનાથી તારા નબી હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ પનાહ ચાહી છે અને સ્થાયિતામાં બુરા પાડોશીથી, કારણ કે મુસાફિર પાડોશી તો ચાલ્યો જ જાય છે અને દુશ્મનના વર્ચસ્વથી અને દુશ્મનોના મહેણાં-ટોણાંથી અને ભૂખથી કે જે ખરાબ શયન-સાથી છે અને ખયાનતથી કે જે ખરાબ જાણભેદુ છે અને આ વાતથી કે અમે ઊલટા પગે પાછા ફરીએ અથવા પોતાના દીનથી અલગ થઇને ફિત્નામાં પડીએ અને જાહેરી તથા બાતિની ફિત્નાઓથી અને ખરાબ દિવસથી અને ખરાબ રાતથી અને ખરાબ ક્ષણથી અને ખરાબ દોસ્તથી.*

# ચોથી મંઝિલ : મંગળવાર

١١٢ – اَللّٰهُمَّ لَكَ صَلَا تِىْ وَ نُسُكِىْ وَ مَحْيَاىَ وَ مَمَاتِىْ وَ اِلَيْكَ
مَاٰبِىْ وَ لَكَ رَبِّ تُرَاثِىْ ـ

**અલ્લાહુમ્મ લક સલાતી વ નુસુકી વ મહ્યાય વ મમાતી વઇલય્ક મઆબી વ લક રબ્બિ તુરાષી.**

*(૧૧૨) હે અલ્લાહ ! તારા જ માટે છે મારી નમાઝ અને મારી ઇબાદત અને મારું જીવન અને મારું મરણ અને તારા જ તરફ મારે પાછા ફરવાનું છે અને જે કાંઇ હું છોડી જઇશ તે તારું જ છે.*

١١٣ – اَللّٰهُمَّ اِنِّىْ اَسْأَلُكَ مِنْ خَيْرِ مَا تَجِىْءُ بِهِ الرِّيَاحُ ـ

**અલ્લાહુમ્મ ઈન્ની નસ્અલુક મિન ખય્રિ મા તજીઉ બિહી રિંયાહુ.**

*(૧૧૩) હે અલ્લાહ ! હું તારી પાસે તે ચીજોની ભલાઇ માંગુ છું જેમને હવાઓ લાવે છે.*

١١٤ – اَللّٰهُمَّ اجْعَلْنِىْ اُعَظِّمُ شُكْرَكَ وَ اُكْثِرُ ذِكْرَكَ وَاَتَّبِعُ
نَصِيْحَتَكَ وَ اَحْفَظُ وَصِيَّتَكَ ، اَللّٰهُمَّ اِنَّ قُلُوْبَنَا وَ نَوَاصِيَنَا وَ
جَوَارِحَنَا بِيَدِكَ لَمْ تُمَلِّكْنَا مِنْهَا شَيْئًا فَاِذَا فَعَلْتَ ذٰلِكَ بِنَا فَكُنْ
اَنْتَ وَلِيَّنَا وَاهْدِنَا اِلٰى سَوَآءِ السَّبِيْلِ ـ

**અલ્લાહુમ્મજ્ અલ્ની ઉઅઝ્ઝિમુ શુક્રક વ ઉક્ષિરુ ઝિકરક વઅત્તબિઉ નસીહતક વઅહ્ફઝુ વસિય્યતક, અલ્લાહુમ્મ ઈન્ન કુલૂબના વ નવાસિયના વ જવારિહના બિયદિક લમ્ તુમલ્લિકના મિન્હા શયઆ. ફઈઝા ફઅલ્ત ઝાલિક બિના ફકુન્ અન્ત વલિય્યિના વહ્દિના ઈલા સવાઈસ્સબીલ.**

*(૧૧૪) હે અલ્લાહ ! તુ મને એવો બનાવી દે કે હું તારો અત્યંત શુક્ર અદા કરું અને તારો ઘણો ઝિક્ર કરું અને તારી નસીહતને માનતો રહું અને તારી વસિય્યતને યાદ રાખું. હે અલ્લાહ ! અમારાં દિલ અને અમારી પેશાનીઓ (સાંગોપાંગ) અને અમારા અવયવો તારા કબજામાં છે. એમનામાંથી કોઇ ચીજ પર તેં અમને સંપૂર્ણ ઇખ્તિયાર આપ્યો નથી. બસ, જ્યારે તેં આમ કર્યું છે તો તુ જ અમારો મદદગાર રહેજે અને અમને સીધો માર્ગ બતાવજે.*

١١٥ – اَللّٰهُمَّ اجْعَلْ حُبَّكَ اَحَبَّ الْاَشْيَآءِ اِلَيَّ وَاجْعَلْ خَشْيَتَكَ اَخْوَفَ الْاَشْيَاءِ عِنْدِىْ وَاقْطَعْ عَنِّىْ حَاجَاتِ الدُّنْيَا بِالشَّوْقِ اِلٰى لِقَآئِكَ وَاِذَا اَقْرَرْتَ اَعْيُنَ اَهْلِ الدُّنْيَا مِنْ دُنْيَاهُمْ فَاَقْرِرْ عَيْنِىْ مِنْ عِبَادَتِكَ .

**અલ્લાહુમ્મજઅલ્ હુબ્બક અહબ્બલ્ અશ્યાઈ ઈલય્ય વજ્અલ ખશ્યતક અખ્વફલ્ અશ્યાઈ ઈન્દી, વક્તઅ્ અન્ની હાજાતિદ્ દુન્યા બિશ્શવ્કિ ઈલા લિકાઈક વઈઝા અકરર્ત અઅ્યુન અહલિદ્ દુન્યા મિન્ દુન્યાહુમ્ ફઅકિર્ર્ અય્ની મિન્ ઈબાદતિક.**

*(૧૧૫) હે અલ્લાહ ! તારી મુહબ્બતને સઘળી ચીજોથી મને વધુ વહાલી*

કરી આપ અને તારા ડરને મારા નજીક સઘળી ચીજોથી વધુ ખૌફનાક કરી આપ અને પોતાની મુલાકાતના શોખ વડે દુનિયાની તમામ હાજતોને તુ મારાથી દૂર કરી દે અને જ્યારે તેં જગતવાસીઓની આંખોને એમની દુનિયા વડે ઠંડી કરી દીધી છે, તો મારી આંખોને તુ તારી ઇબાદત વડે ઠંડી કરી દે.

١١٦ – اَللّٰهُمَّ اِنِّیۡ اَسۡأَلُكَ الصِّحَّةَ وَالۡعِفَّةَ وَالۡاَمَانَةَ وَ حُسۡنَ الۡخُلُقِ وَالرِّضٰی بِالۡقَدَرِ۔

**અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુકસ્ સિહ્હત વલ્ ઈફ્ફત વલ્ અમાનત વહુસ્નલ્ ખુલુકિ વર્રિદા બિલ્ કદરિ.**

*(૧૧૬) હે અલ્લાહ ! હું માંગુ છું તારી પાસે તંદુરસ્તી અને ધર્મપરાયણતા અને અમાનત અને સારા અખ્લાક અને તકદીર પર રઝામંદી.*

١١٧ – اَللّٰهُمَّ لَكَ الۡحَمۡدُ شُكۡرًا وَّلَكَ الۡمَنُّ فَضۡلًا اَللّٰهُمَّ اِنِّیۡ اَسۡأَلُكَ التَّوۡفِيۡقَ لِمَحَابِّكَ مِنَ الۡاَعۡمَالِ وَصِدۡقَ التَّوَكُّلِ عَلَيۡكَ وَحُسۡنَ الظَّنِّ بِكَ.

**અલ્લાહુમ્મ લકલ્ હમ્દુ શુકરં વલકલ્ મન્નુ ફદલા. અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુકત્ તવ્ફિક લિમહાબ્બિક મિનલ્ અઅમાલિ વ સિદકત્ તવક્કુલિ અલય્ક વ હુસ્નઝ્ઝન્નિ બિક.**

*(૧૧૭) હે અલ્લાહ ! તારા જ માટે સર્વ વખાણો છે–શુક્રની સાથે અને તારા જ માટે એહસાન છે–ફઝલ સાથે. હે અલ્લાહ ! હું તારી પાસે તારી*

પસંદના આ'માલની અને તારા પર સાચા તવક્કુલની અને તારી સાથે સારા ગુમાનની તવફીક માંગુ છું.

١١٨ – اَللّٰهُمَّ افْتَحْ مَسَامِعَ قَلْبِىْ لِذِكْرِكَ وَارْزُقْنِىْ طَاعَتَكَ وَطَاعَةَ رَسُوْلِكَ وَعَمَلًا بِكِتَابِكَ.

**અલ્લાહુમ્મફ્તહ્ મસામિઅ કલ્બિ લિઝિકરિક વર્ઝુક્ની તાઅતક વ તાઅત રસૂલિક વ અમલમ્ બિકિતાબિક.**

*(૧૧૮) હે અલ્લાહ ! તુ મારા દિલના કાન તારા ઝિક્ર માટે ખોલી દે અને તુ મને પોતાની પેરવી તથા પોતાના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પેરવી અને પોતાની કિતાબ (કુર્આન) પર અમલ (કરવાની તવફીક) નસીબ કર.*

١١٩ – اَللّٰهُمَّ اجْعَلْنِىْ اَخْشَاكَ كَاَنِّىْ اَرَاكَ اَبَدًا حَتّٰى اَلْقَاكَ وَاَسْعِدْنِىْ بِتَقْوَاكَ وَلَا تُشْقِنِىْ بِمَعْصِيَتِكَ.

**અલ્લાહુમ્મજ્અલ્ની અખશાક કઅન્ની અરાક અબદન્ હત્તા અલ્કાક વ અસ્ઇદ્ની બિતક્વાક વલા તુશ્કિની બિમઅસિયતિક.**

*(૧૧૯) હે અલ્લાહ ! તુ મારી સ્થિતિ એવી કરી દે કે હું તારાથી એ પ્રમાણે ડરતો રહું કે જાણે હું તને સદાસર્વદા જોઇ રહ્યો હોઉં, એટલે સુધી કે હું તને આવી મળું અને તુ મને પોતાના તકવાથી સૌભાગ્યવંત કરી દે અને પોતાની નાફરમાનીથી તુ મને કમનસીબ કરીશ નહિ.*

١٢٠ – اَللّٰهُمَّ الْطُفْ بِىْ فِىْ تَيْسِيْرِ كُلِّ عَسِيْرٍ فَاِنَّ تَيْسِيْرَ كُلِّ

عَسِيْرٍ عَلَيْكَ يَسِيْرٌ وَّ اَسْئَلُكَ الْيُسْرَ وَالْمُعَافَاةَ فِى الدُّنْيَا وَ الْاٰخِرَةِ ، اَللّٰهُمَّ اعْفُ عَنِّى فَاِنَّكَ عَفُوٌّ كَرِيْمٌ.

**અલ્લાહુમ્મલ્તુફ બી ફી તયસિરિ કુલ્લિ અસીરિન ફઈન્ન તય્સિર કુલ્લિ અસીરિન અલય્ક યસીરુન વ અસ્અલુકલ્ યુસ્ર વલ્ મુઆફાત ફીદ્ દુન્યા વલ્ આખિરતિ. અલ્લાહુમ્મઅફુ અન્ની ફઈન્નક અફુવ્વુન કરીમ.**

*(૧૨૦) હે અલ્લાહ ! દરેક મુસીબતને આસાન કરી દેવામાં તુ મારી ઉપર કરમ અને એહસાન કર, કારણ કે દરેક મુસીબતને આસાન કરી દેવું તારા માટે સરળ છે અને હું તારાથી સહૂલત તથા દુનિયા અને આખિરતમાં માફી ચાહું છું. હે અલ્લાહ ! તુ મારાથી દરગુઝર કર, કારણ કે તુ દરગુઝર કરનાર (અને) માયાળુ છે.*

١٢١ – اَللّٰهُمَّ طَهِّرْ قَلْبِىْ مِنَ النِّفَاقِ وَعَمَلِىْ مِنَ الرِّيَاءِ وَلِسَانِىْ مِنَ الْكِذْبِ وَعَيْنِىْ مِنَ الْخِيَانَةِ فَاِنَّكَ تَعْلَمُ خَائِنَةَ الْاَعْيُنِ وَمَا تُخْفِى الصُّدُوْرُ.

**અલ્લાહુમ્મ તહિહર કલ્બી મિનન્નિફાકિ વ અમલી મિનર્રિયાઈ વ લિસાની મિનલ્ કિઝ્બિ વ અય્ની મિનલ્ ખિયાનતિ ફઈન્નક તઅલમુ ખાઈનતલ્ અઅયુનિ વમા તુખ્ફીસ્સુદૂર**

*(૧૨૧) હે અલ્લાહ ! પાક કરી દે તુ મારા દિલને નિફાકથી અને મારા અમલને રિયાકારીથી અને મારી જીભને જૂઠથી અને મારી આંખોને ખયાનતથી, કારણ કે આંખોની ખયાનત (ચોરી) તથા દિલોના ભેદોને તો તુ જ જાણે છે.*

١٢٢ – اَللّٰهُمَّ ارْزُقْنِىْ عَيْنَيْنِ هَطَّالَتَيْنِ تَسْقِيَانِ الْقَلْبَ بِذُرُوْفِ الدَّمْعِ مِنْ خَشْيَتِكَ قَبْلَ اَنْ تَكُوْنَ الدُّمُوْعُ دَمًا وَّالْاَضْرَاسُ جَمْرًا.

**અલ્લાહુમ્મરઝુકની અચ્નચ્નિ હત્તાલતચ્નિ તસ્કિયાનિલ્ કલ્બ બિઝુરૂફિદ્ દમ્અિ મિન્ ખશ્યતિક કબ્લ અન્ તકૂનદ્ દુમૂઉ દમન્ વલ્ અદરાસુ જમ્રા.**

*(૧૨૨) હે અલ્લાહ ! તુ મને એવી વહેતી આંખો નસીબ કર કે જે મારા દિલને તારા ખૌફથી વહેતા આંસુઓ વડે તરબોળ કરે, એ સમય આવતાં પહેલાં કે આંસુઓ ખૂન અને દાઢ અંગારા બની જાય.*

١٢٣ – اَللّٰهُمَّ عَافِنِىْ فِىْ قُدْرَتِكَ وَاَدْخِلْنِىْ فِىْ رَحْمَتِكَ وَاقْضِ اَجَلِىْ فِىْ طَاعَتِكَ وَاخْتِمْ لِىْ بِخَيْرِ عَمَلِىْ وَاجْعَلْ ثَوَابَهُ الْجَنَّةَ.

**અલ્લાહુમ્મ આફિની ફી કુદરતિક વ અદ્ખિલ્ની ફી રહમતિક વક્ઝિ અજલી ફી તાઅતિક વખ્તિમ્ લી બિખચ્નિ અમલી વજ્અલ્ ષવાબહુલ્ જન્નત.**

*(૧૨૩) હે અલ્લાહ ! પોતાની કુદરતમાં મને શાંતિ આપ અને પોતાની રહમતમાં મને દાખલ કરી લે અને પોતાની પેરવીમાં મારી ઉંમર ગુઝારી દે અને મારા સૌથી સારા અમલ પર મારો અંત આણજે અને એનો સવાબ જન્નત(રૂપે) કરી દે.*

١٢٤ – اَللّٰهُمَّ فَارِجَ الْهَمِّ كَاشِفَ الْغَمِّ مُجِيْبَ دَعْوَةِ

الْمُضْطَرِّيْنَ رَحْمٰنَ الدُّنْيَا وَ رَحِيْمَهَا اَنْتَ تَرْحَمُنِيْ فَارْحَمْنِيْ
بِرَحْمَةٍ تُغْنِيْنِيْ بِهَا عَنْ رَّحْمَةِ مَنْ سِوَاكَ ـ

**અલ્લાહુમ્મ ફારિજલ્ હમ્મિ કાશિફલ્ ગમ્મિ મુજીબ દઅવતિલ્ મુઝ્તર્રીન રહમાનદ્ દુન્યા વ રહીમહા અન્ત તરહમુની ફરહમ્ની બિરહમતિન્ તુગ્નીની બિહા અન્ રહમતિં મન્ સિવાક.**

*(૧૨૪) હે અલ્લાહ ! ચિંતાને દૂર કરનાર, ગમને ખતમ કરનાર, લાચારોની દુઆ કબૂલ કરનાર, દુનિયાના રહમાન, રહીમ, તુ જ મારી ઉપર રહમ કરીશ. તુ મારી ઉપર એવી રહમ કરી દે કે જેના વડે તુ મને બીજાઓની રહમતથી બેપરવા કરી દે.*

١٢٥- اَللّٰهُمَّ اِنِّيْ اَسْأَلُكَ مِنْ فُجَاءَةِ الْخَيْرِ وَاَعُوْذُبِكَ مِنْ
فُجَائَةِ الشَّرِّ.

**અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુક મિન ફુજાઅતિલ્ ખયિર વ અઊઝુબિક મિન ફુજાઅતિશ્ શર્રિ.**

*(૧૨૫) હે અલ્લાહ ! હું તારી પાસે અનપેક્ષિત કે વણમાંગી ભલાઇનો સવાલ કરું છું અને અચાનક આવનારી બુરાઇથી તારી પનાહ ચાહું છું.*

١٢٦- اَللّٰهُمَّ اَنْتَ السَّلَامُ وَمِنْكَ السَّلَامُ وَاِلَيْكَ يَعُوْدُ السَّلَامُ
أَسْأَلُكَ يَا ذَا الْجَلَالِ وَالْاِكْرَامِ اَنْ تَسْتَجِيْبَ لَنَا دَعْوَتَنَا وَاَنْ تُعْطِيَنَا
رَغْبَتَنَا وَاَنْ تُغْنِيَنَا عَمَّنْ اَغْنَيْتَهٗ عَنَّا مِنْ خَلْقِكَ ـ

**અલ્લાહુમ્મ અન્તસ્સલામુ વ મિન્કસ્સલામુ વઈલય્ક યઊદુસ્સલામુ, અસ્અલુક યા ઝલ્ જલાલિ વલ્ ઈકરામિ અન્ તસ્તજીબ લના**

**દઅ્વતના વ અન્ તુઅ્તિયના રગબતના વ અન્ તુઙ્નિયના અમ્મન્ અગ્નયતહૂ અન્ના મિન્ ખલ્કિક.**

*(૧૨૬) હે અલ્લાહ ! તુ જ સલામતીવાળો છે અને તારા તરફથી જ સલામતી આવે છે અને તારી તરફ જ સલામતી આવે છે અને તારી તરફ સલામતી પાછી ફરે છે. હે બુઝુર્ગી અને ઇઝ્ઝતવાન ઝાત ! હું તારી પાસે સવાલ કરું છું આ વાતનો કે, તુ અમારા હકમાં અમારી દુઆને કબૂલ કરજે અને તુ અમને અમારી ખ્વાહિશ અર્પણ કરજે અને તુ મને પોતાની મખ્લૂકમાંના તે લોકોથી બેપરવા કરી દેજે, જેમને તેં ધનવાન બનાવ્યા છે.*

١٢٧ – اَللّٰهُمَّ خِرْ لِیْ وَاخْتَرْ لِیْ ۔

**અલ્લાહુમ્મ ખિર્લી વખ્તર્લી**

*(૧૨૭) હે અલ્લાહ ! ચૂંટી લે મારા માટે અને પસંદ કરી લે મારા માટે.*

١٢٨ – اَللّٰهُمَّ اَرْضِنِیْ بِقَضَآئِكَ وَ بَارِكْ لِیْ فِیْ مَاقُدِّرَ لِیْ حَتّٰی لَآ اُحِبَّ تَعْجِیْلَ مَآ اَخَّرْتَ وَلَا تَاْخِیْرَ مَاعَجَّلْتَ ۔

**અલ્લાહુમ્મ અર્દિની બિકઝાઇક વ બારિક લી ફી મા કુદ્દિર લી હત્તા લા-ઉહિબ્બ તઅ્જીલ મા-અખ્ખરત વલા તઅ્ખીર મા અજ્જલ્ત.**

*(૧૨૮) હે અલ્લાહ ! તુ મને પોતાના હુકમ પર રાજી રાખ અને બરકત દે મારા માટે તે ચીજમાં જે મારા મુકદ્દરમાં લખાયેલી છે, જેથી હું તે ચીજની ચાહતમાં ઉતાવળ ન કરું, જેને તેં વિલંબમાં મૂકેલી છે અને તે ચીજની ચાહતમાં ઢીલ ન કરું, જેને તેં જલદી લખેલી છે.*

۱۲۹ – اَللّٰهُمَّ لَاعَيْشَ اِلَّا عَيْشُ الْاٰخِرَةِ ـ

**અલ્લાહુમ્મ લા અય્શ ઈલ્લા અય્શુલ્ આખિરહ.**

*(૧૨૯) હે અલ્લાહ ! ખરો ઐશ–આરામ તો આખિરતનો જ ઐશ–આરામ છે.*

۱۳۰ – اَللّٰهُمَّ اَحْيِنِىْ مِسْكِيْنًا وَّ اَمِتْنِىْ مِسْكِيْنًا وَّ احْشُرْنِىْ فِىْ زُمْرَةِ الْمَسَاكِيْنِ ـ

**અલ્લાહુમ્મ અહ્યિની મિસ્કીનન્ વ અમિત્ની મિસ્કીનન્ વહ્શુરની ફી ઝુમ્રતિલ્ મસાકીન.**

*(૧૩૦) હે અલ્લાહ ! મને ખાકસારીમાં જીવંત રાખ અને ખાકસારીમાં મને મૌત દે અને ખાકસારોના સમુદાયમાં મને ઉઠાવજે.*

۱۳۱ – اَللّٰهُمَّ اجْعَلْنِىْ مِنَ الَّذِيْنَ اِذَآ اَحْسَنُوْا اِسْتَبْشَرُوْا وَ اِذَآ اَسَآءُوْا اِسْتَغْفَرُوْا ـ

**અલ્લાહુમ્મજઅલ્ની મિનલ્લઝીન ઈઝા અહ્સનૂ ઈસ્તબ્શરૂ વઈઝા અસા–ઉ ઈસ્તગ્ફરૂ.**

*(૧૩૧) હે અલ્લાહ ! તુ મને એવા લોકોમાંથી કરી આપ કે જેઓ નેક કામ કરે છે તો ખુશ થાય છે અને ખરાબ કામ આચરે છે તો માફી ચાહે છે.*

۱۳۲ – اَللّٰهُمَّ اِنِّىْ اَسْاَلُكَ رَحْمَةً مِّنْ عِنْدِكَ تَهْدِىْ بِهَا قَلْبِىْ وَتَجْمَعُ بِهَا اَمْرِىْ وَتَلُمُّ بِهَا شَعْثِىْ وَ تُصْلِحُ بِهَا دِيْنِىْ وَ تَقْضِىْ

بِهَا دِيْنِىْ وَ تَحفَظُ بِهَا غَائِبِىْ وَتَرْفَعُ بِهَا شَاهِدِىْ وَ تُبَيِّضُ بِهَا وَجْهِىْ وَتُزَكِّىْ بِهَا عَمَلِىْ وَ تُلْهِمُنِىْ بِهَا رُشْدِىْ وَ تَرُدُّ بِهَا اُلْفَتِىْ وَتَعْصِمُنِىْ بِهَا مِنْ كُلِّ سُوْءٍ۔

**અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુક રહમતમ્મિન્ ઈન્દિક તહદી બિહા કલ્બી, વ તજમઉ બિહા અમ્રી, વ તલુમ્મુ બિહા શઅ્ષી, વ તુસ્લિહુ બિહા દીની વ તકઝી બિહા દય્ની, વ તહ્ફઝુ બિહા ગાઈબી વ તરફઉ બિહા શાહિદી વ તુબય્યિઝુ બિહા વજ્હી વ તુઝક્કિ બિહા અમલી વ તુલ્હિમુની બિહા રૂશ્દી વ તરુદ્દુ બિહા ઉલ્ફતિ વ તઅસિમુની બિહા મિન્ કુલ્લિ સૂઈન્.**

*(૧૩૨) હે અલ્લાહ ! હું તારી પાસે તારી ખાસ રહમત માંગુ છું કે જેના વડે તુ મારા દિલને હિદાયત કરી દે અને જેના વડે મારાં કામોને સંતોષકારક કરી દે અને જેના વડે મારી દુર્દશાને સુધારી દે અને જેનાથી મારા દીનને દુરુસ્ત કરી દે અને જેનાથી મારા કર્ઝને ભરપાઇ કરી દે અને જેના મારફત મારી ગાયબ ચીઝોની હિફાઝત કરે અને જેના વડે મારી મવજૂદ ચીઝોને શકિત પ્રદાન કરે અને જેનાથી મારા મુખને રોશન કરી દે અને જેનાથી મારા અમલને પાક કરી દે અને જેનાથી મારા દિલમાં નાખી દે મારી હિદાયત અને જેના વડે મારી ઉલ્ફત પરત કરી દે અને જેના ઝરીએ મને દરેક બુરાઇથી બચાવી રાખે.*

١٣٣ – اَللّٰهُمَّ اَعْطِنِىْ اِيْمَانًا لَا يَرْتَدُّ وَ يَقِيْنًا لَيْسَ بَعْدَهٗ كُفْرٌ وَّ رَحْمَةً اَنَالُ بِهَا شَرَفَ كَرَامَتِكَ فِى الدُّنْيَا وَالْاٰخِرَةِ۔

**અલ્લાહુમ્મ અઅ્તિની ઈમાનલ્લા યરતદ્દુ વ યકીનલ્લયસ બઅ્દહુ કુફરૂં વ રહમતન્ અનાલુ બિહા શરફ કરામતિક ફીદ્ દુન્યા વલ્ આખિરહ.**

*(૧૩૩) હે અલ્લાહ ! તુ મને એવું ઈમાન અર્પણ કર કે પછી ડામાડોળ ન થાય અને એવું યકીન કે એના પછી કુફ્ર ન હોય અને એવી રહમત કે જેના વડે હું દુનિયા અને આખિરતમાં તારા ત્યાંની ઇઝ્ઝતનું સૌભાગ્ય પામી લઉં.*

١٣٤ – اَللّٰهُمَّ اِنِّیۡ اَسۡاَلُكَ الۡفَوۡزَ فِیۡ الۡقَضَآءِ وَنُزُلَ الشُّهَدَآءِ وَعَيۡشَ السُّعَدَآءِ وَمُرَافَقَةَ الۡاَنۡبِيَآءِ وَالنَّصۡرَ عَلَى الۡاَعۡدَآءِ اِنَّكَ سَمِيۡعُ الدُّعَآءِ ـ

**અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુકલ્ ફવ્ઝ ફીલ્ કઝાઈ વ નુઝુલશ્ શુહદાઈ વ અય્શસ્ સુઅદાઈ વ મુરાફકતલ્ અમ્બિયાઈ વન્નસ્ર અલલ્ અઅદાઈ ઈન્નક સમીઉદ્ દુઆઈ.**

*(૧૩૪) હે અલ્લાહ ! હું તારી પાસે માંગુ છું કિસ્મતમાં કામિયાબી અને શહીદોની મહેમાની અને ભાગ્યશાળી લોકોનો ઐશ અને અમ્બિયાઅ્ (અલૈ.)નો સહવાસ અને દુશ્મનો પર ફતેહ, કારણ કે તુ જ દુઆને સાંભળનાર છે.*

١٣٥ – اَللّٰهُمَّ مَا قَصُرَ عَنۡهُ رَاۡيِیۡ وَضَعُفَ عَنۡهُ عَمَلِیۡ وَلَمۡ تَبۡلُغۡهُ مُنۡيَتِیۡ وَمَسۡاَلَتِیۡ مِنۡ خَيۡرٍ وَّعَدۡتَّهٗ اَحَدًا مِّنۡ خَلۡقِكَ اَوۡ خَيۡرٍ اَنۡتَ مُعۡطِيۡهِ اَحَدًا مِّنۡ عِبَادِكَ فَاِنِّیۡ اَرۡغَبُ اِلَيۡكَ فِيۡهِ وَ اَسۡاَلُكَ بِرَحۡمَتِكَ رَبَّ الۡعٰلَمِيۡنَ ـ

**અલ્લાહુમ્મ મા કસુર અન્હુ રઅયી વ ઝઉફ અન્હુ અમલી વલમ્ તબ્લુગ્હૂ મુન્યતી વ મસ્અલતી મિન્ ખય્રિં વઅત્તહુ અહદમ્મિન ખલિકક અવ્ ખય્રિન અન્ત મુઅ્તીહિ અહદમ્મિન્ ઈબાદિક ફઈન્ની અરગબુ ઈલયક ફીહિ વ અસ્અલુક બિરહમતિક રબ્બલ્ આલમીન.**

*(૧૩૫) હે અલ્લાહ ! એવી ભલાઇ કે જેને તે પોતાની માખ્લૂકમાંથી કોઇને આપવાનો વાયદો કર્યો હોય અથવા એવી ભલાઇ કે જેને તુ પોતાના બંદાઓમાંથી કોઇને આપનાર હોય, (પરંતુ) તેને પામવાથી મારી દ્રષ્ટિ અધૂરી રહી ગઇ હોય અને એની પ્રાપ્તિમાં મારા આ'માલ કમ પડ્યા હોય, મારી આરઝૂ તથા મારો સવાલ એના સુધી પહોંચી શકતર્યા ન હોય, તો હું તારાથી એની ખ્વાહિશ કરું છું અને તારી રહમતને કારણે હું તારી પાસે માંગણી કરું છું, હે જગતોના પાલનહાર!*

١٣٦ - اَللّٰهُمَّ اِنِّیۡ اُنۡزِلُ بِكَ حَاجَتِیۡ وَاِنۡ قَصُرَ رَأۡیِیۡ وَ ضَعُفَ عَمَلِیۡ اِفۡتَقَرۡتُ اِلٰی رَحۡمَتِكَ فَاَسۡاَلُكَ یَا قَاضِیَ الۡاُمُوۡرِ وَیَا شَافِیَ الصُّدُوۡرِ كَمَا تُجِیۡرُ بَیۡنَ الۡبُحُوۡرِ اَنۡ تُجِیۡرَنِیۡ مِنۡ عَذَابِ السَّعِیۡرِ وَمِنۡ دَعۡوَةِ الثُّبُوۡرِ وَمِنۡ فِتۡنَةِ الۡقُبُوۡرِ۔

**અલ્લાહુમ્મ ઈન્ની ઉન્ઝિલુ બિક હાજતી વઈન્ કસુર રાઅયી વ ઝઉફ અમલી ઈફતકરતુ ઈલા રહમતિક ફઅસ્અલુક યા કાઝિયલ્ ઉમૂરિ વ યા શાફિયસ્સુદુરિ કમા તુજીરુ બય્નલ્ બુહૂરિ અન્ તુજીરની મિન્ અઝાબિસ્સઈર વમિન્ દઅવતુષ્શુબૂર વમિન્ ફિત્નતિલ્ કુબૂરિ.**

(૧૩૬) હે અલ્લાહ ! હું પોતાની હાજત તારા હવાલે કરું છું. જો કે મારી સમજ ટૂંકી છે અને મારો અમલ કમઝોર છે, હું તારી રહમતનો મોહતાજ છું. જેથી હે કામોને પૂરા કરનાર અને દિલોને શિફા દેનાર ઝાત ! જેવી રીતે તેં સમંદરોની વચ્ચે અંતર કરી દીધું છે, (એવી જ રીતે) તુ મને દૂર અંતરે રાખજે દોઝખના અઝાબથી અને રડાકૂટથી અને કબરોના ફિત્નાથી.

١٣٧ – اَللّٰهُمَّ ذَا الْحَبْلِ الشَّدِيْدِ وَالْأَمْرِ الرَّشِيْدِ أَسْأَلُكَ الْأَمْنَ يَوْمَ الْوَعِيْدِ وَالْجَنَّةَ يَوْمَ الْخُلُوْدِ مَعَ الْمُقَرَّبِيْنَ الشُّهُوْدِ الرُّكَّعِ السُّجُوْدِ الْمُوْفِيْنَ بِالْعُهُوْدِ إِنَّكَ رَحِيْمٌ وَّدُوْدٌ وَّ إِنَّكَ تَفْعَلُ مَا تُرِيْدُ.

**અલ્લાહુમ્મ ઝલ્ હબ્લિશ્શદીદિ વલ્ અમરિર્ રશીદિ અસ્અલુકલ્ અમ્ન યવ્મલ્ વઈદિ વલ્ જન્નત યવ્મલ્ ખુલૂદિ મઅલ્ મુકર્રબીનશ્ શુહૂદિર્ રુક્કઈસ્સુજૂદિલ્ મૂફીન બિલ્ ઉહૂદિ ઈન્નક રહીમું વદૂદું વ ઈન્નક તફઅલુ મા તુરીદ.**

(૧૩૭) મજબૂત રસ્સી અને દુરુસ્ત હુકમવાળા હે અલ્લાહ ! હું તારી પાસે માંગુ છું, શાંતિ વઈદના દિવસમાં અને જન્નત યવમિલ ખુલૂદમાં, તે લોકો સાથે જેઓ નિકટવર્તી– મુકર્રબ છે, હાજરાહજૂર રહેનાર, રુકૂઅ–સજદા કરનાર, વચનોને પૂરા કરનાર છે. બેશક, તુ રહમ કરનાર (અને) શફકત કરનાર છે. બેશક, તુ ચાહે તે કરી શકે છે.

١٣٨ – اَللّٰهُمَّ اجْعَلْنَا هَادِيْنَ مُهْتَدِيْنَ غَيْرَ ضَالِّيْنَ وَلَا مُضِلِّيْنَ سِلْمًا لِأَوْلِيَائِكَ وَحَرْبًا لِأَعْدَائِكَ نُحِبُّ بِحُبِّكَ مَنْ أَحَبَّكَ وَنُعَادِيْ بِعَدَاوَتِكَ مَنْ خَالَفَكَ مِنْ خَلْقِكَ.

**અલ્લાહુમ્મજ્અલ્ના હાદીન મુહતદીન ગય્ર દાલ્લિન વલા મુદિલ્લીન સિલ્મન્ લિઅવ્લિયાઈક વ હરબલ્લિ અઅ્દાઈક નુહિબ્બુ બિહુબ્બિક મન્ અહબ્બક વ નુઆદી બિઅદાવતિક મન્ ખાલફક મિન્ ખલ્કિક.**

*(૧૩૮) હે અલ્લાહ ! કરી દે તુ અમને રાહદર્શક, રાહ પામેલ. ગુમરાહ અને ગુમરાહ કરનાર કરીશ નહિ, (કરી દે) દોસ્ત તારા દોસ્તોના અને દુશ્મન તારા દુશ્મનોના, તારી મખ્લૂકમાંથી તારી મુહબ્બતને કારણે જે તારાથી મુહબ્બત રાખે તેનાથી અમે મુહબ્બત રાખીએ અને તારી દુશ્મનાવટના કારણે જે તારાથી દુશ્મની રાખે તેનાથી અમે પણ દુશ્મની રાખીએ.*

١٣٩ – اَللّٰهُمَّ هٰذَا الدُّعَآءُ وَعَلَيْكَ الإِجَابَةُ وهٰذَا الْجَهْدُ وَعَلَيْكَ التُّكْلَانُ اَللّٰهُمَّ لَا تَكِلْنِىْ اِلٰى نَفْسِىْ طَرْفَةَ عَيْنٍ وَّ لَا تَنْزِعْ مِنِّىْ صَالِحَ مَا اَعْطَيْتَنِىْ ـ

**અલ્લાહુમ્મ હાઝદ્ દુઆઉ વ અલય્કલ્ ઈજાબતુ વ હાઝલ્ જહ્દુ વ અલય્કત્તુકલાનુ, અલ્લાહુમ્મ લા તકિલ્ની ઈલા નફસી તરફત અય્નિં વલા તન્ઝીઅ્ મિન્ની સૉલિહ મા અઅ્તય્તની.**

*(૧૩૯) હે અલ્લાહ ! આ દુઆ છે અને તારા ઝિમ્મે (એને) કબૂલ કરવુ છે અને આ (મારી) કોશિશ છે અને તારી ઉપર જ ભરોસો છે. હે અલ્લાહ ! તુ એક પલકવાર પણ મને મારા નફસને હવાલે કરીશ નહિ અને જે સારી ચીજો તેં મને આપી છે તે મારી પાસેથી છીનવીશ નહિ.*

١٤٠ – اَللّٰهُمَّ إِنَّكَ لَسْتَ بِإِلٰهٍ اِسْتَحْدَثْنَاهُ وَلَا بِرَبٍّ يَّبِيْدُ

ذِكْرُهُ ابْتَدَعْنَاهُ وَلَا عَلَيْكَ شُرَكَاءُ يَقْضُوْنَ مَعَكَ وَلَا كَانَ لَنَا قَبْلَكَ مِنْ اِلٰهٍ نَلْجَأُ اِلَيْهِ وَنَذَرُكَ وَلَا اَعَانَكَ عَلٰى خَلْقِنَا اَحَدٌ فَنُشْرِكَهُ فِيْكَ تَبَارَكْتَ وَتَعَالَيْتَ فَنَسْأَلُكَ لَا اِلٰهَ اِلَّا اَنْتَ اغْفِرْلِيْ.

**અલ્લાહુમ્મ ઈન્નક લસ્ત બિઈલાહિનિસ્ તહ્દષ્નાહુ વલા બિરબ્બિં યબીદુ ઝિકરુહુ ઈબ્તદઅનાહુ વલા અલય્ક શુરકાઉ યકઝૂન મઅક વલા કાન લના કબ્લક મિન્ ઈલાહિન્ નલ્જઉ ઈલય્હિ વ નઝરુક વલા અઆનક અલા ખલ્કિના અહદુન્ ફનુશ્રિકહૂ ફીક તબારકત વ તઆલય્ત ફનસ્અલુક લા-ઈલાહ ઈલ્લા અન્ત ઈગ્ફિરલી.**

*(૧૪૦) હે અલ્લાહ ! તુ એવો મા'બૂદ નથી કે જેને અમે ઘડી કાઢયો હોય અને એવો પરવરદિગાર નથી કે જેનો ઝિક્ર વિનાશક હોય અને અમે એને ઉપજાવી કાઢયો હોય અને ન તો તારા બીજા સાથીઓ છે કે જે તારા હુકમમાં શરીક હોય અને ન તો તારી પહેલાં અમારો કોઇ ખુદા હતો કે જેની અમે પનાહ (શરણ) પકડતા હોત અને તને છોડી દીધો હોત અને અમને પેદા કરવામાં તારી કોઇએ મદદ પણ કરી નથી કે જેને અમે તારી સાથે શરીક માનીએ. તારી ઝાત બરકતવંત અને ઉચ્ચતર છે, અમે તારાથી જ માંગીએ છીએ, તારા સિવાય કોઇ મા'બૂદ નથી, તુ અમને માફ કર.*

١٤١ – اَللّٰهُمَّ اَنْتَ خَلَقْتَ نَفْسِيْ وَاَنْتَ تَوَفّٰهَا لَكَ مَمَاتُهَا وَمَحْيَاهَا اِنْ اَحْيَيْتَهَا فَاحْفَظْهَا بِمَا تَحْفَظُ بِهِ عِبَادَكَ الصّٰالِحِيْنَ وَاِنْ اَمَتَّهَا فَاغْفِرْ لَهَا وَارْحَمْهَا.

**અલ્લાહુમ્મ અન્ત ખલક્ત નફ્સી વ અન્ત તવફ્ફાહા લક મમાતુહા વ મહયાહા ઈન અહ્યયતહા ફહ્ફઝ્હા બિમા તહ્ફઝુ બિહી ઈબાદકસ્સૉલિહીન વઈન્ અમત્તહા ફગ્ફિર્ લહા વર્હમ્હા.**

*(૧૪૧) હે અલ્લાહ ! તે જ મારા જાન (પ્રાણ)ને પેદા કર્યો છે અને તુ એને વફાત આપીશ, તારા માટે જ એનું મરણ અને એનું જીવન છે. જો તુ એને જીવંત રાખે તો એની એવી હિફાઝત કરજે જેવી કે તુ પોતાના બંદાઓની હિફાઝત કરે છે અને જો તુ એને મૌત આપે તો એને બખ્શી દેજે અને એની ઉપર રહમ કરજે.*

١٤٢ – اَللّٰهُمَّ اَعِنِّيْ بِالْعِلْمِ وَ زَيِّنِّيْ بِالْحِلْمِ وَ اَكْرِمْنِيْ بِالتَّقْوٰى وَ جَمِّلْنِيْ بِالْعَافِيَةِ.

**અલ્લાહુમ્મ અઈન્ની બિલ્ ઈલ્મિ વ ઝય્યિન્ની બિલ્ હિલ્મિ વ અક્રિમ્ની બિત્તક્વા વ જમ્મીલ્ની બિલ્ આફિયતિ.**

*(૧૪૨) હે અલ્લાહ ! મારી મદદ કર ઇલ્મથી અને મને સહનશીલતાથી આભૂષિત કરી દે અને મને તકવા વડે બુઝુર્ગી અર્પણ કર અને આફિયતથી મને જમાલવંત કરી આપ.*

١٤٣ – اَللّٰهُمَّ لَا يُدْرِكُنِيْ زَمَانٌ وَّلَا يُدْرِكُوْا زَمَانًا لَّا يُتَّبَعُ فِيْهِ الْعَلِيْمُ وَ لَا يُسْتَحْيٰ فِيْهِ مِنَ الْحَلِيْمِ قُلُوْبُهُمْ قُلُوْبُ الْاَعَاجِمِ وَاَلْسِنَتُهُمْ اَلْسِنَةُ الْعَرَبِ.

**અલ્લાહુમ્મ લા યુદ્રિક્ની ઝમાનું વલા યુદરિકૂ ઝમાનલ્લા યુત્તબઉ ફીહિલ્ અલીમુ વલા યુસ્તહ્યા ફીહિ મિનલ્ હલીમ**

**કુલૂબુહુમ કુલૂબુલ્ અઆજિમિ વ અલ્સિનતુહુમ્ અલ્સિનતુલ્ અરબ.**

*(૧૪૩) હે અલ્લાહ ! મને તે ઝમાનો જોવા ન મળે અને આ લોકો તે ઝમાનાને જોવા ન પામે કે જેમાં આલિમોની પેરવી ન કરાય અને જેમાં બા-વકાર (પ્રતિષ્ઠિત) લોકોનો લિહાઝ ન રખાય, એમનાં દિલો બિન આરબોનાં દિલો જેવા અને એમની ઝબાનો આરબોની ઝબાનો જેવી.*

١٤٤ – اَللّٰهُمَّ اِنِّیْ اَتَّخِذُ عِنْدَكَ عَهْدًا لَّنْ تُخْلِفَنِيْهِ فَاِنَّمَا اَنَا
بَشَرٌ فَاَيُّمَا مُؤْمِنٍ اٰذَيْتُهٗ اَوْ شَتَمْتُهٗ اَوْ جَلَدْتُّهٗ اَوْ لَعَنْتُهٗ فَاجْعَلْهَا لَهٗ
صَلٰوةً وَّ زَكٰوةً وَّ قُرْبَةً تُقَرِّبُهٗ بِهَاۤ اِلَيْكَ، اَللّٰهُمَّ اِنِّیْۤ اَعُوْذُبِكَ
مِنَ الْبَرَصِ وَ مِنَ الشِّقَاقِ وَالنِّفَاقِ وَ سُوْءِ الْاَخْلَاقِ وَ مِنْ شَرِّ
مَا تَعْلَمُ، اَعُوْذُ بِاللّٰهِ مِنْ حَالِ اَهْلِ النَّارِ وَمِنَ النَّارِ وَمَا قَرَّبَ
اِلَيْهَا مِنْ قَوْلٍ اَوْ عَمَلٍ وَّ مِنْ شَرِّ مَا اَنْتَ اٰخِذٌ بِنَاصِيَتِهٖ وَ
اَعُوْذُبِكَ مِنْ شَرِّ مَا فِیْ هٰذَا الْيَوْمِ وَشَرِّ مَا بَعْدَهٗ وَ مِنْ شَرِّ نَفْسِیْ
وَ شَرِّ الشَّيْطَانِ وَ شِرْكِهٖ وَاَنْ نَّقْتَرِفَ عَلٰۤى اَنْفُسِنَا سُوْءً اَوْ نَجُرَّهٗ
اِلٰى مُسْلِمٍ اَوْاَكْتَسِبَ خَطِيْئَةً اَوْ ذَنْبًا لَّا تَغْفِرُهٗ وَمِنْ ضِيْقِ
الْمَقَامِ يَوْمَ الْقِيَامَةِ .

**અલ્લાહુમ્મ ઈન્ની અત્તખિઝુ ઈન્દક અહ્દન લન્ તુખ્લિફનિહી ફઈન્નમા અના બશરુન્ ફઅય્યુમા મુઅ્મિનિન્ આઝય્તુહુ અવ્ શતમ્તુહૂ અવ્ જલદ્તુહુ અવ્ લઅન્તુહુ ફજ્અલ્હા લહુ સલાતન્**

**વ ઝકાતં વ કુરબતન્ તુકર્રિબુહુ બિહા ઈલય્ક, અલ્લાહુમ્મ ઈન્ની અઊઝુબિક મિનલ્ બરસિ વ મિનશ્શિકાકિ વન્નિફાકિ વ સૂઈલ્ અખ્લાકિ વ મિન્ શર્રિ મા તઅ્લમુ અઊઝૂબિલ્લાહિ મિન્ હાલિ અહલિન્નારિ વમિનન્નારિ વમા કર્રબ ઈલય્હા મિન્ કવ્લિન અવ્ અમલિન વમિન્ શર્રિ મા અન્ત આખિઝુન બિનાસિતિહી વ અઊઝુબિક મિન્ શર્રિ મા ફી હાઝલ્ યવ્મિ વ શર્રિ મા બઅ્દહુ વ મિન્ શર્રિ નફ્સી વ શર્રિશ્શય્તાનિ વ શિર્કિહી વ અન્ નકતરિફ અલા અન્ફુસિના સૂઅન્ અવ્ નજુર્રહુ ઈલા મુસ્લિમિન અવ્ અક્તસિબ ખતીઅતન્ અવ્ ઝમ્બલ્લા તગ્ફિરુહૂ વ મિન્ ઝીકિલ્ મકામિ યવ્મલ્ કિયામતિ.**

*(૧૪૪) હે અલ્લાહ ! હું તારાથી એક વચન લઉં છું કે એની વિરુદ્ધ તુ કદી કરીશ નહિ, કારણ કે હું તો ઈન્સાન છું. બસ, જે મુઅમિનને હું તકલીફ આપું યા એને બુરું ભલું કહું અથવા હું એની મારપીટ કરું યા એને બદદુઆ આપું, તો મારી આ હરકતોને તુ એના હકમાં નેઅમત, પાકીઝગી અને નઝદીકીનો ઝરીઅહ બનાવી આપજે કે જેના વડે તુ એને પોતાનો મુકર્રબ બનાવી આપે. હે અલ્લાહ ! હું તારી પનાહ ચાહું છું કોઢથી, ઝઘડા–ટંટાથી, નિફાકથી, ખરાબ અખ્લાકથી અને તે ચીજોની બુરાઈથી જેને તુ જાણે છે. હું અલ્લાહની પનાહ ચાહું છું દોઝખીઓની હાલતથી અને દોઝખથી અને એવા કથન કે વર્તનથી કે જે એના નજીક કરી આપે અને તે ચીજની બુરાઈથી જે તારા અંકુશમાં છે અને પનાહ ચાહું છું હું તારી તે ચીજની બુરાઈથી જે આ દિવસમાં છે અને તે ચીજની બુરાઈથી જે એના પછી છે અને પોતાના નફસની બુરાઈથી અને શયતાનની બુરાઈથી તથા તેના શિર્કથી અને આ વાતથી (પનાહ ચાહું છું)*

કે અમે સ્વજાતની વિરુદ્ધ કોઇ બુરાઇ હાસિલ કરીએ અથવા એને કોઇ મુસલમાન તરફ પહોંચાડીએ અથવા (પનાહ યાચું છું આ વાતથી કે) હું કોઇ એવી ભૂલ કે ગુનાહ કરું, જેને તુ ન બખ્શે અને કયામતના દિવસે જગ્યાની સકડામણથી.

# પાંચમી મંઝિલ : બુધવાર

١٤٥ – اَللّٰهُمَّ حَصِّنْ فَرْجِىْ وَ يَسِّرْلِىْ اَمْرِىْ .

**અલ્લાહુમ્મ હસ્સિન્ ફર્જી વ યસ્સિર્લી અમ્રી.**

*(૧૪૫) હે અલ્લાહ ! તુ મારી શર્મગાહ (ગુપ્તાંગ)ની હિફાઝત કર અને મારા માટે મારું કામ આસાન કરી દે.*

١٤٦ – اَللّٰهُمَّ اِنِّىْ اَسْأَلُكَ تَمَامَ الْوُضُوْءِ وَ تَمَامَ الصَّلٰوةِ وَ تَمَامَ رِضْوَانِكَ وَ تَمَامَ مَغْفِرَتِكَ .

**અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુક તમામલ્ વુઝૂઈ વ તમામસ્સલાતિ વ તમામ રિદવાનિક વ તમામ મગ્ફિરતિક.**

*(૧૪૬) હે અલ્લાહ ! હું માંગુ છું તારી પાસે વુઝૂની પરિપૂર્ણતા, નમાઝની સંપૂર્ણતા અને તારી સંપૂર્ણ રઝામંદી અને તારી સંપૂર્ણ મગફિરત.*

١٤٧ – اَللّٰهُمَّ اَعْطِنِىْ كِتَابِىْ بِيَمِيْنِىْ .

**અલ્લાહુમ્મ અઅ્તિની કિતાબી બિયમીની.**

*(૧૪૭) હે અલ્લાહ ! તુ મને મારું નામ–એ આ'માલ (કરણીપત્રક) જમણા હાથમાં આપજે.*

١٤٨ – اَللّٰهُمَّ غَشِّنِىْ بِرَحْمَتِكَ وَجَنِّبْنِىْ عَذَابَكَ .

**અલ્લાહુમ્મ ગશ્શિની બિરહ્મતિક વ જન્નિબ્ની અઝાબક.**

*(૧૪૮) હે અલ્લાહ ! મને પોતાની રહમતથી ઢાંકી લે અને મને પોતાના અઝાબથી બચાવજે.*

١٤٩ – اَللّٰهُمَّ ثَبِّتْ قَدَمَیَّ یَوْمَ تَزِلُّ فِیْهِ الْاَقْدَامُ .

**અલ્લાહુમ્મ ષબ્બિત કદમય્ય યવ્મ તઝિલ્લુ ફીહિલ્ અકદામુ.**

*(૧૪૯) હે અલ્લાહ ! મારા કદમને તુ સાબિત રાખજે, જે દિવસે કે કદમ ડગમગી જશે.*

١٥٠ – اَللّٰهُمَّ اجْعَلْنَا مُفْلِحِیْنَ .

**અલ્લાહુમ્મજ અલ્ના મુફ્લિહીન.**

*(૧૫૦) હે અલ્લાહ ! તુ અમને કામિયાબ કર.*

١٥١ – اَللّٰهُمَّ افْتَحْ اَقْفَالَ قُلُوْبِنَا بِذِكْرِكَ وَ اَتْمِمْ عَلَیْنَا نِعْمَتَكَ
وَ اَسْبِغْ عَلَیْنَا مِنْ فَضْلِكَ وَ اجْعَلْنَا مِنْ عِبَادِكَ الصّٰلِحِیْنَ .

**અલ્લાહુમ્મફ્તહ્ અક્ફાલ કુલૂબિના બિઝિકરિક વ અતિમ્ અલય્ના નિઅ્મતક વઅસ્બિગ અલય્ના મિન્ ફઝ્લિક, વજ્અલ્ના મિન્ ઈબાદિકસ્ સૉલિહીન.**

*(૧૫૧) હે અલ્લાહ ! તુ અમારાં દિલોનાં તાળાંને પોતાના ઝિક્ર વડે ખોલી દે અને અમારી ઉપર પોતાની નેઅમતને સંપૂર્ણ કર અને અમારી ઉપર પોતાના ફઝલને કામિલ કર અને અમને પોતાના નેક બંદાઓમાંથી બનાવી દે.*

١٥٢ – اَللّٰهُمَّ اٰتِنِىْ اَفْضَلَ مَا تُؤْتِىْ عِبَادَكَ الصَّالِحِيْنَ.

**અલ્લાહુમ્મ આતિની અફઝલ મા તુઅ્તી ઈબાદકસ્ સૉલિહીન.**

*(૧૫૨) હે અલ્લાહ ! મને તે સર્વશ્રેષ્ઠ ચીજ અર્પણ કર, જે તુ પોતાના નેક બંદાઓને અર્પણ કરે છે.*

١٥٣ – اَللّٰهُمَّ اَحْيِنِىْ مُسْلِمًا وَّ اَمِتْنِىْ مُسْلِمًا.

**અલ્લાહુમ્મ અહ્‌યિની મુસ્લિમં વ અમિત્નિ મુસ્લિમા.**

*(૧૫૩) હે અલ્લાહ ! તુ મને ઈસ્લામી જીવન અતા કર અને મને ઈસ્લામ પર વફાત દેજે.*

١٥٤ – اَللّٰهُمَّ عَذِّبِ الْكَفَرَةَ وَ اَلْقِ فِىْ قُلُوْبِهِمُ الرُّعْبَ وَ خَالِفْ بَيْنَ كَلِمَتِهِمْ وَ اَنْزِلْ عَلَيْهِمْ رِجْزَكَ وَ عَذَابَكَ، اَللّٰهُمَّ عَذِّبِ الْكَفَرَةَ اَهْلَ الْكِتٰبِ وَ الْمُشْرِكِيْنَ الَّذِيْنَ يَجْحَدُوْنَ اٰيَاتِكَ وَيُكَذِّبُوْنَ رُسُلَكَ وَيَصُدُّوْنَ عَنْ سَبِيْلِكَ وَ يَتَعَدَّوْنَ حُدُوْدَكَ وَ يَدْعُوْنَ مَعَكَ اِلٰهًا اٰخَرَ لَآ اِلٰهَ اِلَّا اَنْتَ تَبَارَكْتَ وَ تَعَالَيْتَ عَمَّا يَقُوْلُ الظّٰلِمُوْنَ عُلُوًّا كَبِيْرًا.

**અલ્લાહુમ્મ અઝ્ઝિબિલ્ કફરત વઅલ્કિ ફી કુલૂબિહિમુર રુઅ્બ. વ ખાલિફ્ બય્ન કલિમતિહિમ્ વ અન્ઝિલ્ અલય્હિમ રિજ્ઝક વ અઝાબક અલ્લાહુમ્મ અઝ્ઝિબિલ્ કફરત અહ્લલ્ કિતાબિ વલ્ મુશ્રિકીનલ્લઝીન યજ્હદૂન આયાતિક વ યુકઝ્ઝિબૂન રુસુલક વ યસુદ્દુન અન્ સબીલિક વ યતઅદ્દવ્ન હુદૂદક વ યદ્ઉન મઅક**

**ઈલાહનૂ આખર લા-ઈલાહ ઈલ્લા અન્ત તબારક્ત વ તઆલયત અમ્મા યકૂલુઝ઼ ઝાલિમૂન ઉલૂવ્વન્ કબીરા.**

*(૧૫૪) હે અલ્લાહ ! કાફિરોને અઝાબ દે અને એમનાં દિલોમાં રોબ નાખી દે અને એમની વાતમાં મતભેદ જન્માવી દે અને એમના પર પોતાનો ક્રોધકોપ અને અઝાબ નાઝિલ કર. હે અલ્લાહ ! અઝાબ દે તુ કાફિરોને, અહલે કિતાબને અને મુશરિકોને, જે તારી આયતોનો ઇન્કાર કરે છે અને તારા રસૂલોને જુઠાડે છે અને તારા માર્ગથી રોકે છે અને તારી મર્યાદાઓને ઓળંગે છે અને તારી સાથે બીજા મા'બૂદોને પુકારે છે, તારા સિવાય કોઇ મા'બૂદ નથી, તુ બરકતવંત છે અને અતિ ઉચ્ચતર છે, તે વાતોથી જેને આ ઝાલિમો કહે છે.*

١٥٥ – اَللّٰهُمَّ اغْفِرْلِیْ وَلِلْمُؤْمِنِیْنَ وَ الْمُؤْمِنَاتِ وَ الْمُسْلِمِیْنَ
وَ الْمُسْلِمٰتِ وَاَصْلِحْهُمْ وَاَصْلِحْ ذَاتَ بَیْنِهِمْ وَ اَلِّفْ بَیْنَ
قُلُوْبِهِمْ وَاجْعَلْ فِیْ قُلُوْبِهِمُ الْاِیْمَانَ وَ الْحِكْمَةَ وَ ثَبِّتْهُمْ عَلٰی
مِلَّةِ رَسُوْلِكَ وَ اَوْزِعْهُمْ اَنْ یَّشْكُرُوْا نِعْمَتَكَ الَّتِیْ اَنْعَمْتَ عَلَیْهِمْ
وَاَنْ یُّوْفُوْا بِعَهْدِكَ الَّذِیْ عَاهَدْتَّهُمْ عَلَیْهِ وَانْصُرْهُمْ عَلٰی
عَدُوِّكَ وَعَدُوِّهِمْ اِلٰهَ الْحَقِّ سُبْحَانَكَ لَآ اِلٰهَ غَیْرُكَ اِغْفِرْلِیْ
ذَنْبِیْ وَ اَصْلِحْ لِیْ عَمَلِیْ اِنَّكَ تَغْفِرُ الذُّنُوْبَ لِمَنْ تَشَآءُ وَاَنْتَ
الْغَفُوْرُ الرَّحِیْمُ یَاغَفَّارُ اغْفِرْلِیْ یَاتَوَّابُ تُبْ عَلَیَّ یَا
رَحْمٰنُ ارْحَمْنِیْ یَاعَفُوُّ اعْفُ عَنِّیْ یَا رَؤُوْفُ ارْؤُفْ بِیْ
یَارَبِّ اَوْزِعْنِیْ اَنْ اَشْكُرَ نِعْمَتَكَ الَّتِیْٓ اَنْعَمْتَ عَلَیَّ وَطَوِّقْنِیْ

حُسْـــنَ عِبَـــادَتِكَ يَـارَبِّ اَسْأَلُكَ مِنَ الْخَيْرِ كُلِّهٖ يَـارَبِّ

افْـتَـــحْ لِىْ بِخَيْرٍ وَّاخْتِمْ لِىْ بِخَيْرٍ وَّقِنِىْ السَّيِّاٰتِ وَمَنْ تَـقِ

السَّيِّاٰتِ يَوْمَئِذٍ فَقَدْ رَحِمْتَهٗ وَ ذٰلِكَ هُوَ الْفَوْزُ الْعَظِيْمُ .

**અલ્લાહુમ્મગ્ ફિર્લી વલિલ્મુ'મિનીન વલ્ મુ'મિનાતિ વલ્મુસ્લિમીન વલ મુસ્લિમાતિ વઅસ્લિહ્હુમ્ વ અસ્લિહ ઝાત બૈનિહિમ્ વ અલ્લિફ બૈન કુલૂબિહિમ્ વજ્અલ્ ફી કુલૂબિહિમુલ્ ઈમાન વલ્ હિકમત વષબ્બિત્હુમ્ અલા મિલ્લતિ રસૂલિક વ અવ્ઝિઅ્હુમ અંય્યશ્કુરૂ નિઅમતકલ્લતી અન્અમ્ત અલયહિમ વ અંય્યૂફૂ બિઅહ્દિકલ્લઝી આહદત્હુમ અલયહિ વન્સુર્હુમ અલા અદુવ્વિક વ અદુવ્વિહિમ્ ઈલાહલ્ હક્કિ સુબ્હાનક લા–ઈલાહ ગૈરુક ઈગ્ફિર્લી ઝમ્બી વ અસ્લિહ લી અમલી ઈન્નક તગ્ફિરુઝ્ઝુનૂબ લિમન્ તશાઉ વ અન્તલ્ ગફૂરુર્ રહીમ યા ગફ્ફારુ ઈગ્ફિર્લી યા તવ્વાબુ તુબ અલય્ય યા રહ્માનુ ઈર્હમ્ની યા અફુવ્વુ ઉઅ્ફુ અન્ની યા રઉફુ ઉર્ઉફ બી યા રબ્બિ અવ્ઝિઅ્ની અન્ અશ્કુર નિઅમતકલ્લતી અન્અમ્ત અલય્ય વ તવ્વિક્ની હુસ્ન ઈબાદતિક યા રબ્બિ અસ્અલુક મિનલ્ ખય્રિ કુલ્લિહ્ યા રબ્બિ ઈફ્તહ લી બિખય્રિન્ વખ્તિમ્ લી બિખય્રિં વકીનીસ્ સય્યિઆતિ વમન્ તકિસ્સય્યિઆતિ યવ્મઈઝિન્ ફકદ્ રહિમતહ્ વ ઝાલિક હુવલ્ ફવ્ઝુલ્ અઝીમ.**

*(૧૫૫) હે અલ્લાહ ! માફ કર તુ અમને અને તમામ મુઅમિન પુરુષોને તથા મુઅમિન સ્ત્રીઓને અને તમામ મુસ્લિમ પુરુષો તથા મુસ્લિમ સ્ત્રીઓને અને એમની ઇસ્લાહ કરી દે અને એમની વચ્ચે સુલેહ કરી દે અને એમનાં દિલોમાં મુહબ્બત દે અને એમનાં દિલોમાં ઇમાન તથા હિકમત દે અને એમને પોતાના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના દીન પર સાબિત રાખ અને એમને તવફીક આપ કે તેઓ તારી ત*

નેઅમતોનો શુક્ર અદા કરે, જે તેં એમને આપી છે અને આ વાતની (તવફીક દે) કે તેઓ તારું તે વચન પૂરું કરે, જેને તેં એમનાથી લીધું છે અને તુ એમને પોતાના દુશ્મન તથા એમના દુશ્મન પર ગાલિબ કર, હે સાચા મા'બૂદ ! તારી ઝાત પાક છે, તારા સિવાય કોઇ મા'બૂદ નથી, મારા ગુનાહ બખ્શી દે અને મારા અમલને ઠીક કરી દે, કારણ કે તુ ચાહે તેના ગુનાહોને માફ કરી આપે છે અને તુ જ માફ કરનાર અને રહેમ કરનાર છે. હે અતિ માફ કરનાર ! મને માફ કર. હે બહુ તૌબા કબૂલ કરનાર ! મારી તૌબા કબૂલ કર. હે અતિ રહમ કરનાર ! મારી ઉપર રહેમ કર. હે દરગુઝર કરનાર ! મારાથી દરગુઝર કર. હે અતિ મહેરબાન ! મારા પ્રત્યે મહેરબાન થઇ જા. હે પરવરદિગાર ! મને તવફીક નસીબ કર કે હું તારી નેઅમતનો શુક્ર અદા કરું, જે તેં મને અર્પણ કરી છે અને પોતાની ઇબાદત સારી રીતે કરવાની તુ મને તાકાત દે, હે પરવરદિગાર ! તારી પાસે હું તમામ પ્રકારની ભલાઇ માંગુ છું. હે રબ ! મારો પ્રારંભ કર તુ ખૈરની સાથે અને અંત લાવ મારો ખૈરની સાથે અને મને બુરાઇઓથી બચાવ અને જેને તુ એ દિવસે બુરાઇઓથી બચાવી લે તો બેશક, એની ઉપર તેં રહેમ કરી અને આ જ તો છે મહાન કામિયાબી.

١٥٦ – اَللّٰهُمَّ لَكَ الْحَمْدُ كُلُّهٗ وَلَكَ الشُّكْرُ كُلُّهٗ وَلَكَ الْمُلْكُ كُلُّهٗ وَلَكَ الْخَلْقُ كُلُّهٗ بِيَدِكَ الْخَيْرُ كُلُّهٗ وَاِلَيْكَ يَرْجِعُ الْاَمْرُ كُلُّهٗ اَسْأَلُكَ الْخَيْرَ كُلَّهٗ وَاَعُوْذُبِكَ مِنَ الشَّرِّ كُلِّهٖ. بِسْمِ اللّٰهِ الَّذِىْ لَآ اِلٰهَ غَيْرُهٗ ، اَللّٰهُمَّ اَذْهِبْ عَنِّىَ الْهَمَّ وَالْحُزْنَ ، اَللّٰهُمَّ بِحَمْدِكَ انْصَرَفْتُ وَبِذَنْبِىْ اعْتَرَفْتُ .

**અલ્લાહુમ્મ લકલ્ હમ્દુ કુલ્લુહ વ લકશ્ શુકરુ કુલ્લુહ વ લકલ્ મુલ્કુ કુલ્લુહ વ લકલ્ ખલ્કુ કુલ્લુહ બિયદિકલ્ ખય્રુ કુલ્લુહ વ ઈલય્ક યરજિઉલ્ અમ્રુ કુલ્લુહુ અસ્અલુકલ્ ખય્ર કુલ્લહ વ અઊઝૂબિક મિનશ્ શર્રિ કુલ્લિહિ. બિસ્મિલ્લાહિલ્લઝી લા-ઈલાહ ગય્રુહ્, અલ્લાહુમ્મ અઝ્હિબ્ અન્નીલ્ હમ્મ વલ્ હુઝ્ન, અલ્લાહુમ્મ બિહમ્દિક ઈન્સરફ્તુ વ બિઝમ્બી ઈઅ્તરફ્તુ**

*(૧૫૬) હે અલ્લાહ ! સઘળી તારીફ તારા માટે છે અને બધો જ શુક્ર તારા માટે છે અને સંપૂર્ણ સત્તા તારા માટે જ છે અને સઘળી મખ્લૂક તારી જ છે, બધી જ ભલાઇ તારા કબજામાં છે અને તારા જ તરફ બધી બાબતો રજૂ થાય છે, હું તારી પાસે તમામ પ્રકારની ભલાઇ માંગુ છું અને તમામ પ્રકારની બુરાઇથી તારી પનાહ ચાહું છું. હું તે અલ્લાહનું નામ લઉં છું, જેના સિવાય કોઇ મા'બૂદ નથી. હે અલ્લાહ ! દૂર કર મારાથી ચિંતા અને ગમ. હે અલ્લાહ ! તારી જ તારીફ સાથે હું હરફર કરું છું અને પોતાના ગુનાહનો સ્વીકાર કરું છું.*

١٥٧ – اَللّٰهُمَّ اِلٰهِىْ وَ اِلٰهَ اِبْرَاهِيْمَ وَ اِسْحٰقَ وَ يَعْقُوْبَ وَ اِلٰهَ جِبْرَئِيْلَ وَ مِيْكَائِيْلَ وَ اِسْرَافِيْلَ اَسْأَلُكَ اَنْ تَسْتَجِيْبَ دَعْوَتِىْ فَاَنَا مُضْطَرٌّ وَّ تَعْصِمَنِىْ فِىْ دِيْنِىْ فَاِنِّىْ مُبْتَلًى وَّ تَنَالَنِىْ بِرَحْمَتِكَ فَاِنِّىْ مُذْنِبٌ وَّ تَنْفِىَ عَنِّىَ الْفَقْرَ فَاِنِّىْ مُتَمَسْكِنٌ .

**અલ્લાહુમ્મ ઈલાહી વ ઈલાહ ઈબ્રાહીમ વ ઈસ્હાક વ યઅ્કૂબ વ ઈલાહ જિબ્રઈલ વ મીકાઈલ વ ઈસ્રાફીલ, અસ્અલુક અન તસ્તજીબ દઅ્વતી, ફઅના મુઝતર્રુ વ તઅ્સિમની ફી દીની ફઈન્ની મુબતલન્ વ તનાલની બિરહ્મતિક ફઈન્ની મુઝ્નિબુન્ વ**

**તન્ફિય અન્નીલ્ ફક્ર ફઈન્ની મુતમસ્કિનુન.**

*(૧૫૭) હે અલ્લાહ ! મારા મા'બૂદ અને ઇબ્રાહીમ, ઇસ્હાક તથા યાકૂબ (અલૈ.)ના મા'બૂદ અને જિબ્રઇલ અને મીકાઇલ તથા ઇસ્રાફીલ (અલૈ.)ના મા'બૂદ ! હું તારાથી સવાલ કરું છું કે, તુ મારી દુઆને કબૂલ કરી લે, કારણ કે હું બેકરાર છું અને તુ મને પોતાના દીનમાં મહફૂઝ રાખજે, કારણ કે હું આફતગ્રસ્ત છું અને મને પોતાની રહમતથી માલામાલ કરજે, કેમ કે હું ગુનેહગાર છું અને મારાથી મોહતાજીને દૂર કરી દે, કારણ કે હું નિ:સહાય છું.*

١٥٨ – اَللّٰهُمَّ اِنِّىْ اَسْأَلُكَ بِحَقِّ السَّآئِلِيْنَ عَلَيْكَ فَاِنَّ لِلسَّائِلِ عَلَيْكَ حَقًّا اَيُّمَا عَبْدٍ اَوْ اَمَةٍ مِّنْ اَهْلِ الْبَرِّ وَ الْبَحْرِ تَقَبَّلْتَ دَعْوَتَهُمْ وَاسْتَجَبْتَ دُعَاءَ هُمْ اَنْ تُشْرِكَنَا فِىْ صَالِحِ مَايَدْعُوْنَكَ فِيْهِ وَ اَنْ تُشْرِكَهُمْ فِىْ صَالِحِ مَا نَدْعُوْكَ فِيْهِ وَ اَنْ تُعَافِيَنَا وَ اِيَّاهُمْ وَ اَنْ تَقْبَلَ مِنَّا وَ مِنْهُمْ وَاَنْ تَجَاوَزَ عَنَّا وَ عَنْهُمْ فَاِنَّنَا اٰمَنَّا بِمَا اَنْزَلْتَ وَ اتَّبَعْنَا الرَّسُوْلَ فَاكْتُبْنَا مَعَ الشّٰهِدِيْنَ.

**અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુક બિહક્કિસ્સાઈલીન અલય્ક ફઈન્ન લિસ્સાઈલિ અલય્ક હક્કન અય્યમા અબ્દિન્ અવ્ અમતિમ્ મિન્ અહલિલ્ બર્રિ વલ્ બહરિ તકબ્બલ્ત દઅ્વતહુમ વસ્તજબ્ત દુઆઅહુમ્ અન્ તુશ્રિકના ફી સૉલિહી મા યદ્ઊનક ફીહિ વ અન્ તુશ્રિકહુમ ફી સૉલિહિ મા નદઊક ફીહિ વ અન્ તુઆફિયના વ ઈય્યાહુમ વ અન્ તકબ્બલ મિન્ના વ મિન્હુમ વ**

**અન્ તજાવઝ અન્ના વ અન્હુમ ફઈન્ના આ-મન્ના બિમા અન્ઝલ્ત વત્તબઅ્નર્ રસૂલ ફક્તુબ્ના મઅશ્શાહિદીન.**

(૧૫૮) હે અલ્લાહ ! હું તારી પાસે તે હકના ઝરીએ માંગુ છું, જે સવાલીઓના તારા ઝિમ્મે છે, કારણ કે સવાલીઓના તારા ઝિમ્મે હક છે, જલ-થલવાળાઓમાંથી જે ગુલામ કે ગુલામડીની દુઆ તેં કબૂલ કરી હોય અને એમને તેં 'મુસ્તજાબુદ્ દઅ્વાત' (જેમની દુઆ રદ ન થાય એવા બંદા) બનાવ્યા હોય, અમને (પણ) તે સારી દુઆઓમાં શરીક કરી દે, જે અમે તારાથી માંગીએ છીએ અને સુખ દે તુ અમને અને તેમને પણ અને કબૂલ કર તુ અમારા અને તેમના તરફથી અને દરગુઝર કર તુ અમારા અને તેમનાથી, કેમ કે અમે ઇમાન લાવ્યા તે ચીજ પર, જેને તેં ઉતારી છે અને અમે રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમની તાબેદારી કરી છે, જેથી તુ અમને શહાદત આપનારાઓમાં શામિલ કરી દે.

١٥٩ – اَللّٰهُمَّ اٰتِ مُحَمَّدَ نِالْوَسِيْلَةَ وَاجْعَلْ فِىْ الْمُصْطَفَيْنَ مَحَبَّتَهٗ وَفِىْ الْاَعْلَيْنَ دَرَجَتَهٗ وَفِىْ الْمُقَرَّبِيْنَ ذِكْرَهٗ.

**અલ્લાહુમ્મ આતિ મુહમ્મદનિલ્ વસીલત વજ્અલ્ ફીલ્ મુસ્તફયૂન મહબ્બતહુ વ ફીલ્ અઅ્લય્ન દરજતહૂ વ ફીલ્ મુકર્રબીન ઝિકરહુ.**

(૧૫૯) હે અલ્લાહ ! તુ મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને 'મકામે વસીલહ' અતા કર અને કરી દે ચુનંદા-મકબૂલ લોકોમાં આપની મુહબ્બત અને ઊંચા મરતબાવાળા લોકોમાં આપનો દરજ્જો અને નિકટવર્તી-મુકર્રબ લોકોમાં આપનો ઝિક્ર.

١٦٠ – اَللّٰهُمَّ اهْدِنِىْ مِنْ عِنْدِكَ وَاَفِضْ عَلَىَّ مِنْ فَضْلِكَ وَاَسْبِغْ عَلَىَّ مِنْ رَّحْمَتِكَ وَ اَنْزِلْ عَلَىَّ مِنْ بَرَكَاتِكَ .

**અલ્લાહુમ્મહ્દિની મિન્ ઈન્દિક વઅફિઝ્ અલય્ય મિન્ ફઝ્લિક વ અસ્બિગ્ અલય્ય મિર્ રહમતિક વ અન્ઝિલ્ અલય્ય મિમ્ બરકાતિક.**

*(૧૬૦) હે અલ્લાહ ! તુ પોતાની પાસેથી મને હિદાયત આપ અને મારી ઉપર પોતાના ફઝલની વર્ષા કર અને મારી ઉપર પોતાની કામિલ રહમત ઉતાર અને મારા પર પોતાની બરકતો નાઝિલ કર.*

١٦١ – اَللّٰهُمَّ اغْفِرْلِىْ وَارْحَمْنِىْ وَتُبْ عَلَىَّ اِنَّكَ اَنْتَ التَّوَّابُ الرَّحِيْمُ .

**અલ્લાહુમ્મગ્ફિર્લી વર્હમ્ની વ તુબ્ અલય્ય ઈન્નક અન્તત્ તવ્વાબુર્ રહીમ.**

*(૧૬૧) હે અલ્લાહ ! મને માફ કર અને મારા પર રહેમ કર અને મારી તવબા કબૂલ કર. બેશક, તુ જ તવબા કબૂલ કરનાર (અને) મહેરબાન છે.*

١٦٢ – اَللّٰهُمَّ اِنِّىْ اَسْأَلُكَ تَوْفِيْقَ اَهْلِ الْهُدٰى وَاَعْمَالَ اَهْلِ الْيَقِيْنِ وَمُنَاصَحَةَ اَهْلِ التَّوْبَةِ وَعَزْمَ اَهْلِ الصَّبْرِ وَجِدَّ اَهْلِ الْخَشْيَةِ وَطَلَبَ اَهْلِ الرَّغْبَةِ وَتَعَبُّدَ اَهْلِ الْوَرَعِ وَعِرْفَانَ اَهْلِ الْعِلْمِ حَتّٰى اَلْقَاكَ .

**અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુક તૌફીક અહલિલ્ હુદા વ અઅ્માલ અહલિલ્ યકીન વ મુનાસહત અહલિત્તવ્બતિ વ અઝ્મ અહલિસ્સબ્રિ વજિદ્દ અહલિલ્ ખશ્યતિ વ તલબ અહલિર્ રગબતિ વ તઅબ્બુદ અહલિલ્ વરઈ, વ ઈરફાન અહલિલ્ ઈલ્મિ હત્તા અલ્કાક.**

*(૧૬૨) હે અલ્લાહ ! હું તારી પાસે માંગુ છું હિદાયતવંતો જેવી તવફીક અને અહલે યકીન જેવા આ'માલ અને અહલે તવબા જેવો ઇખ્લાસ અને ધીરજવાનો જેવી હિમ્મત અને ખૌફવાળાઓ જેવી કોશિશ અને ઉત્સાહી લોકો જેવી તલબ અને પરહેઝગારો જેવી ઇબાદત અને ઇલ્મવાનો જેવી મઅરિફત, અહિંયા સુધી કે હું તને આવી મળું.*

١٦٣ – اَللّٰهُمَّ اِنِّیۤ اَسْأَلُكَ مَخَافَةً تَحْجُزُنِیْ عَنْ مَّعَاصِيْكَ حَتّٰی اَعْمَلَ بِطَاعَتِكَ عَمَلاً اَسْتَحِقُّ بِهٖ رِضَاكَ وَ حَتّٰی اُنَاصِحَكَ بِالتَّوْبَةِ خَوْفًا مِّنْكَ وَحَتّٰی اُخْلِصَ لَكَ النَّصِيْحَةَ حَيَاءً مِّنْكَ وَ حَتّٰی اَتَوَكَّلَ عَلَيْكَ فِی الْاُمُوْرِ كُلِّهَا وَ حُسْنَ ظَنٍّ بِكَ سُبْحَانَ خَالِقِ النُّوْرِ، اَللّٰهُمَّ لَا تُهْلِكْنَا فُجَائَةً وَّلَا تَاْخُذْنَا بَغْتَةً وَّلَا تُغْفِلْنَا عَنْ حَقٍّ وَّلَا وَصِيَّةٍ .

**અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુક મખાફતન્ તહજુઝુની અમ્મઆસીક હત્તા અઅ્મલ બિતાઅતિક અમલન્ અસ્તહિક્કુ બિહી રિઝાક વ હત્તા ઉનાસિહક બિત્તવ્બતિ ખવ્ફમ્મિન્ક વ હત્તા ઉખ્લિસ લકન્નસિહત હયાઅમ્મિન્ક વ હત્તા અતવક્કલ અલય્ક ફીલ્ ઉમૂરિ કુલ્લિહા વ હુસ્નઝ્ઝન્નિ બિક, સુબ્હાન ખાલિકિન્નૂર,**

**અલ્લાહુમ્મ લા તુહલિક્ના ફુજાઅતં વલા તઅ્ખુઝ્ના બગ્તતં વલા તુગ્ફિલ્ના અન્ હક્કિં વલા વસિય્યતિન.**

*(૧૬૩) હે અલ્લાહ ! હું તારી પાસે એવો ખૌફ માંગુ છું કે જે મને તારી નાફરમાનીઓથી રોકી દે, જેથી હું તારી ફરમાંબરદારીના એવા આ'માલ કરું કે જેના વડે હું તારી રઝામંદીને પાત્ર બની જાઉં, જેથી હું તારાથી ડરીને તારી સામે તવબાને ખાલિસ કરી આપું, જેથી તારાથી શરમાઇને તારી સમક્ષ ખુલૂસને સાફ કરી આપું, જેથી દરેક કામોમાં તારી ઉપર ભરોસો કરું અને તારા પ્રત્યે નેક ગુમાન માંગુ છું. નૂરનો સર્જનહાર પાક છે. હે અલ્લાહ ! અમને આકસ્મિક—અચાનક રીતે હલાક કરીશ નહિ અને અચાનક અમારી પકડ કરીશ નહિ અને કોઇ હક તથા કોઇ વસિય્યતથી અમને ગાફિલ કરીશ નહિ.*

١٦٤ – اَللّٰهُمَّ اٰنِسْ وَحْشَتِیْ فِیْ قَبْرِیْ اَللّٰهُمَّ ارْحَمْنِیْ بِالْقُرْاٰنِ الْعَظِیْمِ وَاجْعَلْهُ لِیْ اِمَامًا وَّنُوْرًا وَّهُدًی وَّرَحْمَةً اَللّٰهُمَّ ذَكِّرْنِیْ مِنْهُ مَا نَسِیْتُ وَعَلِّمْنِیْ مِنْهُ مَا جَهِلْتُ وَارْزُقْنِیْ تِلَاوَتَهٗ اٰنَآءَ الَّیْلِ وَاٰنَآءَ النَّهَارِ وَاجْعَلْهُ لِیْ حُجَّةً یَّارَبَّ الْعٰلَمِیْنَ .

**અલ્લાહુમ્મ આનિસ્ વહ્શતી ફી કબ્રી, અલ્લાહુમ્મર્હમ્ની બિલ્કુઆનિલ્ અઝીમ, વજ્અલ્હુ લી ઈમામં વ નૂરં વ હુદં વ રહમહ, અલ્લાહુમ્મ ઝક્કિરની મિન્હુ મા નસીતુ વ અલ્લિમની મિન્હુ મા જહિલ્તુ વર્ઝુક્ની તિલાવતહુ આનાઅલ્લયલિ વ આનાઅન્નહારિ વજ્અલ્હુ લી હુજ્જતં યા રબ્બલ્ આલમીન.**

(૧૬૪) હે અલ્લાહ ! મારી કબ્રની ભયાનકતાને પ્રેમ-સ્નેહથી દૂર કરજે. હે અલ્લાહ ! કુર્આને અઝીમના સદકે તુ મારી ઉપર રહેમ કર અને કરી દે તુ એને મારા માટે રેહબર, નૂર, હિદાયત અને રહમત. હે અલ્લાહ ! એમાંથી જે કાંઇ હું ભૂલી ગયો હોય તે મને યાદ કરાવી દે અને એમાંથી જે કાંઇ હું ન જાણતો હોઉં, તે મને શીખવી દે અને રાત-દિવસના સમયમાં તુ મને એની તિલાવત નસીબ કર અને એને મારા હકમાં હુજ્જત (દલીલ) બનાવજે. યા રબ્બલ આલમીન !

١٦٥ - اَللّٰهُمَّ اَنَا عَبْدُكَ وَابْنُ عَبْدِكَ وَابْنُ اَمَتِكَ نَاصِيَتِىْ بِيَدِكَ اَتَقَلَّبُ فِىْ قَبْضَتِكَ وَاُصَدِّقُ بِلِقَآئِكَ وَاُوْمِنُ بِوَعْدِكَ اَمَرْتَنِىْ فَعَصَيْتُ وَنَهَيْتَنِىْ فَاَتَيْتُ هٰذَا مَكَانُ الْعَآئِذِبِكَ مِنَ النَّارِ لَآ اِلٰهَ اِلَّآ اَنْتَ سُبْحَانَكَ ظَلَمْتُ نَفْسِىْ فَاغْفِرْلِىْ اِنَّهٗ لَا يَغْفِرُ الذُّنُوْبَ اِلَّآ اَنْتَ .

**અલ્લાહુમ્મ અન અબ્દુક વબ્નુ અબ્દિક વબ્નુ અમતિક નાસિયતી બિયદિક, અતકલ્લબુ ફી કબ્ઝતિક વ ઉસદ્દિકુ બિલિકાઇક વ ઊમિનુ બિવઅ્દિક, અમરતની ફઅસય્તુ વ નહય્તની ફઅતય્તુ હાઝા મકાનુલ્ આઈઝિ બિક મિનન્નાર લા-ઈલાહ ઈલ્લા અન્ત સુબ્હાનક ઝલમ્તુ નફ્સી ફગ્ફિર્લી ઈન્નહુ લા યગ્ફિરુઝ્ઝુનૂબ ઈલ્લા અન્ત.**

(૧૬૫) હે અલ્લાહ ! હું તારો ગુલામ છું અને તારા ગુલામનો પુત્ર છું અને તારી ગુલામડીનો પુત્ર છું, સાંગોપાંગ તારા કબજામાં છું, તારા

*કબજામાં હરફર કરું છું અને મુલાકાતને સાચી માનું છું અને તારા વાયદા પર યકીન રાખું છું, તેં મને હુકમ આપેલો, પણ મેં નાફરમાની કરી અને તેં મને મનાઇ કરેલી, પણ મેં માન્યું નહિ, આ સ્થાન છે તે માણસનું, જે દોઝખથી તારી પનાહ ચાહે છે, તારા સિવાય કોઇ મા'બૂદ નથી. તારી ઝાત પાક છે, મેં પોતાની જાન પર ઝુલ્મ કર્યો છે, જેથી તુ મને માફ કર. બેશક, તારા સિવાય ગુનાહોને કોઇ માફ કરી શકતો નથી.*

١٦٦ – اَللّٰهُمَّ لَكَ الْحَمْدُ وَاِلَيْكَ الْمُشْتَكٰى وَ بِكَ الْمُسْتَغَاثُ
وَاَنْتَ الْمُسْتَعَانُ وَ لَاحَوْلَ وَلَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ . اَللّٰهُمَّ اِنِّىْ اَعُوْذُ
بِرِضَاكَ مِنْ سَخَطِكَ وَ بِمُعَافَاتِكَ مِنْ عُقُوْبَتِكَ وَاَعُوْذُبِكَ مِنْكَ
لَآ اُحْصِىْ ثَنَاءً عَلَيْكَ اَنْتَ كَمَا اَثْنَيْتَ عَلٰى نَفْسِكَ. اَللّٰهُمَّ اِنَّا
نَعُوْذُبِكَ مِنْ اَنْ نَّزِلَّ اَوْ نُزَلَّ اَوْ نَضِلَّ اَوْ نُضَلَّ اَوْ نَظْلِمَ اَوْ نُظْلَمَ
عَلَيْنَا اَوْ نَجْهَلَ اَوْ نُجْهَلَ عَلَيْنَا اَعُوْذُ بِنُوْرِ وَجْهِكَ الْكَرِيْمِ
الَّذِىْ اَضَاءَ تْ لَهُ السَّمٰوٰتُ وَاَشْرَقَتْ لَهُ الظُّلُمَاتُ وَصَلُحَ عَلَيْهِ
اَمْرُ الدُّنْيَا وَالْاٰخِرَةِ اَنْ تُحِلَّ عَلَىَّ غَضَبَكَ وَتُنْزِلَ عَلَىَّ سَخَطَكَ
وَلَكَ الْعُتْبٰى حَتّٰى تَرْضٰى وَلَاحَوْلَ وَلَاقُوَّةَ اِلَّابِكَ اَللّٰهُمَّ وَاقِيَةً
كَوَاقِيَةِ الْوَلِيْدِ اَللّٰهُمَّ اِنِّىْ اَعُوْذُبِكَ مِنْ شَرِّ الْاَعْمَيَيْنِ السَّيْلِ
وَالْبَعِيْرِ الصَّؤُوْلِ .

**અલ્લાહુમ્મ લકલ્ હમ્દુ વ ઈલય્કલ્ મુશ્તકા વ બિકલ્ મુસ્તગાષુ વ અન્તલ્ મુસ્તઆનુ વ લા-હવ્લ વલા-કુવ્વત ઈલ્લા બિલ્લાહિ.**

**અલ્લાહુમ્મ ઈન્ની અઊઝુ બિરિઝાક મિન સખતિક વ બિમુઆફાતિક મિન્ ઉકૂબતિક, વ અઊઝૂબિક મિન્ક લા-ઉહ્સી ષનાઅન્ અલય્ક અન્ત કમા અષ્નય્ત અલા નફ્સિક, અલ્લાહુમ્મ ઈન્ના અઊઝૂબિક મિન્ અન્ નઝિલ્લ અવ્ નુઝિલ્લ અવ્ નદિલ્લ અવ્ નુદલ્લ અવ્ નઝ્લિમ અવ્ નુઝ્લમ અલય્ના અવ્ નજ્હલ અવ્ નુજ્હલ અલય્ના, અઊઝુ બિનૂરિ વજ્હિકલ્ કરીમિલ્લઝી અઝાઅત્ લહુસ્સમાવાતુ વ અશ્રકત્ લહુઝ્ઝુલુમાતુ વ સલુહ અલય્હિ અમ્રુદ્ દુન્યા વલ્ આખિરહ, અન્ તુહિલ્લ અલય્ય ગઝબક વ તુન્ઝિલ અલય્ય સખતક વલકલ્ ઉત્બા હત્તા તરદા, વલા હવ્લ વલા કુવ્વત ઈલ્લા બિક, અલ્લાહુમ્મ વાકિયતન્ કવાકિયતિલ્ વલીદ, અલ્લાહુમ્મ ઈન્ની અઊઝુબિક મિન્ શર્રિલ્ અઝ્મયય્નિસ્ સય્લિ વલ્ બઈરિસ્ સઊલ.**

*(૧૬૬) હે અલ્લાહ ! બધા વખાણ તારા માટે જ છે અને ફરિયાદ તારી જ તરફ જઇ શકે છે અને ફરિયાદ તારાથી જ થઇ શકે છે અને મદદ તારાથી જ માંગી શકાય છે અને ગુનાહથી બચવાની તાકાત નથી તથા ઇબાદતની કુદરત નથી, પરંતુ અલ્લાહની મદદથી. હે અલ્લાહ ! હું તારી રઝામંદી સાથે તારા ક્રોધકોપથી અને તારી દરગુઝર સાથે તારા અઝાબથી પનાહ ચાહું છું અને હું તારી પનાહ ચાહું છું તારાથી જ, હું તારી તારીફ કરવા અશકિતમાન છું, તુ એ જ તારીફને લાયક છે જે તેં પોતે કરી છે. હે અલ્લાહ ! અમે તારી પનાહ ચાહીએ છીએ આ વાતથી કે અમે ડગમગી જઇએ યા કોઇને ડગમગાવી દઇએ યા કોઇને ગુમરાહ કરીએ યા ઝુલ્મ કરીએ યા અમારા પર ઝુલ્મ ગુઝારવામાં આવે યા*

જહાલત કરીએ યા અમારા પર જહાલત કરવામાં આવે યા હું ગુમરાહ થાઉં કે મને ગુમરાહ કરવામાં આવે. પનાહ ચાહું છું હું તારી ઝાતે ગિરામીના નૂરની, જેનાથી આકાશ રોશન છે અને જેનાથી અંધારા ચમકી રહયાં છે અને જેનાથી દુનિયા તથા આખિરતનાં કામ દુરુસ્ત છે, આ વાતથી (પનાહ ચાહું છું) કે તુ મારી ઉપર પોતાનો ગુસ્સો નાઝિલ કરે અને મારી ઉપર પોતાની નારાજગી ઉતારે અને તુ જ હકદાર છે કે અમે તને મનાવીએ, એટલે સુધી કે તુ રાઝી થઈ જાય અને નથી કોઈમાં ગુનાહથી બચવાની કુદરત તથા નથી કોઈમાં તાબેદારીની તાકાત, પરંતુ તારી મદદથી. હે અલ્લાહ ! હું બાળકની નિગેહબાની જેવી નિગેહબાની ચાહું છું. હે અલ્લાહ ! હું બે અંધ વસ્તુઓ અર્થાત્ જળપ્રલય અને આક્રમણખોર ઊંટથી તારી પનાહ ચાહું છું.

# છઠ્ઠી મંઝિલ : ગુરૂવાર (જુમેરાત)

١٦٧ – اَللّٰهُمَّ اِنِّیْ اَسْأَلُكَ بِمُحَمَّدٍ نَّبِیِّكَ وَ اِبْرَاهِیْمَ خَلِیْلِكَ
وَمُوْسٰی نَجِیِّكَ وَعِیْسٰی رُوْحِكَ وَكَلِمَتِكَ وَ بِكَلَامِ مُوْسٰی وَ اِنْجِیْلِ
عِیْسٰی وَ زَبُوْرِ دَاوٗدَ وَفُرْقَانِ مُحَمَّدٍ صَلَّی اللّٰهُ عَلَیْهِ وَسَلَّمَ وَ بِكُلِّ
وَحْیٍ اَوْحَیْتَهٗ اَوْ قَضَاءٍ قَضَیْتَهٗ اَوْ سَآئِلٍ اَعْطَیْتَهٗ اَوْ فَقِیْرٍ اَغْنَیْتَهٗ اَوْ
غَنِیٍّ اَفْقَرْتَهٗ اَوْضَآلٍّ هَدَیْتَهٗ وَاَسْأَلُكَ بِاسْمِكَ الَّذِیْ وَضَعْتَهٗ
عَلَی الْاَرْضِ فَاسْتَقَرَّتْ وَعَلَی السَّمٰوٰتِ فَاسْتَقَلَّتْ وَعَلَی
الْجِبَالِ فَرَسَتْ وَاَسْأَلُكَ بِاسْمِكَ الَّذِیْ اسْتَقَرَّ بِهٖ عَرْشُكَ وَ
أَسْأَلُكَ بِاسْمِكَ الطَّاهِرِ الْمُطَهَّرِ الْمُنَزَّلِ فِیْ كِتَابِكَ مِنْ لَّدُنْكَ وَ
بِاسْمِكَ الَّذِیْ وَضَعْتَهٗ عَلَی النَّهَارِ فَاسْتَنَارَ وَعَلَی الَّیْلِ فَاَظْلَمَ
وَبِعَظَمَتِكَ وَكِبْرِیَآئِكَ وَبِنُوْرِ وَجْهِكَ اَنْ تَرْزُقَنِیَ الْقُرْاٰنَ الْعَظِیْمَ وَ
تُخَلِطَهٗ بِلَحْمِیْ وَدَمِیْ وَسَمْعِیْ وَبَصَرِیْ وَ تَسْتَعْمِلَ بِهٖ جَسَدِیْ
بِحَوْلِكَ وَقُوَّتِكَ فَاِنَّهٗ لَاحَوْلَ وَلَاقُوَّةَ اِلَّا بِكَ اَللّٰهُمَّ لَاتُؤْمِنَّا مَكْرَكَ وَ
لَاتُنْسِنَا ذِكْرَكَ وَ لَاتَهْتِكْ عَنَّا سِتْرَكَ وَلَاتَجْعَلْنَا مِنَ الْغٰفِلِیْنَ .

**અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુક બિમુહમ્મદિન્ નબિય્યિક વ ઈબ્રાહીમ ખલીલિક વ મૂસા નજિય્યિક વ ઈસા રૂહિક વ કલિમતિક વ બિકલામિ મૂસા વ ઈન્જીલિ ઈસા વ ઝબૂરિ દાઊદ વ ફુરકાનિ**

**મુહમ્મદિન્ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ વ બિકુલ્લિ વહ્યિન્ અવ્હયતહૂ અવ્ કઝાઈન્ કઝયતહુ અવ્ સાઈલિન્ અઅ્તયતહુ અવ્ ફકિરિન્ અગનયતહુ અવ્ ગનિય્યિન અફકરતહુ અવ્ દૉલ્લિન હદયતહુ વ અસ્અલુક બિઈસ્મિકલ્લઝી વઝઅતહુ અલલ્ અર્દિ ફસ્તકર્રત્ વ અલસ્સમાવાતિ ફસ્તકલ્લત્ વઅલલ્ જિબાલિ ફરસત્ વ અસ્અલુક બિઈસ્મિકલ્લઝી ઈસ્તકર્ર બિહી અરશુક વ અસ્અલુક બિઈસ્મિકત્તાહિરિલ્ મુતહહરિલ્ મુનઝ્ઝલિ ફી કિતાબિક મિન્લદુન્ક વબિઈસ્મિકલ્લઝી વઝઅ્તહુ અલન્નહારિ ફસ્તનાર વ અલલ્લૈલિ ફઅઝ્લમ વ બિઅઝ્મતિક વ કિબરિયાઈક વ બિનૂરિ વજહિક અન્ તરઝુકનિયલ્ કુર્આનલ્ અઝીમ વ તુખલ્લિતહૂ બિલહ્મી વ દમી વ સમ્ઈ વ બસરી વ તસ્તઅ્મિલ બિહી જસદી બિહવ્લિક વ કુવ્વતિક ફઈન્નહુ લા હવ્લ વલા કુવ્વત ઈલ્લા બિક, અલ્લાહુમ્મ લા તુઅમિન્ના મક્રક વલા તુન્સિના ઝિક્રક વલા તહતિક અન્ના સિત્રક વલા તજ્અલ્ના મિનલ્ ગાફિલીન.**

*(૧૬૭) હે અલ્લાહ ! હું તારાથી સવાલ કરું છું તારા નબી મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અને તારા ખલીલ ઇબ્રાહીમ અને તારા કલીમ મૂસા અને રૂહુલ્લાહ તથા કલિમતુલ્લાહ ઇસા (અલયહિમુસ્સલામ)ના તુફૈલથી તેમ જ કલામે મૂસા અને ઇન્જીલે ઇસા અને ઝબૂરે દાવૂદ (અલયહિમુસ્સલામ) અને ફુરકાને મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના તુફૈલથી અને પ્રત્યેક તે વહી (ના તુફૈલથી), જેને તેં મોકલી હોય અથવા દરેક તે હુકમ (ના તુફૈલથી), જેને તેં જારી કર્યો હોય અથવા પ્રત્યેક તે ફકીર–મોહતાજ (ના તુફૈલથી), જેને તેં માલદાર કરી દીધો હોય અથવા દરેક તે ધનવાન (ના તુફૈલથી), જેને તેં મોહતાજ*

કરી દીધો હોય અથવા પ્રત્યેક તે ગુમરાહ (ના તુફૈલથી), કે જેને તેં હિદાયત આપી હોય અને હું તારાથી સવાલ કરું છું તારા તે નામના વસીલાથી, જેને તેં જમીન પર મુકયું તો તે સ્થિર થઇ ગઇ અને આકાશો પર મુકયું તો તે થમી ગયા અને પર્વતો પર મુકયું તો તે અટલ બની ગયાં અને હું તારા તે નામના વસીલાથી સવાલ કરું છું કે, જેનાથી તારો અર્શ સ્થિર છે અને હું તારી પાસે તારા તે નામના તુફૈલથી સવાલ કરું છું, જે પાક છે, પાક કરનાર છે, જે તારી કિતાબમાં તારી પાસેથી ઉતારાયું છે અને (હું સવાલ કરું છું) તારા તે નામના તુફૈલથી, જેને તેં દિવસ પર મુકયું તો તે રોશન થઇ ગયો અને રાત પર મુકયું તો તે અંધકારમય બની ગઇ અને તારી મહાનતા તથા મહત્તાના તુફૈલથી અને તારા નૂરે ઝાતના તુફૈલથી (સવાલ કરું છું) કે તુ મને કુર્આને અઝીમ નસીબ કર અને સમાવી દે તુ એને મારા ગોશ્તમાં અને મારા ખૂનમાં અને મારા કાનમાં અને મારી આંખોમાં તથા એના પર મારા બદનને તારી કુદરત અને તાકાતથી આમિલ બનાવી દે, કારણ કે કોઇમાં ગુનાહથી બચવાની કુદરત અને ઇતાઅતની તાકાત નથી, પરંતુ તારી મદદથી. હે અલ્લાહ ! પોતાની ગુપ્ત તદબીરથી અમને નીડર ન બનાવી દે અને અમને પોતાનો ઝિક્ર ભુલાવીશ નહિ અને અમારી ઐબોને ઉઘાડી પાડીશ નહિ અને અમને ગાફિલોમાંથી બનાવીશ નહિ.

١٦٨ – اَللّٰهُمَّ اِنِّیْ اَسْأَلُكَ تَعْجِیْلَ عَافِیَتِكَ وَ دَفْعَ بَلَآئِكَ وَخُرُوْجًا مِّنَ الدُّنْیَا اِلٰی رَحْمَتِكَ یَا مَنْ یَّكْفِیْ عَنْ كُلِّ اَحَدٍ وَّلَا یَكْفِیْ مِنْهُ اَحَدٌ یَّا اَحَدَ مَنْ لَّا اَحَدَ لَهٗ یَا سَنَدَ مَنْ لَّا سَنَدَ لَهٗ انْقَطَعَ الرَّجَآءُ اِلَّا

مِـنكَ نَجِّنِىْ مِمَّا اَنَـا فِـيْهِ وَاَعِنِّىْ عَلٰى مَا اَنَا عَلَيْهِ مِمَّا نَزَلَ بِىْ بِجَاهِ
وَجْهِكَ الْكَرِيْمِ وَبِحَقِّ مُحَـمَّدٍ عَلَيْكَ اٰمِيْنَ .

**અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુક તઅજીલ આફિયતિક વ દફઅ બલાઈક વ ખુરૂજં મિનદ્ દુન્યા ઈલા રહમતિક યા મંય્યક્ફી અન્ કુલ્લિ અહદિં વલા યક્ફી મિન્હુ અહદું યા અહદ મલ્લા અહદ લહુ યા સનદ મંલ્લા સનદ લહુ ઈન્કતઅર્ રજાઉ ઈલ્લા મિન્ક નજ્જિની મિમ્મા અન ફીહિ વઅઈન્ની અલા મા અના અલય્હિ મિમ્મા નઝલ બી બિજાહિ વજહિકલ્ કરીમ વ બિહક્કિ મુહમ્મદિન અલય્ક આમીન.**

*(૧૬૮) હે અલ્લાહ ! હું તારાથી સવાલ કરું છું તારી ત્વરિત (જલ્દી) આફિયતનો અને તારી બલાથી મુક્તિતનો અને અમને દુનિયાથી તારી રહમત તરફ કાઢવાનો. હે તે ઝાત કે જે સર્વેના બદલે કાફી છે અને એના બદલે કોઇ કાફી નથી. હે નિરાધારોના આધાર (અને) નિઃસહાયોના સહારા ! તારા સિવાય બધેથી જ નિરાશા સાંપડેલી છે. હું જે અવદશામાં છું તેનાથી તુ મને છૂટકારો આપ અને મારી ઉપર આવી પડેલી આફત પર પોતાની ઝાતે ગિરામીના સદકે અને મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમના તે હકના તુફૈલે જે તારા ઝિમ્મે છે, તુ મારી મદદ કર, આમીન!*

١٦٩ – اَللّٰهُـمَّ احْرُسْنِىْ بِعَيْنِكَ الَّتِىْ لَاتَنَامُ وَاكْنُفْنِىْ بِرُكْنِكَ الَّذِىْ
لَايُـرَامُ وَارْحَمْنِىْ بِقُدْرَتِكَ عَلَىَّ فَلَآ اَهْلِكُ وَاَنْتَ رَجَآئِىْ فَكَمْ مِّنْ
نِّـعْمَةٍ اَنْـعَـمْـتَ بِهَـا عَـلَىَّ قَلَّ لَكَ بِهَا شُكْرِىْ وَكَمْ مِّنْ بَلِيَّةٍ

اَبْتَلَيْتَنِىْ بِهَا قَلَّ لَكَ بِهَا صَبْرِىْ فَيَا مَنْ قَلَّ عِنْدَ نِعْمَتِهٖ شُكْرِىْ فَلَمْ يَحْرِمْنِىْ وَ يَامَنْ قَلَّ عِنْدَ بَلِيَّتِهٖ صَبْرِىْ فَلَمْ يَخْذُلْنِىْ وَيَا مَنْ رَّآنِىْ عَلَى الْخَطَايَا فَلَمْ يَفْضَحْنِىْ .

**અલ્લાહુમ્મહ્રુસ્ની બિઅય્નિકલ્લતી લા તનામુ વક્નુફની બિરુક્નિકલ્લઝી લા યુરામુ, વર્હમ્ની બિકુદરતિક અલય્ય ફલા અહલિકુ વ અન્ત રજાઈ ફકમ્મિન્ નિઅમતિન્ અન્અમ્ત બિહા અલય્ય કલ્લ લકા બિહા શુક્રી વકમ્મિમ્ બલિય્યતિનિબ્ તલય્તની બિહા કલ્લ લક બિહા સબ્રી, ફયા મન્ કલ્લ ઈન્દ નિઅમતિહી શુક્રી ફલમ્ યહરિમ્ની વ યા મન્ કલ્લ ઈન્દ બલિય્યતિહી સબ્રી ફલમ્ યખ્ઝુલ્ની વયા મર્ રઆની અલલ્ ખતાયા ફલમ્ યફ્ઝહ્ની.**

*(૧૬૮) હે અલ્લાહ ! તુ મારી હિફાઝત કર પોતાની તે આંખ દ્વારા કે જે કદી ઊંઘતી નથી અને મને પોતાની તે શક્તિની આડમાં લઇ લે, જેની પાસે કોઇ ભટકી શકતુ નથી અને પોતાની તે કુદરતના કારણે મારી ઉપર રહેમ કર કે જે તને મારી ઉપર પ્રાપ્ત છે કે જેથી હું હલાક થવા ન પામું અને તુ જ મારી (અંતિમ) ઉમ્મીદ છે, ઘણી નેઅમતો છે જે તેં મને અર્પણ કરી છે, પરંતુ એમની સરખામણીમાં મારો શુક્ર ઘણો જ ઓછો રહ્યો છે અને ઘણી એવી મુસીબતો છે કે, જેમાં તેં મને સપડાવ્યો છે અને એમના પર મારો સબ્ર અતિ કમ રહયો છે. બસ, હે તે ઝાત કે જેની નેઅમત સામે મારો શુક્ર કમ રહયો છે, તો પણ મને મહરૂમ કર્યો નથી અને હે તે ઝાત કે જેની મુસીબત વખતે મારો સબ્ર કમ રહયો છે, છતાં મારો સાથ છોડયો નથી અને હે તે ઝાત કે જેણે મને ગુનાહો કરતાં જોયો, છતાં મને અપમાનિત કર્યો નથી.*

مَآ اَعۡبُدُ ٥ وَلَآ اَنَا عَابِدٌ مَّا عَبَدْتُّمْ ٥ وَلَآ اَنْتُمْ عٰبِدُوْنَ مَآ اَعْبُدُ ٥
لَكُمْ دِيْنُكُمْ وَلِىَ دِيْنِ ٥ (١)

**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

**કુલ યા અય્યુહલ કાફિરૂન. લા અઅ્બુદુ મા તઅ્બુદૂન. વલા અન્તુમ આબિદૂન મા અઅ્બુદ. વલા અન આબિદુમ માઅબદતુમ. વલા અન્તુમ આબિદૂન મા અઅ્બુદ. લકુમ દીનુકુમ વ લિય દીનિ.**

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ٥

قُلْ هُوَ اللّٰهُ اَحَدٌ ٥ اَللّٰهُ الصَّمَدُ ٥ لَمْ يَلِدْ ٥ وَلَمْ يُوْلَدْ ٥
وَلَمْ يَكُنْ لَّهٗ كُفُوًا اَحَدٌ ٥

**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

**કુલ હુવલ્લાહુ અહદ. અલ્લાહુ સ્સમદ. લમ યલિદ વલમ યૂલદ. વલમ યકુલ્લહૂ કુફુવન અહદ.**

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ٥

قُلْ اَعُوْذُ بِرَبِّ الْفَلَقِ ٥ مِنْ شَرِّمَا خَلَقَ ٥ وَمِنْ شَرِّ غَاسِقٍ اِذَا

---

(૧) એક રિવાયતમાં સૂરએ કાફિરૂનને એક ચતુર્થાંશ કુર્આન બરાબર ફરમાવ્યું છે (તિરમિઝી) અને એક રિવાયતમાં સૂરએ ઈખ્લાસને એક કુર્આન બરાબર ફરમાવ્યું છે.

وَقَبَ ٥ وَمِنْ شَرِّ النَّفّٰثٰتِ فِى الْعُقَدِ ٥ وَمِنْ شَرِّ حَاسِدٍ اِذَا حَسَدَ ٥

**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

**કુલ અઊઝુ બિરબ્બિલ ફલક. મિન શર્રિ મા ખલક. વ મિન શર્રિ ગાસિકિન ઇઝા વકબ. વ મિન શર્રિન્નફ્ફાષાતિ ફિલ ઉકદ. વ મિન શર્રિ હાસિદિન ઇઝા હસદ.**

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ٥

قُلْ اَعُوْذُ بِرَبِّ النَّاسِ ٥ مَلِكِ النَّاسِ ٥ اِلٰهِ النَّاسِ ٥ مِنْ شَرِّ الْوَسْوَاسِ الْخَنَّاسِ ٥ الَّذِىْ يُوَسْوِسُ فِىْ صُدُوْرِ النَّاسِ ٥ مِنَ الْجِنَّةِ وَالنَّاسِ ٥

**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

**કુલ અઊઝુ બિરબ્બિ ન્નાસ. મલિકિ ન્નાસ. ઇલાહિ ન્નાસ. મિન શર્રિલ વસ્વાસિલ ખન્નાસ. અલ્લઝી યુવસ્વિસુ ફી સુદુરિન્નાસિ. મિનલ જિન્નતિ વ ન્નાસ.**





# ચાલીસ દુરૂદ શરીફ

# چهل درود شریف

(١) سَلٰمٌ عَلٰی عِبَادِهِ الَّذِیْنَ اصْطَفٰی (سورة النمل، آیت : ٥٩)

**સલામુન્ અલા ઈબાદિહિલ્લઝી નસ્તફા**

(٢) سَلٰمٌ عَلَی الْمُرْسَلِیْنَ. (سورة الصٰفٰت، آیت :١٨١)

**સલામુન અલલ્ મુરસલીન**

## حدیث : ١

۞ ...... اَللّٰهُمَّ صَلِّ عَلٰی مُحَمَّدٍ وَّعَلٰی آلِ مُحَمَّدٍ وَّاَنْزِلْهُ الْمَقْعَدَ الْمُقَرَّبَ عِنْدَكَ. [١] (السنة لابن أبی عاصم ج:٢،صـ:٣٩٥، الرقم:٨٢٧)

**હદીષ (૧) અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિં વ અલા આલિ મુહમ્મદિન વ અન્ઝિલહૂલ્મકઅદલ્ મુકર્ર–બ ઇન્દક.**

## حدیث : ٢

۞ ...... اَللّٰهُمَّ رَبَّ هٰذِهِ الدَّعْوَةِ الْقَائِمَةِ وَالصَّلٰوةِ النَّافِعَةِ صَلِّ عَلٰی مُحَمَّدٍ وَّارْضَ عَنِّیْ رِضًا لَا تَسْخَطُ بَعْدَهٗ اَبَدًا. (مسند احمد: جـ٢٢ صـ:٤٦١، الرقم:١٤٦١٩)

---

(૧) રસુલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો કે, જે માણસ આ દુરૂદ શરીફને પઢશે તો તેના માટે મારી શફાઅત વાજિબ અને જરૂરી છે.

**હદીષ (૨) અલ્લાહુમ્મ રબ્બ હાઝિહિદ્ દઅ્વતિલ્કાઈમતિ વસ્સલાતિન્નાફિઅતિ સલ્લિ અલા મુહમ્મદિન વર્દ અન્ની રિદન લાતસ્ખતુ બઅ્દહૂ અબદા.**

﴿حديث :۳﴾

۞...... اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ عَبْدِكَ وَ رَسُوْلِكَ وَ صَلِّ عَلَى الْمُؤْمِنِيْنَ وَالْمُؤْمِنَاتِ وَالْمُسْلِمِيْنَ وَ الْمُسْلِمَاتِ. [۱]

(صحیح ابن حبان ج:۳،ص:۱۸۵، الرقم:۹۰۳)

**હદીષ (૩) અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન્ અબ્દિક વ રસૂલિક વ સલ્લિ અલલ્ મુઅ્મિનીન વલ્ મુઅમિનાતિ વલ્ મુસ્લિમીન વલ્ મુસ્લિમાતિ.**

﴿حديث :٤﴾

۞...... اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى آلِ مُحَمَّدٍ وَّبَارِكْ عَلٰى مُحَمَّدٍ وَعَلٰى آلِ مُحَمَّدٍ وَّارْحَمْ مُحَمَّدًا وَّآلَ مُحَمَّدٍ كَمَا صَلَّيْتَ وَبَارَكْتَ وَتَرَحَّمْتَ عَلٰى اِبْرَاهِيْمَ وَعَلٰى آلِ اِبْرَاهِيْمَ اِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ. (السنن الکبری للبیہقی: ج:۲، ص:۵۲۹، الرقم:۳۹۶۶)

**હદીષ (૪) અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિંવ વ અલા આલિ મુહમ્મદિંવ વ બારિક અલા મુહમ્મદિંવ વ અલા આલિ મુહમ્મદિંવ**

---

(૧) હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)એ રિવાયત કરી છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો : જે માણસ પાસે ખયરાત કરવા માટે કોઈ માલ ન હોય, તો તે પોતાની દુઆમાં આ દુરૂદ શરીફ પઢે તો તે એના માટે તઝકિયહ (આત્મશુદ્ધિ)નું નિમિત્ત (સબબ) બનશે.

વરહમ મુહમ્મદન્ વ આ–લ મુહમ્મદિન કમા સલ્લયત વ બારક્–ત વ તરહહમ્ત અલા ઇબ્રાહીમ અલા આલિ ઈબ્રાહીમ ઇન્નક હમીદુમ મજીદ.

﴾حديث :٥﴿

۞ ...... اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى آلِ مُحَمَّدٍ كَمَا صَلَّيْتَ عَلٰى آلِ إِبْرَاهِيْمَ إِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ. اَللّٰهُمَّ بَارِكْ عَلٰى مُحَمَّدٍوَّعَلٰى آلِ مُحَمَّدٍ كَمَا بَارَكْتَ عَلٰى آلِ إِبْرَاهِيْمَ إِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ. (بخاری شریف: ج:٢،ص:٧٠٨،الرقم:٤٧٩٧،ص:٩٤٠،الرقم: ٦٣٥)

હદીષ (૫) અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિવ વ અલા આલિ મુહમ્મદિન કમા સલ્લયત અલા આલિ ઇબ્રાહીમ ઇન્નક હમીદુમ મજીદ, અલ્લાહુમ્મ બારિક અલા મુહમ્મદિંવ વ અલા આલિ મુહમ્મદિન કમા બારકત અલા આલિ ઇબ્રાહીમ ઇન્નક હમીદુમ મજીદ.

﴾حديث :٦﴿

۞ ...... اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى آلِ مُحَمَّدٍ كَمَا صَلَّيْتَ عَلٰى آلِ إِبْرَاهِيْمَ إِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ وَّ بَارِكْ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى آلِ مُحَمَّدٍ كَمَا بَارَكْتَ عَلٰى آلِ إِبْرَاهِيْمَ إِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ. (مسلم شریف: ج:١،ص:١٧٥، الرقم:١٠٦)

હદીષ(૬)અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિંવ વ અલા આલિ મુહમ્મદિન કમા સલ્લયત અલા આલિ ઇબ્રાહીમ ઇન્નક હમીદુમ મજીદ, વ બારિક્ અલા મુહમ્મદિંવ વ અલા આલિ મુહમ્મદિન કમા બારકત અલા આલિ ઇબ્રાહીમ ઇન્નક હમીદુમ મજીદ.

## ﴾حدیث :۷﴾

❁ ...... اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى آلِ مُحَمَّدٍ كَمَا صَلَّيْتَ عَلٰى إِبْرَاهِيْمَ إِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ اَللّٰهُمَّ بَارِكْ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى آلِ مُحَمَّدٍ كَمَا بَارَكْتَ عَلٰى إِبْرَاهِيْمَ إِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ. (ابن ماجه:صـ٦٥،الرقم:٩٠٤)

**હદીષ (૭) અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિંવ વ અલા આલિ મુહમ્મદિન કમા સલ્લયત અલા ઇબ્રાહીમ ઇન્નક હમીદુમ મજીદ, અલ્લાહુમ્મ બારિક અલા મુહમ્મદિન વ અલા આલિ મુહમ્મદિન કમા બારકત અલા ઇબ્રાહીમ ઇન્નક હમીદુમ મજીદ.**

## ﴾حدیث :۸﴾

❁ ...... اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى آلِ مُحَمَّدٍ كَمَا صَلَّيْتَ عَلٰى إِبْرَاهِيْمَ وَعَلٰى آلِ إِبْرَاهِيْمَ إِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ وَّبَارِكْ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى آلِ مُحَمَّدٍ كَمَا بَارَكْتَ عَلٰى إِبْرَاهِيْمَ إِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ. (نسائی شریف:جـ:١،صـ:١٤٤، الرقم:١٢٨٨)

**હદીષ (૮) અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિંવ વ અલા આલિ મુહમ્મદિન કમા સલ્લય-ત અલા ઇબ્રાહીમ વ અલા આલિ ઇબ્રાહીમ ઇન્નક હમીદુમ મજીદ, વ બારિક અલા મુહમ્મદિન વ અલા આલિ મુહમ્મદિન કમા બારક-ત અલા ઇબ્રાહીમ ઇન્નક હમીદુમ મજીદ.**

﴿حدیث :۹﴾

۞ ...... اَللّٰھُمَّ صَلِّ عَلٰی مُحَمَّدٍ وَّعَلٰی آلِ مُحَمَّدٍ کَمَا صَلَّیْتَ عَلٰی إِبْرَاھِیْمَ وَبَارِكْ عَلٰی مُحَمَّدٍ وَّعَلٰی آلِ مُحَمَّدٍ کَمَا بَارَکْتَ عَلٰی إِبْرَاھِیْمَ إِنَّكَ حَمِیْدٌ مَّجِیْدٌ . (ابوداود شریف:ص۔١٤٠،الرقم:٩٧٦)

**હદીષ (૯) અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિંવ વ અલા આલિ મુહમ્મદિન કમા સલ્લય-ત અલા ઇબ્રાહીમ વ બારિક અલા મુહમ્મદિન વ અલા આલિ મુહમ્મદિન કમા બારક-ત અલા ઇબ્રાહીમ ઇન્નક હમીદુમ મજીદ.**

﴿حدیث :١٠﴾

۞ ...... اَللّٰھُمَّ صَلِّ عَلٰی مُحَمَّدٍ وَّعَلٰی آلِ مُحَمَّدٍ کَمَا صَلَّیْتَ عَلٰی إِبْرَاھِیْمَ إِنَّكَ حَمِیْدٌ مَّجِیْدٌ. اَللّٰھُمَّ بَارِكْ عَلٰی مُحَمَّدٍ وَّعَلٰی آلِ مُحَمَّدٍ کَمَا بَارَکْتَ عَلٰی آلِ إِبْرَاھِیْمَ إِنَّكَ حَمِیْدٌ مَّجِیْدٌ.

(ابوداود شریف: الرقم: ٩٨٠)

**હદીષ (૧૦) અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિંવ વ અલા આલિ મુહમ્મદિન કમા સલ્લય-ત અલા ઇબ્રાહીમ ઇન્નક હમીદુમ મજીદ, અલ્લાહુમ્મ બારિક અલા મુહમ્મદિન વ અલા આલિ મુહમ્મદિન કમા બારક-ત અલા આલિ ઇબ્રાહીમ ઇન્નક હમીદુમ મજીદ.**

﴿حدیث :١١﴾

۞ ...... اَللّٰھُمَّ صَلِّ عَلٰی مُحَمَّدٍ وَّعَلٰی آلِ مُحَمَّدٍ کَمَا صَلَّیْتَ عَلٰی

آلِ إِبْـرَاهِيْـمَ وَبَارِكْ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى آلِ مُحَمَّدٍ كَمَا بَارَكْتَ عَلٰى آلِ إِبْرَاهِيْمَ فِىْ الْعٰلَمِيْنَ إِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ. (مسلم شریف:جـ:١،صـ:١٧٥،الرقم:٤٠٥)

**હદીષ (૧૧) અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિંવ વ અલા આલિ મુહમ્મદિન કમા સલ્લય–ત અલા આલિ ઇબ્રાહીમ વ બારિક અલા મુહમ્મદિન વ અલા આલિ મુહમ્મદિન કમા બારક–ત અલા આલિ ઇબ્રાહીમ ફીલ આલમીન ઇન્નક હમીદુમ મજીદ. (મુસ્લિમ શરીફ)**

## ﴾حديث : ١٢﴿

۞ ...... اَللّٰهُـمَّ صَلِّ عَـلٰى مُحَمَّدٍ وَّاَزْوَاجِهٖ وَذُرِّيَّتِهٖ كَمَا صَلَّيْتَ عَـلٰى آلِ إِبْـرَاهِيْـمَ وَ بَـارِكْ عَـلٰى مُـحَمَّدٍ وَّاَزْوَاجِهٖ وَذُرِّيَّتِهٖ كَمَا بَارَكْتَ عَـلٰى آلِ إِبْرَاهِيْمَ إِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ.

( بخاری:جـ:١،صـ:٩٤١ الرقم:٣٣٦٩)

**હદીષ (૧૨) અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન વ અઝવાજિહી વ ઝુર્રિય્યતિહી કમા સલ્લય–ત અલા આલિ ઇબ્રાહીમ વ બારિક અલા મુહમ્મદિન વ અઝવાજિહી વ ઝુર્રિય્યતિહી કમા બારક–ત અલા આલિ ઇબ્રાહીમ ઇન્ન–ક હમીદુમ મજીદ.**

## ﴾حديث : ١٣﴿

۞ ...... اَللّٰهُـمَّ صَلِّ عَـلٰى مُحَمَّدٍ وَّعَلٰى أَزْوَاجِهٖ وَذُرِّيَّتِهٖ كَمَا صَلَّيْتَ عَـلٰى آلِ إِبْـــرَاهِيْمَ وَ بَارِكْ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى أَزْوَاجِهٖ وَذُرِّيَّتِهٖ كَمَا بَارَكْتَ عَلٰى آلِ إِبْرَاهِيْمَ إِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ. (مسلم شریف:جـ:١،صـ:١٧٥،الرقم:٤٠٧)

**હદીષ (૧૩) અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન વ અલા**

**અઝ્વાજિહી વ ઝુર્રિય્યતિહી કમા સલ્લય-ત અલા આલિ ઇબ્રાહીમ વ બારિક અલા મુહમ્મદિન્ વ અલા અઝ્વાજિહી વ ઝુર્રિય્યતિહી કમા બારક-ત અલા આલિ ઇબ્રાહીમ ઇન્નક હમીદુમ મજીદ.**

## ﴾حديث :١٤﴿

۞ ...... اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدِ ِالنَّبِيِّ وَ أَزْوَاجِهٖ اُمَّهَاتِ الْمُؤْمِنِيْنَ وَذُرِّيَّتِهٖ وَأَهْلِ بَيْتِهٖ كَمَا صَلَّيْتَ عَلٰى إِبْرَاهِيْمَ إِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ.(۱) (ابو داود شريف:صـ:١٤١،الرقم:٩٨٢)

**હદીષ (૧૪) અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિનિન નબિય્યી વ અઝ્વાજિહી ઉમ્મહાતિલ મુઅ્મિનીન વ ઝુર્રિય્યતિહી વ અહલિ બયતિહી કમા સલ્લય-ત અલા ઇબ્રાહીમ ઇન્નક હમીદુમ મજીદ.**

## ﴾حديث :١٥﴿

۞ ...... اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّ عَلٰى آلِ مُحَمَّدٍ كَمَا صَلَّيْتَ عَلٰى إِبْرَاهِيْمَ وَعَلٰى آلِ إِبْرَاهِيْمَ وَ بَارِكْ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى آلِ مُحَمَّدٍ كَمَا بَارَكْتَ عَلٰى إِبْرَاهِيْمَ وَعَلٰى آلِ اِبْرَاهِيْمَ وَتَرَحَّمْ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى آلِ مُحَمَّدٍ كَمَا تَرَحَّمْتَ عَلٰى إِبْرَاهِيْمَ وَعَلٰى آلِ اِبْرَاهِيْمَ.(۱) (الأدب المفرد:ص ٣٢٤،الرقم:٦٤١)

---

(૧) હઝરત અબૂ હુરયરહ (રદિ.) ફરમાવે છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો : જે માણસને આ વાત પસંદ હોય કે તેના ઘરવાળાઓ પર દુરૂદ શરીફ પઢતી વખતે પૂરેપૂરા (મોટા) માપણા દ્વારા (એટલે કે વિપુલ માત્રામાં) સવાબ આપવામાં આવે, તો તે આ દુરૂદ શરીફ પઢે. (અબૂ દાવૂદ : ૧૪૧)

હદીષ (૧૫) અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન વ અલા આલિ મુહંમદિન કમા સલ્લૈત અલા ઈબ્રાહીમ વ અલા આલિ ઈબ્રાહીમ વ બારિક અલા મુહમ્મદિન વ અલા આલિ મુહમ્મદિન કમા બારકત અલા ઈબ્રાહીમ વ અલા આલિ ઈબ્રાહીમ વ તરહ્હમ અલા મુહમ્મદિન વ અલા આલિ મુહમ્મદિન કમા તરહ્હમ્ત અલા ઈબ્રાહીમ વ અલા આલિ ઈબ્રાહીમ.

## حديث :١٦

...... اَللّٰهُمَّ اجْعَلْ صَلَوٰتِكَ وَ رَحْمَتَكَ وَبَرَكَاتِكَ عَلٰى سَيِّدِ الْمُرْسَلِيْنَ وَاِمَامِ الْمُتَّقِيْنَ وَخَاتَمِ النَّبِيِّين مُحَمَّدٍ عَبْدِكَ وَرَسُوْلِكَ اِمَامِ الْخَيْرِ وَقَائِدِ الْخَيْرِ وَرَسُوْلِ الرَّحْمَةِ، اَللّٰهُمَّ ابْعَثْهُ مَقَاماً مَّحْمُوداً يَّغْبِطُهُ بِهِ الْاَوَّلُوْنَ وَالآخِرُوْنَ. اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى آلِ مُحَمَّدٍ كَمَا صَلَّيْتَ عَلٰى إِبْرَاهِيْمَ وَعَلٰى آلِ إِبْرَاهِيْمَ إِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ. اَللّٰهُمَّ بَارِكْ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى آلِ مُحَمَّدٍ كَمَا بَارَكْتَ عَلٰى إِبْرَاهِيْمَ وَعَلٰى آلِ إِبْرَاهِيْمَ إِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ. (ابن ماجه :صـ:٦٥، الرقم:٩٠٦)

હદીષ (૧૬) અલ્લાહુમ્મજ્અલ સલાતક વ રહમતક વ બરકાતિક અલા સચ્યિદિલ મુરસલીન વ ઈમામિલ્ મુત્તકીન વ ખાતમિન્ નબીય્યીન મુહમ્મદીન અબ્દિક વ રસૂલિક ઈમામિલ ખચ્રિ વ કાઈદિલ ખચ્રિ વ રસૂલિર્ રહમતિ. અલ્લાહુમ્મબઅષ્હૂ મકામમ્ મહમૂદંય્યગબિતુહુલ અવ્વલૂન વલ્ આખિરુન. અલ્લાહુમ્મ સલ્લિ

અલા મુહમ્મદિંવ વ અલા આલિ મુહમ્મદિન્ કમા સલ્લય-ત અલા ઇબ્રાહીમ વ અલા આલિ ઇબ્રાહીમ ઇન્નક હમીદુમ મજીદ, અલ્લાહુમ્મ બારિક અલા મુહમ્મદિન્ વ અલા આલિ મુહમ્મદિન્ કમા બારક-ત અલા ઇબ્રાહીમ વ અલા આલિ ઇબ્રાહીમ ઇન્ન-ક હમીદુમ મજીદ.

﴾حديث :١٧﴿

❁ ...... اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى آلِ مُحَمَّدٍ وَّبَارِكْ وَسَلِّمْ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى آلِ مُحَمَّدٍ وَ ارْحَمْ مُحَمَّدًا وَّآلَ مُحَمَّدٍ كَمَا صَلَّيْتَ وَبَارَكْتَ وَتَرَحَّمْتَ عَلٰى إِبْرَاهِيْمَ وَعَلٰى آلِ إِبْرَاهِيْمَ فِى الْعٰلَمِيْنَ إِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ. (السنن الكبرى للبيهقى: ج:٢،ص:٥٢٩، الرقم:٣٩٦٦)

હદીષ (૧૭) અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિં વઅલા આલિ મુહમ્મદિં વ બારિક્ વ સલ્લિમ અલા મુહમ્મદિં વ અલા આલિ મુહમ્મદિં વરહમ મુહમ્મદન્ વ આલ આલિ મુહમ્મદિન્ કમા સલ્લચ્ત વ બારકત વ તરહ્હમ્ત અલા ઈબ્રાહીમ વ અલા આલિ ઈબ્રાહીમ ફીલ્ આલમીન ઈન્નક હમીદુમ્મજીદ.

﴾حديث :١٨﴿

❁ ...... اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى آلِ مُحَمَّدٍ كَمَا صَلَّيْتَ عَلٰى إِبْرَاهِيْمَ وَعَلٰى آلِ إِبْرَاهِيْمَ إِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ، اَللّٰهُمَّ بَارِكْ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى آلِ مُحَمَّدٍ كَمَا بَارَكْتَ عَلٰى إِبْرَاهِيْمَ وَعَلٰى

آلِ إِبْرَاهِيْمَ إِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ. (بخاری:ج:۱،ص:۴۷۷، الرقم:۳۳۷۰)

**હદીષ (૧૮) અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિંવ વ અલા આલિ મુહમ્મદિન કમા સલ્લય-ત અલા ઇબ્રાહીમ વ અલા આલિ ઇબ્રાહીમ ઇન્નક હમીદુમ મજીદ, અલ્લાહુમ્મ બારિક અલા મુહમ્મદિન વ અલા આલિ મુહમ્મદિન કમા બારક-ત અલા ઇબ્રાહીમ વ અલા આલિ ઇબ્રાહીમ ઇન્નક હમીદુમ મજીદ.**

## ﴿حدیث : ۱۹﴾

۞ ...... اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ عَبْدِكَ وَرَسُوْلِكَ كَمَا صَلَّيْتَ عَلٰى آلِ إِبْرَاهِيْمَ وَبَارِكْ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى آلِ مُحَمَّدٍ كَمَا بَارَكْتَ عَلٰى آلِ إِبْرَاهِيْمَ. (السنن الصغرى للنسائی:۱/۱۴۵، الرقم:۱۲۹۳)

**હદીષ (૧૯) અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન અબ્દિક વ રસૂલિક કમા સલ્લય-ત અલા આલિ ઇબ્રાહીમ વ બારિક અલા મુહમ્મદિન વ અલા આલિ મુહમ્મદિન કમા બારક-ત અલા આલિ ઇબ્રાહીમ ઇન્ન-ક હમીદુમ મજીદ.**

## ﴿حدیث : ۲۰﴾

۞ ...... اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدِ نِالنَّبِيِّ الْأُمِّيِّ وَ عَلٰى آلِ مُحَمَّدٍ كَمَا صَلَّيْتَ عَلٰى إِبْرَاهِيْمَ وَبَارِكْ عَلٰى مُحَمَّدِ نِالنَّبِيِّ الْأُمِّيِّ كَمَا بَارَكْتَ عَلٰى إِبْرَاهِيْمَ إِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ. (السنن الكبرى للنسائی:۹/۲۶، الرقم:۹۷۹۴)

**હદીષ (૨૦) અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિનિન નબિય્યિલ ઉમ્મિય્યિ વ અલા આલિ મુહમ્મદિન કમા સલ્લય-ત અલા ઇબ્રાહીમ વ બારિક અલા મુહમ્મદિનિન નબિય્યિલ ઉમ્મિય્યિલ કમા બારક-ત અલા ઇબ્રાહીમ ઇન્ન-ક હમીદુમ મજીદ.**

**﴿حديث : ٢١﴾**

۞ ...... اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ عَبْدِكَ وَ رَسُوْلِكَ كَمَا صَلَّيْتَ عَلٰى آلِ إِبْرَاهِيْمَ وَبَارِكْ عَلٰى مُحَمَّدٍ وَ عَلٰى آلِ مُحَمَّدٍ كَمَا بَارَكْتَ عَلٰى اِبْرَاهِيْمَ . (1) (بخاری شریف:٢/٧٠٨، الرقم:٤٧٩٨)

**હદીષ (૨૧) અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન અબ્દિ-ક વ રસૂલિકન્ કમા સલ્લયત્ત અલા આલિ ઈબ્રાહીમ વ બારિક અલા મુહમ્મદિન વ અલા આલિ મુહમ્મદિન કમા બારકત અલા ઈબ્રાહીમ.**

**﴿حديث : ٢٢﴾**

۞ ...... اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدِ نِ النَّبِيِّ الْأُمِّيِّ وَعَلٰى آلِ مُحَمَّدٍ كَمَا صَلَّيْتَ عَلٰى إِبْرَاهِيْمَ وَعَلٰى آلِ إِبْرَاهِيْمَ وَ بَارِكْ عَلٰى

---

(૧) ઇબ્ને અબી આસિમ (રદિ.) ફરમાવે છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો : જો કોઈ માણસ સાત જુમ્અહ સુધી દરેક જુમ્અહના રોજ સાત વાર આ દુરૂદ શરીફ પઢશે તો તેના માટે મારી શફાઅત વાજિબ થશે. (બુખારી શરીફ, અલ્ કવલુલ્ બદીઅ)

مُـحَـمَّـدِنِ النَّـبِـيِّ الْأُمِّـيِّ وَعَلٰى آلِ مُحَـمَّدٍ كَمَا بَـارَكْتَ عَلٰى
إِبْرَاهِيْمَ وَعَلٰى آلِ إِبْرَاهِيْمَ إِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ .

(المستدرك للحاكم :جـ:١،ص،٤٠١، الرقم :٩٨٨ قال الحاكم صحيح على شرط مسلم ووافقه الذهبي)

**હદીષ (૨૨) અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિનિન નબિય્યિલ ઉમ્મિયિ વ અલા આલિ મુહમ્મદિન કમા સલ્લય-ત અલા ઇબ્રાહીમ વ અલા આલિ ઇબ્રાહીમ, વ બારિક અલા મુહમ્મદિનિન નબિય્યિલ ઉમ્મિય્યિ વ અલા આલિ મુહમ્મદિન કમા બારક-ત અલા ઇબ્રાહીમ વ અલા આલિ ઇબ્રાહીમ ઇન્ન-ક હમીદુમ મજીદ.**

## ﴾حديث :٢٣﴿

۞ ...... اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ وَأَهْلِ بَيْتِهٖ كَمَا صَلَّيْتَ عَلٰى إِبْرَاهِيْمَ إِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ . اَللّٰهُمَّ صَلِّ عَلَيْنَا مَعَهُمْ ، اَللّٰهُمَّ بَـارِكْ عَلٰى مُحَمَّدٍ وَأَهْلِ بَيْتِهٖ كَمَا بَارَكْتَ عَلٰى إِبْرَاهِيْمَ إِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ . اَللّٰهُمَّ بَارِكْ عَلَيْنَا مَعَهُمْ ، صَلَوَاتُ اللّٰهِ وَصَلَوَاتُ الْمُؤْمِنِيْنَ عَلٰى مُحَمَّدِنِ النَّبِيِّ الْأُمِّيِّ . (المعجم الكبير للطبراني: جـ:١٠صـ٥٤، الرقم ٩٩٣٧)

**હદીષ (૨૩) અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન્ વ અહલિ બયતિહી કમા સલ્લય-ત અલા ઇબ્રાહીમ ઇન્ન-ક હમીદુમ મજીદ, અલ્લાહુમ્મ સલ્લિ અલય્ના મઅહુમ્, અલ્લાહુમ્મ બારિક અલા મુહમ્મદિન વ અહલિ બયતિહી કમા બારક-ત અલા ઇબ્રાહીમ ઇન્ન-ક હમીદુમ મજીદ. અલ્લાહુમ્મ બારિક અલય્ના મઅહુમ્, સલવાતુલ્લાહિ વ સલવાતુલ્ મુઅમીનીન અલા મુહમ્મદિનિન્ નબિય્યિલ્ ઉમ્મિય્યિ.**

﴿حديث :٢٤﴾

❁ ...... اَللّٰهُمَّ اجْعَلْ صَلَوٰتِكَ وَ بَرَكَاتِكَ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى آلِ مُحَمَّدٍ كَمَا جَعَلْتَهَا عَلٰى إِبْرَاهِيْمَ وَعَلٰى آلِ إِبْرَاهِيْمَ إِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ . وَبَارِكْ عَلٰى مُحَمَّدٍ وَّعَلٰى آلِ مُحَمَّدٍ كَمَا بَارَكْتَ عَلٰى إِبْرَاهِيْمَ وَعَلٰى آلِ إِبْرَاهِيْمَ إِنَّكَ حَمِيْدٌ مَّجِيْدٌ.

(الصلاة على النبي لابن أبي عاصم: ص ١٧، الرقم: ١٠)

**હદીષ (૨૪) અલ્લાહુમ્મજ અલ સ-લવાતિ-ક વ બરકાતિ-ક અલા મુહમ્મદિન્ વ અલા આલિ મુહમ્મદિન કમા જઅલ્તહા અલા ઈબ્રાહીમ વ અલા આલિ ઈબ્રાહીમ ઈન્નક હમીદુમ્મજીદ, વ બારિક અલા મુહમ્મદિન વ અલા આલિ મુહમ્મદિન કમા બારક-ત અલા ઇબ્રાહીમ વ અલા આલિ ઇબ્રાહીમ ઇન્નક હમીદુમ મજીદ.**

﴿حديث :٢٥﴾

❁ ...... وَصَلَّى اللّٰهُ عَلَى النَّبِيِّ الْأُمِّيِّ . (نسائى : ج:١،الرقم:١٤٤٧)

**હદીષ (૨૫) વ સલ્લલ્લાહુ અલન્નબિય્યિલ્ ઉમ્મિય્યિ.**

......................

# صيغ السلام

﴿حديث :٢٦﴾

۞ ...... اَلتَّحِيَّاتُ لِلّٰهِ وَ الصَّلَوَاتُ وَالطَّيِّبَاتُ ، اَلسَّلَامُ عَلَيْكَ أَيُّهَا النَّبِىُّ وَرَحْمَةُ اللّٰهِ وَ بَرَكَاتُهُ ، اَلسَّلَامُ عَلَيْنَا وَعَلٰى عِبَادِاللّٰهِ الصَّالِحِيْنَ ، أَشْهَدُ أَنْ لَّآ اِلٰـهَ اِلَّا اللّٰهُ وَاَشْهَدُ أَنَّ مُحَمَّدًا عَبْدُهٗ وَرَسُوْلُهٗ. (بخارى : جـ:١، صـ:١١٥، الرقم :٨٣١)

હદીષ (૨૬) અત્તહિય્યાતુ લિલ્લાહિ વ સ્સલવાતુ વ ત્તય્યિબાતુ, અસ્સલામુ અલય-ક અય્યુહન નબિય્યુ વ રહમતુલ્લાહિ વ બરકાતુહૂ, અસ્સલામુ અલયના વ અલા ઇબાદિલ્લાહિસ સાલિહીન, અશ્હદુ અલ્લા ઇલાહ ઇલ્લલ્લાહુ વ અશ્હદુ અન્ન મુહમ્મદન અબ્દુહૂ વ રસૂલુહૂ.

﴿حديث :٢٧﴾

۞ ...... اَلتَّحِيَّاتُ الطَّيِّبَاتُ الصَّلَوَاتُ لِلّٰهِ ، اَلسَّلَامُ عَلَيْكَ أَيُّهَا النَّبِىُّ وَ رَحْمَةُ اللّٰهِ وَ بَرَكَاتُهُ ، اَلسَّلَامُ عَلَيْنَا وَعَلٰى عِبَادِاللّٰهِ الصَّالِحِيْنَ ، أَشْهَدُ أَنْ لَّآ اِلٰـهَ اِلَّا اللّٰهُ وَاَشْهَدُ أَنَّ مُحَمَّدًا عَبْدُهٗ وَرَسُوْلُهٗ . (مسلم : جـ:١، صـ:١٤١٧، الرقم:٤٠٤)

હદીષ (૨૭) અત્તહિય્યાતુત તય્યિબાતુ અસ્સલવાતુ લિલ્લાહિ,

અસ્સલામુ અલય-ક અય્યુહન નબિય્યુ વ રહમતુલ્લાહિ વ બરકાતુહ, અસ્સલામુ અલયના વ અલા ઈબાદિલ્લાહિસ્ સાલિહીન, અશ્હદુ અલ્લા ઇલા-હ ઇલ્લલ્લાહુ વ અશ્હદુ અન્ન મુહમ્મદન્ અબ્દુહૂ વ રસૂલુહૂ.

## ﴿حديث :٢٨﴾

۞ ...... اَلتَّحِيَّاتُ لِلّٰهِ الطَّيِّبَاتُ الصَّلَوَاتُ لِلّٰهِ ، اَلسَّلَامُ عَلَيْكَ أَيُّهَا النَّبِىُّ وَرَحْمَةُ اللّٰهِ وَبَرَكَاتُهُ ، اَلسَّلَامُ عَلَيْنَا وَعَلٰى عِبَادِاللّٰهِ الصَّالِحِيْنَ ، أَشْهَدُ أَنْ لَّآاِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَاشَرِيْكَ لَهٗ وَاَشْهَدُ أَنَّ مُحَمَّدًا عَبْدُهٗ وَرَسُوْلُهٗ . (نسائى : جـ:١،صـ:١٣٢، الرقم:١١٧٣)

હદીષ (૨૮) અત્તહિય્યાતુ લિલ્લાહિત્ તય્યિબાતુસ્ સલવાતુ લિલ્લાહિ, અસ્સલામુ અલય-ક અય્યુહન્ નબિય્યુ વ રહમતુલ્લાહિ વ બરકાતુહૂ, અસ્સલામુ અલયના વ અલા ઇબાદિલ્લાહિસ્ સાલિહીન, અશ્હદુ અલ્લા ઇલા-હ ઇલ્લલ્લાહુ વહદહૂ લાશરીક લહૂ વ અશ્હદુ અન્ન મુહમ્મદન અબ્દુહૂ વ રસૂલુહૂ. (નસાઇ શરીફ)

## ﴿حديث :٢٩﴾

۞ ...... اَلتَّحِيَّاتُ الْمُبَارَكَاتُ الصَّلَوَاتُ الطَّيِّبَاتُ لِلّٰهِ ، سَلَامٌ عَلَيْكَ أَيُّهَا النَّبِىُّ وَرَحْمَةُ اللّٰهِ وَبَرَكَاتُهٗ ، سَلَامٌ عَلَيْنَا وَعَلٰى عِبَادِاللّٰهِ الصَّالِحِيْنَ، أَشْهَدُ أَنْ لَّآاِلٰهَ اِلَّا اللّٰهُ وَأَشْهَدُ أَنَّ مُحَمَّدًا عَبْدُهٗ وَرَسُوْلُهٗ . (نسائى : جـ:١، صـ:١٣٢، الرقم :١١٧٤)

હદીષ (૨૯) અત્તહિય્યાતુલ મુબારકાતુસ્ સલવાતુત્ તય્યિબાતુ લિલ્લાહિ, સલામુન અલય–ક અય્યુહન નબિય્યુ વ રહમતુલ્લાહિ વ બરકાતુહ, સલામુન અલયના વ અલા ઇબાદિલ્લાહિસ સાલિહીન, અશ્હદુ અલ્લા ઇલા–હ ઇલ્લલ્લાહુ વ અશ્હદુ અન્ન મુહમ્મદન અબ્દુહૂ વ રસૂલુહૂ.

## ﴿حديث : ٣٠﴾

❁ ...... بِسْمِ اللّٰهِ وَبِاللّٰهِ، اَلتَّحِيَّاتُ لِلّٰهِ وَالصَّلَوَاتُ وَالطَّيِّبَاتُ، اَلسَّلَامُ عَلَيْكَ أَيُّهَا النَّبِيُّ وَرَحْمَةُ اللّٰهِ وَبَرَكَاتُهُ، اَلسَّلَامُ عَلَيْنَا وَعَلٰى عِبَادِاللّٰهِ الصَّالِحِيْنَ، أَشْهَدُ أَنْ لَّاإِلٰهَ إِلَّا اللّٰهُ وَاَشْهَدُ أَنَّ مُحَمَّدًا عَبْدُهٗ وَرَسُوْلُهٗ، أَسْأَلُ اللّٰهَ الْجَنَّةَ وَاَعُوْذُ بِاللّٰهِ مِنَ النَّارِ.

(نسائی : جـ:١، صـ:١٣٢، الرقم : ١١٧٤)

હદીષ (૩૦) બિસ્મિલ્લાહિ વ બિલ્લાહિ, અત્તહિય્યાતુ લિલ્લાહિ વસ્સલવાતુ વત્તય્યિબાતુ, અસ્સલામુ અલય–ક અય્યુહન નબિય્યુ વ રહમતુલ્લાહિ વ બરકાતુહ, અસ્સલામુ અલયના વ અલા ઈબાદિલ્લાહિસ સાલિહીન, અશ્હદુ અલ્લા ઇલા–હ ઇલ્લલ્લાહુ વ અશ્હદુ અન્ન મુહમ્મદન અબ્દુહૂ વ રસૂલુહ, અસ્અલુલ્લાહલ જન્ન–ત વ અઊઝુ બિલ્લાહિ મિનન નારિ. (નસાઇ)

## ﴿حديث : ٣١﴾

❁ ...... اَلتَّحِيَّاتُ لِلّٰهِ الزَّاكِيَاتُ لِلّٰهِ الطَّيِّبَاتُ الصَّلَوَاتُ لِلّٰهِ ،

اَلسَّلَامُ عَلَيْكَ أَيُّهَا النَّبِىُّ وَرَحْمَةُ اللّٰهِ وَبَرَكَاتُهٗ ، اَلسَّلَامُ عَلَيْنَا وَعَلٰى عِبَادِاللّٰهِ الصَّالِحِيْنَ، أَشْهَدُ أَنْ لَّااِلٰهَ اِلَّا اللّٰهُ وَاَشْهَدُ أَنَّ مُحَمَّدًا عَبْدُهٗ وَرَسُوْلُهٗ . (موطا مالك : صـ:٣١، الرقم: ٣٠٠)

**હદીષ (૩૧) અત્તહિય્યાતુ લિલ્લાહિઝ્ ઝાકિયાતુ લિલ્લાહિત્ તય્યિબાતુસ સલવાતુ લિલ્લાહિ, અસ્સલામુ અલય-ક અય્યુહન્ નબિય્યુ વ રહમતુલ્લાહિ વ બરકાતુહ, અસ્સલામુ અલયના વ અલા ઇબાદિલ્લાહિસ સાલિહીન, અશ્હદુ અલ્લા ઇલા-હ ઇલ્લલાહુ વ અશ્હદુ અન્ન મુહમ્મન અબ્દુહૂ વ રસૂલુહૂ.**

## ﴿حديث : ٣٢﴾

❁ ...... بِسْمِ اللّٰهِ وَبِاللّٰهِ خَيْرِ الْاَسْمَاءِ ، اَلتَّحِيَّاتُ الطَّيِّبَاتُ الصَّلَوَاتُ لِلّٰهِ ، أَشْهَدُ أَنْ لَّااِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَاشَرِيْكَ لَهٗ وَاَشْهَدُ أَنَّ مُحَمَّدًا عَبْدُهٗ وَرَسُوْلُهٗ . أَرْسَلَهٗ بِالْحَقِّ بَشِيْرًا وَّنَذِيْرًا وَّأَنَّ السَّاعَةَ آتِيَةٌ لَّارَيْبَ فِيْهَا ، اَلسَّلَامُ عَلَيْكَ أَيُّهَا النَّبِىُّ وَرَحْمَةُ اللّٰهِ وَبَرَكَاتُهٗ ، اَلسَّلَامُ عَلَيْنَا وَعَلٰى عِبَادِ اللّٰهِ الصَّالِحِيْنَ، اَللّٰهُمَّ اغْفِرْلِىْ وَاهْدِنِىْ . (معجم الاوسط للطبرانى: جـ:٣، صـ: ٢٧٠، الرقم:٣١١٦)

**હદીષ (૩૨) બિસ્મિલ્લાહિ વ બિલ્લાહિ ખયરિલ અસ્માઇ, અત્તહિય્યાતુત તય્યિબાતુસ સલવાતુ લિલ્લાહિ, અશ્હદુ અલ્લાઇલા-હ ઇલ્લલ્લાહુ વહદહૂ લાશરીક લહૂ વ અશ્હદુ અન્ન મુહમ્મદન અબ્દુહૂ વ રસૂલુહ, અરસલહૂ બિલહક્કિ બશીરંવ વ**

નઝીરા, વ અન્નસ સાઅ-ત આતિયતુન લારૈબ ફીહા, અસ્સલામુ અલય-ક અય્યુહન નબિય્યુ વ રહમતુલ્લાહિ વ બરકાતુહૂ , અસ્સલામુ અલયના વ અલા ઇબાદિલ્લાહિસ સાલિહીન, અલ્લાહુમ્મગફિર લી વહ્દિની.

**﴿حدیث :۳۳﴾**

❁ ...... اَلتَّحِيَّاتُ الطَّيِّبَاتُ وَالصَّلَوَاتُ وَ الْمُلْكُ لِلّٰهِ، اَلسَّلَامُ عَلَيْكَ أَيُّهَا النَّبِيُّ وَرَحْمَةُ اللّٰهِ وَ بَرَكَاتُهٗ . (ابوداود:صـ۱٤۰، الرقم:۹۷۵)

**હદીષ (33) અત્તહિય્યાતુત્ તય્યિબાતુ વસ્સલવાતુ વલ્મુલ્કુ લિલ્લાહિ, અસ્સલામુ અલય-ક અય્યુહન્ નબિય્યુ વ રહમતુલ્લાહિ વ બરકાતુહ.**

**﴿حدیث :۳٤﴾**

❁ ...... بِسْمِ اللّٰهِ ، اَلتَّحِيَّاتُ لِلّٰهِ الصَّلَوَاتُ لِلّٰهِ الزَّاكِيَاتُ لِلّٰهِ ، اَلسَّلَامُ عَلَى النَّبِيِّ وَرَحْمَةُ اللّٰهِ وَبَرَكَاتُهٗ ، اَلسَّلَامُ عَلَيْنَا وَعَلٰى عِبَادِ اللّٰهِ الصَّالِحِيْنَ ، شَهِدْتُّ أَنْ لَّآ اِلٰهَ اِلَّا اللّٰهُ ، شَهِدْتُّ أَنَّ مُحَمَّدًا رَّسُوْلُ اللّٰهِ. (موطا مالك : صـ:۳۱، الرقم:۳۰۱)

**હદીષ (34) બિસ્મિલ્લાહિ અત્તહિય્યાતુ લિલ્લાહિસ સલવાતુ લિલ્લાહિ અઝ્ઝાકિયાતુ લિલ્લાહિ, અસ્સલામુ અલય-ક અય્યુહન નબિય્યુ વ રહમતુલ્લાહિ વ બરકાતુહ, અસ્સલામુ અલયના વ અલા ઇબાદિલ્લાહિસ સાલિહીન, શહિદતુ અલ્લાઇલા-હ ઇલ્લલ્લાહુ શહિદતુ અન્ન મુહમ્મદર્રસૂલુલ્લાહ.**

## ﴿حديث :٣٥﴾

۞ ...... اَلتَّحِيَّاتُ الطَّيِّبَاتُ الصَّلَوَاتُ الزَّاكِيَاتُ لِلّٰهِ ، أَشْهَدُ أَنْ لَّآ اِلٰـهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَاشَرِيْكَ لَهٗ وَاَشْهَدُ اَنَّ مُحَمَّدًا عَبْدُهٗ وَرَسُوْلُهٗ ، اَلسَّلَامُ عَلَيْكَ أَيُّهَا النَّبِيُّ وَرَحْمَةُ اللّٰهِ وَ بَرَكَاتُهٗ ، اَلسَّلَامُ عَلَيْنَا وَعَلٰى عِبَادِ اللّٰهِ الصَّالِحِيْنَ . (موطا محمد:صـ:١٠٩،الرقم:١٤٥)

**હદીષ (૩૫) અત્તહિય્યાતુત્ તય્યિબાતુસ્ સલવાતુઝ ઝાકિયાતુ લિલ્લાહિ અશ્હદુ અંલ્લા ઇલા-હ ઇલ્લલાહુ વ અશ્હદુ અન્ન મુહમ્મન અબ્દુહૂ વ રસૂલુહ અસ્સલામુ અલય-ક અય્યુહન નબિય્યુ વ રહમતુલ્લાહિ વ બરકાતુહ, અસ્સલામુ અલયના વ અલા ઈબાદિલ્લાહિસ સાલિહીન.**

## ﴿حديث :٣٦﴾

۞ ...... اَلتَّحِيَّاتُ الطَّيِّبَاتُ الصَّلَوَاتُ الزَّاكِيَاتُ لِلّٰهِ ، اَشْهَدُ أَنْ لَّآ اِلٰـهَ اِلَّا اللّٰهُ وَاَشْهَدُ أَنَّ مُحَمَّدًا عَبْدُ اللّٰهِ وَرَسُوْلُهٗ ، اَلسَّلَامُ عَلَيْكَ أَيُّهَا النَّبِيُّ وَرَحْمَةُ اللّٰهِ وَبَرَكَاتُهٗ ، اَلسَّلَامُ عَلَيْنَا وَعَلٰى عِبَادِ اللّٰهِ الصَّالِحِيْنَ. (موطا مالك : صـ:٣٢، الرقم:٣٠٢)

**હદીષ (૩૬) અત્તહિય્યાતુત્ તય્યિબાતુસ્ સલવાતુઝ્ ઝાકિયાતુ લિલ્લાહિ અશ્હદુ અલ્લા ઇલા-હ ઇલ્લલાહુ વ અશ્હદુ અન્ન મુહમ્મન અબ્દુલ્લાહિ વ રસૂલુહ, અસ્સલામુ અલય-ક અય્યુહન**

નબિય્યુ વ રહમતુલ્લાહિ વ બરકાતુહ, અસ્સલામુ અલયના વ અલા ઈબાદિલ્લાહિસ સાલિહીન. (મુવત્તા)

﴿حديث :٣٧﴾

۞ ...... اَلتَّحِيَّاتُ الصَّلَوَاتُ لِلّٰهِ ، اَلسَّلَامُ عَلَيْكَ أَيُّهَا النَّبِيُّ وَرَحْمَةُ اللّٰهِ وَبَرَكَاتُهٗ ، اَلسَّلَامُ عَلَيْنَا وَعَلٰى عِبَادِ اللّٰهِ الصَّالِحِيْنَ أَشْهَدُ أَنْ لَّآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَاَشْهَدُ اَنَّ مُحَمَّدًا عَبْدُهٗ وَرَسُوْلُهٗ

(صحیح ابن حبان: جـ:٥،صـ:٥٤٢، الرقم:٢١٦٧)

હદીષ (૩૭) અત્તહિય્યાતુસ્ સલવાતુ લિલ્લાહિ, અસ્સલામુ અલય-ક અય્યુહન નબિય્યુ વ રહમતુલ્લાહિ વ બરકાતુહ, અસ્સલામુ અલયના વ અલા ઈબાદિલ્લાહિસ સાલિહીન. અશ્હદુ અલ્લા ઇલા-હ ઇલ્લલાહુ વ અશ્હદુ અન્ન મુહમ્મન અબ્દુહૂ વ રસૂલુહ

﴿حديث :٣٨﴾

۞ ...... اَلتَّحِيَّاتُ لِلّٰهِ الصَّلَوَاتُ الطَّيِّبَاتُ ، اَلسَّلَامُ عَلَيْكَ أَيُّهَا النَّبِيُّ وَرَحْمَةُ اللّٰهِ وَبَرَكَاتُهٗ، اَلسَّلَامُ عَلَيْنَا وَعَلٰى عِبَادِ اللّٰهِ الصَّالِحِيْنَ ، أَشْهَدُ أَنْ لَّا اِلٰهَ اِلَّا اللّٰهُ وَاَشْهَدُ اَنَّ مُحَمَّدًا عَبْدُهٗ وَرَسُوْلُهٗ .(ابوداود : صـ ١٣٩، الرقم:٩٧١)

હદીષ (૩૮) અત્તહિય્યાતુ લિલ્લાહિસ્ સલવાતુત્ તય્યિબાતુ, અસ્સલામુ અલય-ક અય્યુહન નબિય્યુ વ રહમતુલ્લાહિ વ

**વબરકાતુહ, અસ્સલામુ અલયના વ અલા ઇબાદિલ્લાહિસ્ સાલિહીન, અશહદુ અલ્લા ઇલાહ ઇલ્લલ્લાહુ વ અશહદુ અન્ન મુહમ્મદન અબ્દુહૂ વ રસૂલુહ.**

### ﴿حديث : ٣٩﴾

❁ ...... اَلتَّحِيَّاتُ الْمُبَارَكَاتُ الصَّلَوٰتُ الطَّيِّبَاتُ لِلّٰهِ ، اَلسَّلَامُ عَلَيْكَ اَيُّهَا النَّبِيُّ وَرَحْمَةُ اللّٰهِ وَ بَرَكَاتُهٗ ، اَلسَّلَامُ عَلَيْنَا وَعَلٰى عِبَادِ اللّٰهِ الصَّالِحِيْنَ ، اَشْهَدُ اَنْ لَّآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَ اَشْهَدُ اَنَّ مُحَمَّدًا رَّسُوْلُ اللّٰهِ . (مسلم : جـ:١، صـ:١٧٤، الرقم:٤٠٣)

**હદીષ (૩૯) અત્તહિય્યાતુલ્ મુબારકાતુસ્ સલવાતુત્ તય્યિબાતુ લિલ્લાહિ, અસ્સલામુ અલય-ક અય્યુહન નબિય્યુ વ રહમતુલ્લાહિ વ બરકાતુહ, અસ્સલામુ અલયના વ અલા ઇબાદિલ્લાહિસ સાલિહીન, અશહદુ અંલ્લા ઇલા-હ ઇલ્લલ્લાહુ વ અશહદુ અન્ન મુહમ્મદર્રસુલ્લાહિ, સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ.**

### ﴿حديث : ٤٠﴾

❁ ...... بِسْمِ اللّٰهِ وَ السَّلَامُ عَلٰى رَسُوْلِ اللّٰهِ ـ

(مسلم :جـ:١ ص:١٧٤، الرقم:٤٠٣)

**હદીષ (૪૦) બિસ્મિલ્લાહિ વસ્સલામુ અલા રસૂલિલ્લાહિ,**



## જિંદગી સુન્નત પ્રમાણે વિતાવો અને અલ્લાહ તઆલાના મહબૂબ બની જાવ

# પ્યારા નબી

## (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)

# ની પ્યારી સુન્નતો

નકશે કદમ નબી કે હૈં જન્નત કે રાસ્તે,
અલ્લાહ સે મિલાતે હૈં સુન્નત કે રાસ્તે.



# સુન્નતની બરકત

હદીસ શરીફમાં છે કે, હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો :

مَنْ حَفِظَ سُنَّتِى أَكْرَمَهُ اللّٰهُ تَعَالٰى بِأَرْبَعِ خِصَالٍ : اَلْمُحَبَّةُ فِى قُلُوبِ الْبَرَرَةِ وَالْهَيْبَةُ فِى قُلُوبِ الْفَجَرَةِ وَالسَّعَةُ فِى الرِّزْقِ وَالثِّقَةُ فِى الدِّيْنِ۔

*અર્થ : જે માણસે મારી સુન્નતની હિફાઝત કરી (દિલોજાનથી એને મજબૂત પકડી અને એના પર અમલ કર્યો), તો અલ્લાહ તઆલા ચાર વાતો દ્વારા એનો ઇકરામ (સન્માન) ફરમાવશે :*

(૧) નેક લોકોના દિલોમાં એની મુહબ્બત પેદા કરશે.

(૨) ફાજિર–દુષ્ટ અને બદકાર લોકોના દિલોમાં એનો દબદબો, પ્રભાવ અને ભય નાખી દેશે.

(૩) રોઝીમાં વિશાળતા અને બરકત અતા ફરમાવશે અને

(૪) દીનમાં પુખ્તગી નસીબ ફરમાવશે.

(મફાતિહુલ જનાન શર્હુ શિર્‌અતિલ્‌ ઇસ્લામ : ૮, સય્યિદ અલી ઝાદહ)

બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ

# સૂવાની સુન્નતો

(૧) હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમથી આ તમામ વસ્તુઓ પર આરામ ફરમાવવાનુ સાબિત છે :

(૧) બિસ્તર, (૨) ચટાઈ, (૩) કપડાનું ફર્શ, (૪) જમીન, (૫) તખ્ત (૬) ચારપાઈ–ખાટલો, (૭) ચામડું અને ખાલ.

(ઝાદુલમઆદ:૧/૧૪૯, ફસ્લુ ફી હદયિહી વ સીરતુહુ ફી નવ્મિહી વ ઈન્તિબાહિહી (સ.અ.વ.)

(૨) બા–વુઝૂ (વુઝૂ સહિત) સૂવું સુન્નત છે.

(તિરમિઝી : ૨/૧૭૭, હ.નં:૩૩૯૪)

હદીસ શરીફમાં આવ્યું છે કે, જે માણસ બા–વુઝૂ સૂઈ ગયો અને એ જ રાતે તેનો ઈન્તિકાલ થઈ ગયો, તો એને શહાદતનો મરતબો મળશે.

(મુસ્નદે અબૂ યઅલા:૧/૩૦૬, નં:૩૬૨૪, મુઅજમુલ અવ્સત લિત્તબરાની:૬/૧૨૩, નં:૫૯૯૧)

(૩) જ્યારે બિસ્તર પર આવે તો એને પોતાના કપડાના કિનારાથી ત્રણ વખત ખંખેરી લે. (બુખારી :૨/૧૦૯૯, નં:૭૩૯૩)

(૪) સૂતાં પહેલાં બીજા કપડાં બદલવા સુન્નત છે.

(વસાઈલુલ વુસૂલ લિન્નબહાની:૧૪૪)

(૫) સૂતાં પહેલાં બિસ્મિલ્લાહ પઢીને નીચે દર્શાવેલી બાબતો ધ્યાનમાં રાખે : (૧) દરવાજો બંધ કરી લે, (૨) ચિરાગ–દીવો હોલવી નાખે,

(૩) મશકનુ મુખ બંધ કરી દે, (૪) વાસણોને ઢાંકી લે.

અને જો તે વખતે વાસણોને ઢાંકવા માટે કશું જ ન મળે તો વાસણના મુખ પર પહોળાઈમાં એક લાકડી પણ મૂકી દે.

(બુખારીઃ૨/૮૪૧, નંઃ૫૬૨૩, મુસ્લિમઃ૧/૨૦૧૨)

(૬) ઈશાની નમાઝ પછી કિસ્સા– કહાણીઓ કહેવા–સાંભળવાની મનાઈ છે. નમાઝ પઢીને સૂઈ જવું જોઈએ. અલબત્ત, વઅઝો–નસીહત માટે અથવા રોઝી– રોજગાર માટે જાગવાની ઈજાઝત છે.

(શમાઇલે તિરમિઝીઃ૧/ ૪૨,હદીષ નંઃ૧૬૯)

(૭) સૂતી વખતે બંને આંખોમાં ત્રણ ત્રણ વખત સુરમો લગાડવો સ્ત્રી અને પુરુષ બંને માટે મસ્નૂન છે. (શમાઈલે તિરમિઝીઃ પેઃ૪,હદીષ નંઃ૪૯)

(૮) જ્યારે સૂવાનો ઈરાદો કરો તો કુર્આન શરીફની આયતો અને સૂરતો પઢો. દા. ત. અલ્હમ્દુ શરીફ, આયતુલ કુર્સી, સૂરએ મુલ્ક (તબારકલ્લઝી), અલિફ લામ મીમ સજદહ અને દુરૂદ શરીફ. જો વધારે ન પઢી શકાય તો એક–બે સૂરતો જરૂર પઢી લો, કારણ કે આ દુનિયા અને આખિરતની ભલાઈ અને નેકબખ્તી (સદ્ભાગ્ય)ની બુનિયાદ છે.

(તિરમિઝીઃ૨/૧૭૮, નંઃ૩૪૦૪, કન્ઝુલ ઉમ્માલઃ૧૫/૩૨૮, નંઃ૪૧૨૫૪)

ત્રણ કુલ (સૂરએ ઈખ્લાસ, સૂરએ ફલક અને સૂરએ નાસ) એક વખત પઢીને હાથમાં દમ કરે અને પછી આખા બદન પર ફેરવી લે. ત્રણ વખત આ પ્રમાણે કરે.

(બુખારી : ૯૩૫, અબૂ દાવૂદ : ૬૮૯, તિરમિઝી : ૩૪૨)

## સૂતાં પહેલાં એક મુખ્તસર (ટૂંકો) અમલ

હઝરત આઈશા (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનો મા'મૂલ હતો કે, દરરોજ રાતે આરામ ફરમાવવા માટે પોતાના બિસ્તર પર તશરીફ લઈ જતા, તો પોતાની બંને હથેળીઓને મિલાવી લેતા (જેવી રીતે દુઆ વખતે બંને હથેળીઓને મિલાવવામાં આવે છે). ત્યાર બાદ **કુલ હુવલ્લાહુ અહદ, કુલ અઊઝુ બિરબ્બિલ ફલક** અને **કુલ અઊઝુ બિરબ્બિન્નાસ** પઢીને હથેળીઓ પર ફૂંકતા અને શકય હોય ત્યાં સુધી પોતાના મુબારક બદન પર બન્ને હાથ ફેરવતા. માથા મુબારક, ચહેરા મુબારક અને પવિત્ર બદનના સામેના ભાગથી શરૂ ફરમાવતા. ત્યાર બાદ બાકી બદન પર જ્યાં સુધી આપના હાથ પહોંચી શકતા હતા, ત્યાં સુધી હાથ ફેરવતા. આવું આપ ત્રણ વખત કરતા.

(સહીહ બુખારીઃ૨/૯૩૫, તિરમિઝી : ૨/૧૭૭ , નંબરઃ૩૪૦૨)

(૯) સૂતાં પહેલાં તસ્બીહે ફાતિમી પઢવાનો એહતિમામ (પ્રબંધ) કરે. તસ્બીહે ફાતિમી : **સુબ્હાનલ્લાહ** ૩૩ વાર, **અલ્હમ્દુ લિલ્લાહ** ૩૩ વાર અને **અલ્લાહુ અકબર** ૩૪ વાર પઢે.

(બુખારી : ૧/૪૩૯,નંઃ૩૧૧૩, તિરમિઝીઃ૨/૧૭૮, નંઃ૩૪૦૮)

(૧૦) સૂતી વખતે જમણી કરવટ (પડખા) પર કિબ્લા તરફ મોઢું કરીને સૂવું મસ્નૂન છે. મોઢાભેર એવી રીતે સૂવું કે છાતી જમીન તરફ થાય અને પીઠ આકાશની તરફ થાય, એમ સૂવાની મનાઈ છે, કારણ કે એવી રીતે શયતાન સૂવે છે. (બુખારી શરીફ : ૨/૯૩૩, નંઃ૩૪૦૨)

## સૂવાની મસ્નૂન દુઆઓ

(૧૧) બિસ્તર પર સૂઈને આ દુઆ પઢે :

بِاسْمِكَ رَبِّي وَضَعْتُ جَنْبِيْ، وَبِكَ أَرْفَعُهُ، إِنْ أَمْسَكْتَ نَفْسِي فَارْحَمْهَا، [1] وَإِنْ أَرْسَلْتَهَا فَاحْفَظْهَا بِمَا تَحْفَظُ بِهِ عِبَادَكَ الصَّالِحِيْنَ. (بخاری شریف: جـ: ۲، صـ: ۹۳۵، الرقم: ۶۳۲۰)

**બિઈસ્મિક રબ્બી વઝઅતુ જમ્બી, વ બિક અરફઉહુ, ઈન્ અમ્સક્ત નફ્સી ફરહમ્હા વ ઈન્ અર્સલ્તહા ફહ્ફઝ્હા બિમા તહ્ફઝુ બિહી ઈબાદકસ્સાલિહીન.**

*અર્થ : હે મારા પરવરદિગાર ! તારા નામથી જ મેં પોતાનું પડખુ મુક્યું છે અને તારા જ નામથી એને ઉઠાવીશ. જો તુ મારી રૂહને રોકી લે–ખેંચી લે, તો તુ એની મગફિરત ફરમાવી દેજે અને જો તુ એને છોડી દે, તો તુ એની હિફાઝત ફરમાવજે, જે રીતે કે તુ પોતાના નેક બંદાઓની હિફાઝત ફરમાવે છે. (બુખારી શરીફ:૨/૯૩૫, નં:૬૩૨૦)*

(૧૨) તે પછી આ દુઆ પઢે :

اَللّٰهُمَّ بِاسْمِكَ اَمُوْتُ وَاَحْيٰ.

**અલ્લાહુમ્મ બિઈસ્મિક અમૂતુ વ અહ્યા.**

(બુખારી : ૯૩૪, નંબર: ૬૩૧૪)

(૧૪) હઝરત બરાઅ બિન આઝિબ (રદિ.) ફરમાવે છે કે, મને રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું : જ્યારે તમે બિસ્તર

---

(૧) وفی روایة فَاغْفِرْلَهَا અમુક રિવાયતોમાં 'ફગ્ફિરલહા' છે

પર આવો તો વુઝૂ કરી લો, જમણા પડખે સૂઇ જાવ અને આ દુઆ પઢો :

اَللّٰهُمَّ أَسْلَمْتُ نَفْسِى إِلَيْكَ وَوَجَّهْتُ وَجْهِى إِلَيْكَ وَفَوَّضْتُ اَمْرِى اِلَيْكَ وَاَلْجَأْتُ ظَهْرِى اِلَيْكَ رَهْبَةً ورَغْبَةً اِلَيْكَ لَا مَلْجَأً وَلَا مَنْجَأً مِنْكَ إِلَّا إِلَيْكَ آمَنْتُ بِكِتَابِكَ الَّذِىْ اَنْزَلْتَ وَبِنَبِيِّكَ الَّذِىْ اَرْسَلْتَ. (بخاری:ج:۲،ص،۹۳٤، الرقم:٦٣١٥)

**અલ્લાહુમ્મ અસ્લમ્તુ નફ્સી ઈલય્ક વ વજ્જહતુ વજ્હી ઈલય્ક વ ફવ્વઝ્તુ અમ્રી ઈલય્ક વ અલ્જઅતુ ઝહરી ઈલય્ક રહ્બતં વ રગબતન્ ઈલય્ક લા મલ્જઅ વ લા મન્જઅ મિન્ક ઈલ્લા ઈલય્ક, આમન્તુ બિકિતાબિકલ્લઝી અન્ઝલ્ત વ બિ નબિય્યિકલ્લઝી અર્સલ્ત.**

*અર્થ : હે અલ્લાહ ! મેં સ્વજાતને તારા હવાલે કરી દીધી, મેં પોતાનું મુખ તારી તરફ (કેન્દ્રિત) કર્યું અને પોતાનું કામ તને સુપ્રત કર્યું અને પોતાની પીઠ તારા તરફ કરી–તારા પ્રત્યેની રગબત અને ખૌફના કારણે. તારા સિવાય કોઈ ઠેકાણું નથી અને તારા સિવાય કોઈ આશ્રય–સ્થાન (પણ) નથી. હું તેં નાઝિલ કરેલી કિતાબ પર ઈમાન લાવ્યો અને તે નબી પર (ઈમાન) લાવ્યો, જેમને તેં મોકલ્યા છે. (બુખારી : ૨/૯૩૪ નંબર:૬૩૧૫)*

ત્યાર બાદ જો તેનો મૃત્યુ થયું તો ફિતરતે ઈસ્લામ પર થશે.

(૧૪) સૂતાં પહેલાં ત્રણ વખત આ ઈસ્તિગફાર પણ પઢે :

أَسْتَغْفِرُ اللّٰهَ الَّذِى لَاإِلٰهَ إِلَّا هُوَ الحَىُّ القَيُّومُ وَاَتُوبُ اِلَيْه

**અસ્તગ્ફિરુલ્લાહલ્લઝી લા–ઈલાહ ઈલ્લા હુવલ્ હય્યુલ્ કય્યૂમુ વ અતૂબુ ઈલયહિ. (તિરમિઝી : ૨/૭૭૧, નં:૩૩૯)**

# આખી રાત ઇબાદત કરવાનો સવાબ

હઝરત ઉસ્માન બિન અફ્ફાન (રદિ.)થી રિવાયત છે, એમણે ફરમાવ્યું : જે માણસ કોઇ રાતે સૂરએ આલિ ઇમરાનની છેલ્લી આયતો પઢી લેશે તો એના માટે પૂરી રાત નમાઝ પઢવાનો સવાબ લખવામાં આવશે.

(સુનને દારમીઃ ભા–૪/૨૧૩૮, નં:૩૪૩૯)

સૂરએ આલિ ઇમરાનની છેલ્લી આયતો એટલે કે **ઈન્ન ફી ખલ્કિસ્સમાવાતિ વલ્ અર્દિ**....થી સૂરતના ખતમ (અંતભાગ) સુધીની આયતો છે.

સહીહ રિવાયતમાં આવ્યું છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ રાતે તહજ્જુદ માટે ઊઠતા, તો સર્વ પ્રથમ (વુઝૂ કરતાં પહેલાં) આ આયતો પઢતા હતા. (બુખારીઃ ભા–૧/૬૫૬, નં:૪૩૬૯)

(૧૫) જો ખ્વાબમાં કોઈ ડરામણી (બિહામણી) વાત જુએ અને આંખો ખુલી જાય તો ત્રણ વખત **"અઊઝુ બિલ્લાહિ મિનશ્શયતાનિર્રજીમ"** પઢીને ડાબી તરફ ત્રણ વખત થૂંકી દો અને પડખું બદલીને સૂઈ જાવ અને કોઈની સામે એનો ઉલ્લેખ ન કરો.

(બુખારીઃભા–૧/૧૦૩૪, નં:૬૯૮૫, મુસ્લિમઃભા–૨/૨૪૧, નં:૨૨૬૨)

(૧૬) કયલૂલહ (વામકુક્ષિ) કરવો એટલે કે જો કોઇને ફુરસદ મળે, તો સુન્નતની ઈત્તિબાઅ (અનુસરણ)માં બપોરે થોડો સમય સૂઈ જવુ સુન્નત છે, ચાહે ઊંઘ આવે કે ન આવે. (મુસ્નદે અહમદઃ૧/૧૦૫, નં:૧૩૪૨૩)

# સૂઇને ઊઠવાની સુન્નતો

(૧) ઊંઘમાંથી ઊઠતાં બન્ને હાથો વડે ચહેરા અને આંખોને ચોળવી–મસળવી કે જેથી ઊંઘનો નશો (ઘેન) દૂર થઇ જાય.

(શમાઇલે તિરમિઝી:૧૮,૨૪૨)

(૨) સવારે જ્યારે આંખ ખુલે તો ત્રણ વખત અલ્હમ્દુ લિલ્લાહ કહો અને કલિમ– એ –તય્યિબહ "લા–ઈલાહ ઈલ્લલ્લાહુ મુહમ્મદુ ર્રસૂલુલ્લાહ" પઢીને નીચેની દુઆ પઢો :

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِى اَحْيَانَا بَعْدَ مَا اَمَاتَنَا وَإِلَيْهِ النُّشُوْرُ.

**અલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી અહ્યાના બઅદ મા અમાતના વઈલયહિન્નુશૂર.**

*અર્થ : બધા જ વખાણ અલ્લાહના જ માટે છે, જેણે અમને મૃત્યુ અર્પણ કર્યા પછી જીવંત કર્યા અને એના જ તરફ ઊઠીને પાછુ જવાનું છે.*

(બુખારી : ૯૩૪, નં:૨૩૧૨)

(૩) જ્યારે પણ આપ સૂઈને ઊઠો તો મિસ્વાક કરી લો.

(મુસ્નદે અહમદઃ ૫/૪૭૩, અબૂ દાઉદઃ૮, નં: ૫૮)

<u>સુચના :</u> વુઝૂમાં ફરી મિસ્વાક કરવામાં આવશે. સૂઈને ઊઠતા જ મિસ્વાક કરવુ અલગ સુન્નત છે. (બુખારી:૧/૩૮, નંબરઃ ૨૪૫)

(૪) પાયજામો કે સુરવાલ પહેરે તો પ્રથમ જમણો પગ નાખે અને પછી ડાબો પગ નાખે. (તિરમિઝી–૧/૧૩, નં:૨૪)

# ઇસ્તિન્જા અને સંડાસ વિષે સુન્નતો

(૧) ઈસ્તિન્જા માટે પાણી અને ઢેલાં (ઢેફાં) બંને લઈ જાઓ. ત્રણ ઢેલાં (ઢેફાં) કે પથ્થર હોય તો મુસ્તહબ છે. (તિરમિઝી:૧/૧૦, નં:૧૭)

જો અગાઉથી સંડાસમાં વ્યવસ્થા હોય તો કાફી છે. ફલેશવાળા સંડાસમાં ઢેફાંના કારણે મુશ્કેલી ઊભી થાય છે, એટલે મુફતી રશીદ અહમદ સાહબે ટોયલેટ પેપર વાપરવાનો મશ્વેરો આપ્યો છે કે જેથી ફર્શ ખરાબ ન થાય. (અહસનુલ ફતાવાઃ ૨/૧૦૫)

(તદુપરાંત, પાણીના નિકાસની સમસ્યા પણ પેશ આવી જાય છે.)

(૨) હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) માથું ઢાંકીને અને જોડા (પગરખાં) પહેરીને સંડાસ જતા હતા.

(ઝાદુલ મઆદ: ૧ / ૧૬૪)

(૩) સંડાસમાં દાખલ થતાં પહેલાં આ દુઆ પઢો :

بِسْمِ اللّٰهِ ، اَللّٰهُمَّ اِنِّیْٓ اَعُوْذُبِكَ مِنَ الْخُبُثِ وَالْخَبَائِثِ ط

(مصنف بن ابی شیبہ: ۲۱۱/۱، الرقم: ٥، وفی البخاری:۹۳٦/۲، الرقم:٦۳۲۲، مسلم :۱٦۳/۱، الرقم ۳۷٥؛ بدون بسم الله)

**બિસ્મિલ્લાહિ, અલ્લાહુમ્મ ઈન્ની અઊઝુબિક મિનલ્ખુબુષિ વલ્ ખબાઈષ**

*અર્થ : અલ્લાહ તઆલાનુ નામ લઈને (સંડાસ) જાઉં છું. હે અલ્લાહ ! હું તારી પનાહ ચાહુ છું ખબીસ (દુષ્ટ) જિન્નાતોથી, ચાહે તે પુરુષ હોય કે સ્ત્રી.*

(૪) સંડાસમાં દાખલ થતી વખતે પ્રથમ ડાબો પગ મૂકે અને કદમચા (પગથાર) પર જમણો પગ મૂકે. ઊતરતી વખતે ડાબો પગ કદમચાથી નીચે મૂકે. (ઝાદુલ મઆદઃ ૧/૧૬૭, ફસ્લુ ફી હદયીહી (સ.અ.વ.) ફિલ ફતરતિ વ તાબિઈહા)

(૫) કઝાએ હાજત (શૌચકર્મ) માટે જ્યારે કપડાં ઉતારે, તો આસાની સાથે શક્ય હોય એટલા નીચા વળીને કપડાં ઉતારવા બેહતર છે. (તિરમિઝી:૧/૧૦, નં:૧૪)

(૬) સંડાસમાંથી નીકળતી વખતે જમણો પગ બહાર કાઢે અને આ દુઆ પઢે :

**ગુફ્રાનક** غُفْرَانَكَ

(અબૂ દાઊદઃ પે:૫, નં:૩૦, તિરમિઝી–૧/૭, નં:૭)

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِىْٓ اَذْهَبَ عَنِّى الْاَذٰى وَ عَافَانِىْ

**અલ્હમ્દુલિલ્લાહિલ્લઝી અઝ્હબ અન્નીલ્ અઝા વ આફાની**

*અર્થ : તમામ પ્રકારની તા'રીફ અલ્લાહ તઆલા માટે જ છે, જેણે મારા (શરીરે)થી કષ્ટદાયક ચીજને દૂર કરી દીધી અને મને આફિયત અતા ફરમાવી. (ઈબ્ને માજહઃ પેજ:૨૬, નંબર:૩૦૧)*

(૭) વીંટી યા કોઈ ચીજ પર કુર્આન શરીફની આયત કે હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નુ મુબારક નામ લખેલું હોય અને તે દેખાતુ હોય તો સંડાસમાં જતાં પહેલાં તેને ઉતારીને બહાર જ મુકી દો. ફરાગત પછી બહાર આવીને ફરી પાછા પહેરી લો. (નસાઈ:૨/૨૪૬, નં:૫૨૧૩)

જે તાવીઝને મીણ ચડાવેલા કપડામાં પૅક કરી લીધું હોય અથવા

કપડામાં સીવી લીધું હોય, તો તેને પહેરીને સંડાસમાં જવું જાઈઝ છે.

(ઉમદતુલ ફિકહ:૧/૩૨૫)

(૮) કુદરતી હાજત (મળ ત્યાગ) કરતી વખતે કિબ્લા તરફ ન તો ચહેરો કરે કે ન તો એના તરફ પીઠ કરે.

(બુખારીઃ ૧/૨૬, નં:૧૪૪, મુસ્લિમ:૧/૧૩૦, તિરમિઝીઃ૧/૮, નં:૮)

(૯) કુદરતી હાજત કરતી વેળા અનિવાર્ય જરૂરત વગર વાતચીત ન કરે. એ જ પ્રમાણે અલ્લાહનો ઝિક્ર પણ ન કરે. (અબૂ દાઉદઃ૩/૧૫)

(૧૦) પેશાબ–પાખાના (વિષ્ટા)ના છાંટાઓથી ખૂબ બચવું જોઈએ, કારણ કે મોટાભાગે કબ્રનો અઝાબ પેશાબના છાંટાઓથી ન બચવાના કારણે થાય છે. (દારે કુતનીઃ૧/૨૩૨, નંબરઃ૪૨૪)

(૧૧) પેશાબ કરતી વખતે યા ઈસ્તિન્જા કરતી વખતે ગુપ્તાંગને જમણો હાથ ન લગાવે; બલકે ડાબો હાથ લગાવે.

(બુખારી:૧/૨૭, નં:૧૫૩, મુસ્લિમ:૧/૧૩૧,નં:૨૬૭, તિરમિઝી : ૧/૧૦, નં:૧૫)

(૧૨) કેટલીક જગ્યાએ સંડાસ નથી હોતા, તેવા સમયે એવી આડની જગ્યામાં હાજત (શૌચકર્મ)થી ફારિગ થવું જોઈએ કે જ્યાં કોઈ બીજા માણસની નજર ન પડે. (અબૂ દાવૂદઃ૨/૨)

(૧૩) પેશાબ કરવા માટે નરમ (પોચી) જગ્યા તલાશ કરો, જેથી છાંટા ન ઊડે તેમજ (પેશાબને) જમીન શોષી લે.

(તિરમિઝીઃ૧/૧૨,નં:૨૦, અબૂ દાવૂદઃપેજઃ૨, નં:૩)

(૧૪) બેસીને પેશાબ કરો, ઊભા રહીને પેશાબ ન કરો.

(તિરમિઝી : ૧/૯,નં:૧૨)

(૧૫) પેશાબ કર્યા પછી ઈસ્તિન્જા સૂકવવું હોય તો દીવાલ વગેરેની આડમાં સૂકવવું જોઈએ. (મુસ્લિમઃ૧/૧૫૫, નંઃ૩૪૨)

(૧૬) ઈસ્તિન્જા કર્યા પછી માટી અથવા સાબૂ વગેરેથી સારી રીતે હાથ ધોઈ લેવા જોઈએ. (અબૂ દાઉદઃ પેજઃ૭, નંબરઃ૪૫)

## લિબાસ (પોષાક)ની સુન્નતો

(૧) હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને સફેદ રંગનો કપડાં પસંદ હતાં. (તિરમિઝીઃ૨/૧૦૮, નંઃ૨૮૧૦)

(૨) ખમીસ, કુર્તા (કફની) કે સદરી વગેરે પહેરે તો પ્રથમ જમણો હાથ આસ્તીન (બાંય)માં નાખે અને તે પછી ડાબો હાથ નાખે. એ જ રીતે પાયજામો અને સુરવાલ પહેરતી વખતે પ્રથમ જમણો પગ, પછી ડાબો પગ નાખે. આમ, શરીર પર પહેરાતા દરેક પહેરણને ઉતારવાની રીત આજ છે.

(બુખારી : ૨/૮૭૦, નંઃ૫૯૨૬)

(૩) પાયજામો,સુરવાલ કે લૂંગી (પગની) ઘૂંટીથી ઉપર રાખે. ઘૂંટીથી નીચે રાખવાથી અલ્લાહ તઆલા નારાજ થાય છે. હુઝૂર નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે, તેહબંદ (લૂંગી) ઘૂંટીથી નીચે લટકાવનાર પર અલ્લાહ તઆલા રહમતની નજર (કૃપાદષ્ટિ) ફરમાવશે નહિ.

(બુખારીઃ ૨/૮૬૧, નંઃ૫૭૮૮, મુસ્લિમઃ૨/૧૯૪, નંઃ૨૦૮૯)

(૪) કપડાં પહેરતી વખતે આ દુઆ પઢો :

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِىْ كَسَانِىْ هٰذَا وَرَزَقَنِيْهِ مِنْ غَيْرِ حَوْلٍ مِّنِّى وَلَا قُوَّةٍ ط

**'અલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી કસાની હાઝા વ રઝકનીહી મિન ગૈર હવ્લિમ્ મિન્ની વલા કુવ્વહ.'**

*અર્થ : તમામ પ્રકારની તારીફ તે અલ્લાહ તઆલા માટે જ છે, જેણે મને આ કપડાં પહેરાવ્યાં તથા મારી શકિત અને ક્ષમતા વગર આ પહેરવેશ મને નસીબ કર્યો. (અબૂ દાવૂદ : ૫૫૮, નં:૪૦૨૩)*

(૫) નવું કપડું પહેરીને આ દુઆ પઢો :

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِىْ كَسَانِىْ مَا اُوَارِىْ بِهٖ عَوْرَتِىْ وَاَتَجَمَّلُ بِهٖ فِىْ حَيَاتِىْ ط

**અલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી કસાની મા ઉવારી બિહી અવરતી વ અ-તજમ્મલુ બિહી ફી હયાતી.'**

(તિરમિઝી:૨/૧૯૬, નં:૩૪૬૦, ઇબ્ને માજહ : ૨૫૪, નં:૩૫૫૭)

*અર્થ : તમામ પ્રકારની તારીફ અલ્લાહ તઆલા માટે જ છે, જેણે મને કપડાં પહેરાવ્યાં, જેનાથી હું પોતાના ગુપ્તાંગો (શર્મગાહ)ને છુપાવું છું અને જેના દ્વારા હું પોતાના જીવનમાં ઝીનત (શોભા–શણગાર અને સૌંદર્ય) પ્રાપ્ત કરું છું.*

એવી જ રીતે આ દુઆ પઢવી:

اَللّٰهُمَّ لَكَ الْحَمْدُ اَنْتَ كَسَوْتَنِيْهِ اَسْئَلُكَ خَيْرَهٗ وَخَيْرَ مَا صُنِعَ لَهٗ وَاَعُوْذُبِكَ مِنْ شَرِّهٖ وَشَرِّ مَاصُنِعَ لَهٗ ط

**અલ્લાહુમ્મ લકલ્હમ્દુ અન્ત કસવ્તનીહિ અસ્અલુક ખય્રહુ વ ખય્ર મા સુનીઅ લહુ, વ અઉઝુબિક મિન શર્રિહી વ શર્રિ મા સુનિઅ લહુ.** (તિરમિઝી:૧/૩૦૬, નં:૩૦૬)

(૬) નવા કપડા પહેરનારને આ દુઆ આપવામાં આવે:

تُبْلِی وَیُخْلِفُ اللّٰهُ تَعَالٰی ط

**"તુબ્લી વ યુખ્લિફુલ્લાહ તઆલા.**

*અર્થ : તમો તેને જુનુ કરો અલ્લાહ તઆલા તેના બદલામાં તમને બીજુ આપશે.*

اِلْبِسْ جَدِیْدًا وَعِشْ حَمِیْدًا وَمُتْ شَهِیْدًا ط

**"ઈલ્બિસ જદીદન વ ઈશ હમીદન અવ મુત શહીદા.**

*અર્થ : નવા કપડા પહેરો, અને પ્રશંસાપાત્ર જીવન જીવો અને શહીદ થઈને મૃત્યુ પામો.* *(મુસ્નદે અહમદ: ૯/૪૪૦, નં:૫૬૨૦)*

(૭) કપડાં ઉતારતી વખતે

بِسْمِ اللّٰهِ الَّذِیْ لَآاِلٰهَ اِلَّا هُوَ ط

**"બિસ્મિલ્લાહિલ્લઝી લા ઇલા-હ ઇલ્લા હુ-વ" કહે.**

*અર્થ : અલ્લાહ તઆલાના નામથી (આ કપડાં ઉતારું છું) જેના સિવાય કોઈ મા'બૂદ નથી. (ઇબ્નુસ્સુન્ની : ૨૪૦, નં:૨૭૩)*

(૮) ઇમામહ (પાઘડી)ની નીચે ટોપી રાખવી સુન્નત છે. ટોપી વગર ઇમામહ બાંધવો સુન્નતની વિરુદ્ધ છે. (તિરમિઝી:૧/૩૦૮, નં:૧૭૮૪)

(૯) કાળો સાફો બાંધવો મસ્નૂન છે.

(તિરમિઝીઃ૧/૩૦૪, નં:૧૭૩૫)

(૧૦) શમ્લહ (છોગું) છોડવો પણ મસ્નૂન છે.

(તિરમિઝીઃ૧/૩૦૪, નં:૧૭૩૬)

– શમ્લહનું પ્રમાણ (લંબાઈ) એક હાથ કે તેનાથી વધારે પણ સાબિત છે. (નસાઈ)

(૧૧) ટોપી પહેરવી સુન્નત છે. (મિરકાત : ૮/૨૪૬)

(૧૨) હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને કુરતો ઘણો જ પસંદ હતો. (તિરમિઝીઃ૧/૩૦૬ નં:૧૭૨૬, અબૂ દાવૂદઃપેઃ૫૫૮,નં:૪૦૨૫)

(૧૩) પાયજામો પહેરવો મુસ્તહબ છે. અલ્લામહ અયની (રહ.)એ એને મુસ્તહબ ઠરાવ્યું છે. (ઉમદતુલ કારી : ૨૧/૩૦૬)

(૧૪) હઝરત અલી (રદિ.)થી મરફૂઅન્ રિવાયત છે કે, રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ફરમાવ્યું કે, પાયજામો પહેરો. એ તમારા માટે સતરને લાયક છે અને અવરતોને પણ પહેરાવો, જ્યારે તે બહાર નીકળે. (અલ્ આદાબ લિલ્બયહકીઃ ૧/૨૦૮, નં:૫૧૧)

# બૂટ-ચંપલ વિશે સુન્નતો

(૧) પગરખાં પ્રથમ જમણા પગમાં પહેરો.

(બુખારી:૧/૮૭૦, નં:૪૨૬, પેજ:૮૭૦, નં:૫૮૫૫)

(૨) ચામડાના ચંપલ મસ્નૂન છે.

(૩) એક જોડો અથવા એક ચંપલ પહેરીને ચાલવુ નહિ.

(બુખારી:૨/૬૧, નં:૫૮૫૬, મુસ્લિમ:૨/૧૯૮ નં:૨૦૯૭)

(૪) કદી કદી ઉઘાડા પગે ચાલી લેવું.

(મુસ્નદે અહમદ:૪૧/૧૧૫, નં:૨૦૫૬)

(૫) જોડા અથવા ચંપલ ડાબા હાથથી ઉઠાવવા.

(મુઅજમુલ કબીર લીત્તબરાની:૧/૧૭૦, નં:૭૭૧૫)

(૬) જોડા અથવા ચંપલ પહેરીને બેસવું અથવા ખાવુ મના છે.

(અબુ દાઉદ: ૫૭૧, નં:૭૭૧૫)

(૭) કદી કદી પોતાના જ કબ્જામા રાખવા સુન્નત છે.

(મુસ્નદે અહમદ:૪૩/૧૭૨, નં:૨૬૦૮૫)

(૮) મસ્જિદમાં કિબ્લા તરફ જોડા અથવા ચંપલ મૂકવા નહિ.

(ઈબ્ને માજહ:૧૦૩, નં:૧૪૩૧)

(૯) જોડા કે ચપ્પલ મસ્જિદમાં મૂકતાં પહેલાં ગંદકીને ખંખેરી લેવી.

(૧૦) જોડા કે ચંપલ એવી રીતે મૂકવા કે એમાંથી માટી વગેરે નીચે પડે—મકરૂહ છે.

(૧૧) જોડા કે ચંપલ ઉતારતી વખતે પહેલાં ડાબા પગમાંથી ઉતારે, પછી જમણા પગમાંથી. (બુખારી:૧/૬૧, નં:૪૨૬, પેજ:૮૭૦, નં:૫૮૫૫)

**નોટ :** આ વાતનો ખ્યાલ રાખવામાં કે મસ્જિદમાં દાખલ થતી વખતે પ્રથમ જમણો પગ મૂકવો સુન્નત છે. બીજી તરફ જોડા કે ચંપલમાંથી પ્રથમ ડાબો પગ કાઢવો સુન્નત છે, જેથી આ પ્રમાણે એક સુન્નત પર અમલ કરવાથી બીજી સુન્નત છુટી જાય છે. સામાન્ય રીતે આવુ જ થાય છે. બંને સુન્નતો પર અમલની રીત આ છે કે, પ્રથમ જોડા કે ચંપલ ડાબા પગમાંથી કાઢીને પોતાના જોડા કે ચંપલ પર પર મૂકે, પછી જમણો પગ (જોડા કે ચંપલમાંથી કાઢીને સીધો મસ્જિદમાં મૂકે. આ જ પ્રમાણે આથી વિરુદ્ધ મસ્જિદમાંથી નીકળતી વખતે કરે. આવી રીતે બંને સુન્નતો પર અમલ થઇ જશે.

(૧૨) જોડા કે ચંપલ ઉઠાવવાની મસ્નૂન રીત આ છે કે, નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પોતાના જોડાને જે ડાબા હાથની શહાદતની આંગળી (અને અંગૂઠા) દ્વારા ઉઠાવતા હતા.

(મુઅજમુલ કબીર લીત્તબરાની : ૮/૧૭૦, નં:૭૭૧૫)

(૧૩) નવા પગરખાં પહેરતી વખતે આ દુઆ પઢો :

اَللّٰهُمَّ اِنِّی اَسْئَلُكَ مِنْ خَيْرِهٖ وَخَيْرِ مَا هُوَلَهٗ وَأَعُوْذُبِكَ مِنْ شَرِّهٖ وَشَرِّ مَا هُوَلَهٗ ط

**અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુ–ક મિન્ ખય્રિહી વ ખય્રિ મા હુ–વ લહૂ વ અઊઝુ બિ–ક મિન્ શર્રિહી વ શર્રિ મા હુ–વ લહૂ.**

*અર્થ : હે અલ્લાહ ! હું તારાથી આ પગરખાંની ભલાઇનો અને આ પગરખાં જે મકસદ માટે છે એની ભલાઇનો સવાલ કરુ છું અને એની બુરાઇથી તથા એ જે હેતુ માટે છે એની બુરાઇથી તારી પનાહ ચાહુ છું.* (અલ–અઝકાર:૨૨)

## ઘરેથી નીકળતી વખતના મસ્નૂન આમાલ

**(૧) ઘરવાળાઓને સલામ કરીને નીકળવું.**

(શુઅબુલ ઈમાન:૧૧/૨૩૧, નં:૮૪૫૯)

**(૨) પ્રથમ ડાબો પગ ઘરથી બહાર કાઢવો.**

(શુઅબુલ ઈમાન:૪/૧૩૫૦, નં:૨૬૨૪)

**(૩) ઘરેથી મસ્જિદે અથવા બીજી કોઈ પણ જગ્યાએ જવા માટે નીકળે તો આ દુઆ પઢે :**

بِسۡمِ اللّٰهِ تَوَكَّلۡتُ عَلَى اللّٰهِ لَاحَوۡلَ وَلَاقُوَّةَاِلَّا بِاللّٰهِ ؕ

**બિસ્મિલ્લાહિ તવક્કલ્તુ અલલ્લાહ, લા હવ્લ વલા કુવ્વ-ત ઈલ્લા બિલ્લાહ.**

*અર્થ: હું અલ્લાહના નામની સાથે નીકળ્યો છું, મેં અલ્લાહ પર જ ભરોસો કર્યો, ગુનાહોથી બચવાની તાકાત અને નેકીઓ કરવાની શકિત અલ્લાહ તઆલાના તરફથી જ છે. (અબૂ દાવૂદ : ૬૯૫, નં:૫૦૯૫, તિરમિઝી : ૨/૧૮૧, નં:૩૪૨૬)*

**અથવા આ દુઆ પઢે :**

اَللّٰهُمَّ اِنِّى اَعُوۡذُبِكَ اَنۡ اَضِلَّ اَوۡ اُضَلَّ اَوۡ اَزِلَّ اَو اُزَلَّ اَوۡ اَظۡلَمَ اَوۡ اُظۡلَمَ اَوۡ اَجۡهَلَ اَوۡ يُجۡهَلَ عَلَىَّ ؕ

**અલ્લાહુમ્મ ઈન્ની અઊઝુબિક અન્ અદિલ્લ અવ્ ઉદલ્લ અવ્ અઝિલ્લ અવ્ ઉઝલ્લ અવ્ અઝલિમ અવ્ ઉઝલમ અવ્ અજ્હલ અવ્ યુજહલ અલય્ય.**

*અર્થ: અય અલ્લાહ ! મું તારાથી પનાહ લઉ છું કે હું ભટકી જાઉ અથવા ભડકાવી દેવામાં આવું , અથવા ઝુલ્મ આચરું કે મારી ઉપર ઝુલ્મ*

*આચરવામાં આવે અથવા હું જાતે જહાલતભર્યુ કાર્ય કરું અથવા મારી સાથે એવું કાર્ય કરવામાં આવે.* *(અબૂ દાવૂદ : ૬૯૫, નં:૫૦૯૫)*

**(૪) સુન્નત પ્રમાણે વુઝૂ ઘરેથી કરીને જવું જોઇએ.**

(સુનનુલ કુબરા લીલ્બય્હકી : ૩/૮૯, નં:૪૯૭૩)

**(૫) સુન્નતો ઘરેથી પઢીને જવું, વખત ન હોય તો મસ્જિદમાં પઢવી.**

(અબુદાઉદ : ૧૪૯, નં:૧૦૪૪)

**(૬) ઈત્મીનાન (ધીરજ)થી જવું, દોડીને ન જવું (આ ફકત મસ્જિદ માટે છે).** **(ઈબ્ને માજહ:૫૬, નં:૭૭૫)**

# ઘરમાં દાખલ થવાની સુન્નતો

**(૧) અલ્લાહ તઆલાનો ઝિક્ર કરતા કરતાં દાખલ થવું.**

(મુસ્લિમ:૨/૧૭૨, નં:૨૦૧૮)

**(૨) ઘરમાં દાખલ થતી વખતે આ દુઆ પઢવી :**

اَللّٰهُمَّ اِنِّىۤ اَسْئَلُكَ خَيْرَ الْمَوْلَجِ وَخَيْرَ الْمَخْرَجِ بِسْمِ اللّٰهِ وَلَجْنَا وَبِسْمِ اللّٰهِ خَرَجْنَا وَعَلَى اللّٰهِ رَبِّنَا تَوَكَّلْنَا۔

**અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુ-ક ખય્રલ્ મવ્લજિ વ ખય્રલ્ મખ્રજિ. બિસ્મિલ્લાહિ વલજ્ના વ બિસ્મિલ્લાહિ ખરજ્ના વ અલલ્લાહિ રબ્બિના તવક્કલ્ના.**

*અર્થ : હે અલ્લાહ ! હું તારાથી (ઘરમાં) સારી રીતે દાખલ થવાનો અને (ઘરમાંથી) સારી રીતે બહાર નીકળવાનો સવાલ કરુ છું. અલ્લાહના નામની સાથે અમે દાખલ થયા અને અલ્લાહના નામની સાથે અમે બહાર નીકળ્યા અને અમે પોતાના રબ અલ્લાહ પર જ ભરોસો કર્યો.* *(અબૂ દાવૂદ : ૬૯૫, નં:૫૦૯૬)*

(૩) ઘરમાં દાખલ થતી વખતે સલામ કરવા જોઇએ. ભલે (ઘરમાં) કોઇ હોય અથવા ન હોય. (અબૂ દાવૂદ:૬૯૫, નં:૫૦૯૬)

(૪) ઘરમાં દાખલ થતી વખતે પહેલાં જમણો પગ દાખલ કરવો. (બુખારી: ૧/૬૧, નં:૪૨૬)

(૫) ખંખારો ખાઇને યા દરવાજો ખટખટાવીને એવી રીતે દાખલ થવું જોઈએ કે ઘરવાળાઓને (આગમનની) ખબર પડી જાય. (શઅબુલ ઈમાન લીલ્બય્હકીઃ ૧૧/૨૧૧, ૮૬૨૬)

# મિસ્વાકની સુન્નતો

(૧) મિસ્વાક એક વેંત કરતાં વધારે લાંબી ન હોય અને આંગળીથી વધારે જાડી ન હોય. (અલ બહરુર્રાઈકઃ ૧/૨૧)

(૨) ઓછામાં ઓછું ત્રણ વાર મિસ્વાક કરવુ જોઇએ અને દરેક વખતે પાણીમાં પલાળવું જોઇએ. (અલ બહરુર્રાઈકઃ ૧/૨૧)

(૩) જો આંગળીથી મિસ્વાક કરવુ હોય તો એની રીત આ છે કે, મોઢાની જમણી તરફ ઉપર– નીચે અંગુઠા દ્વારા સાફ કરે અને આ જ પ્રમાણે ડાબી તરફ શહાદતની આંગળી દ્વારા સાફ કરે. (તહતાવી :૬૮)

(૪) **મિસ્વાક પકડવાની રીત :** સૌથી નાની આંગળી મિસ્વાકની નીચેની બાજુ અને અંગૂઠો મિસ્વાકના છેડાની નીચે અને બાકીની આંગળીઓ મિસ્વાકની ઉપર રહેવી જોઇએ. (શામી :૧/૧૧૪)

(૫) મિસ્વાક દાંતો પર પહોળાઈમાં અને ઝબાન પર લંબાઈમાં કરવી જોઈએ. દાંતોના બાહરના અને અંદરના ભાગને અને કિનારાને પણ મિસ્વાકથી સાફ કરવામાં આવે અને એવી જ રીતે મોઢાની ઉપરના ભાગ પર અને નીચેના ભાગ પર તથા જડબા વગેરે ઉપર મિસ્વાક કરવી જોઈએ.

(તહતાવીઃ ૬૮)

# નીચે દર્શાવિલા પ્રસંગોએ મિસ્વાક કરવુ સુન્નત છે

(૧) સૂતા પહેલા.

(૨) સૂતા પછી ઉઠીને. (મુસ્લિમઃ૧/૧૨૮, ૨૫૫)

(૩) વુઝૂ કરતી વખતે. (મુસ્લિમઃ૧/૧૨૮, ૨૫૫)

(૪) કુર્આને મજીદની તિલાવત માટે. (ઝુહદુન્નઈમઃ ૪૩૫, નંઃ૧૨૨૪)

(૫) હદીસ શરીફ પઢવા–પઢાવવા માટે.

(જામિઉલ અખ્લાકી ર્રાવી વ આદાબુસ્સામિઅઃ૩૭૩, નંઃ૮૫૭)

(૬) મોઢામાં બદબૂ (દુર્ગંધ) ઉત્પન્ન થઇ જવાના સમયે અને દાંતોનો રંગમાં બદલાઈ જવા પર.

(સુનનુલ કુબરા લીલ્બય્હકીઃ૧/૬૪, નંઃ૧૬૮, બહરુર્રાઈકઃ ૧/૨૧)

(૭) નમાઝમાં ઊભા થતી વખતે, જો વુઝૂ અને નમાઝમાં વધારે સમય–અંતર થઈ ગયું હોય. (મુસ્નદુશ્શાફીઃ ૧/૧૭૬, ૫૫)

(૮) વિત્રની નમાઝ પછી. (મુસન્નફ ઈબ્ને અબી શય્બહઃ૧/૧૫૭, ૧૮૧૩)

(૯) અલ્લાહનો ઝિક્ર કરતાં પહેલા.

(ઝુહદુન્નઈમઃ ૪૩૫, નંઃ૧૨૨૪)

(૧૦) ખાન–એ–કા'બા અથવા હતીમમાં દાખલ થતી વખતે.

(૧૧) પોતાના ઘરમાં દાખલ થતી વખતે.

(મુસ્લિમઃ૧/૧૨૮, નંઃ૨૪૦)

(૧૨) પત્ની સાથે હમબિસ્તરી (સંભોગ) કરતાં પહેલા.

(મુસન્નફ ઈબ્ને અબી શય્બહઃ૧/૧૦૦, ૧૭૮૫)

(૧૩) કોઈપણ મજલિસે ખૈરમાં જતાં પહેલા.

(બહરુર્રાઈકઃ ૧/૨૧)

(૧૪) ભૂખ અને તરસ લાગે ત્યારે.

(સુનનુલ કુબરા લીલ્બય્હકીઃ૧/૬૪, નંઃ૧૬૮)

(૧૫) મોતનાં ચિહ્નો–આસાર પેદા થવા પહેલા.

(બુખારીઃ૨/૬૩૮, નંઃ૪૪૩૮)

(૧૬) સેહરીના સમયે. (અલબિનાયહઃ ૧/૨૦૫)

(૧૭) ખાણું ખાતા પહેલા.

(૧૮) ખાણું ખાધા પછી. (ઝુહદુન્નઈમઃ૪૩૭, નંઃ૧૨૩૦)

(૧૯) તહજ્જુદ વખતે. (સુનને દારમીઃ૧/૫૩૮, નંઃ૭૧૨)

(૨૦) સફરમાં જતા પહેલા.

(અત્તરગીબ વ ત્તરહીબ, ઉસ્વએ રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)

(૨૧) કોઈ ભલાઈની મજલિસમાં જતા પહેલા. (બહરુર્રાઈકઃ૧/૨૧)

# ગુસલ કરવાનો મસ્નૂન તરીકો

પહેલાં બન્ને હાથ કાંડા સુધી ત્રણ વખત ધોવો. પછી શરીરના કોઈપણ ભાગ પર મની (વીર્ય) અથવા બીજી કોઈ નાપાકી લાગેલી હોય તો એને ત્રણ વખત પાક કરો. પછી નાનો અને મોટો ઈસ્તિન્જા કરો (ચાહે જરૂર હોય કે ન હોય). એના પછી મસ્નૂન તરીકા પ્રમાણે વુઝૂ કરો. જો ગુસલનુ પાણી પગોમાં ભેગું થતું હોય તો પગોને ધોવા નહિ. ત્યાંથી અલગ થયા પછી ધોવા.

એમ તો તે વખતે પગ ધોઈ નાખવા પણ જાઈઝ છે. હવે પાણી પ્રથમ માથા પર નાખો. પછી જમણા ખભા પર અને એ પછી ડાબા ખભા પર (એટલુ પાણી નાખો કે માથાથી પગ સુધી પહોંચી જાય). શરીરને હાથોથી મસળો. આ એક વખત થયું. પછી બીજી વાર એ જ પ્રમાણે પાણી નાખો. પહેલા માથા પર, પછી જમણા ખભા પર, પછી ડાબા ખભા પર (અને જ્યાં શરીર સૂકું રહી જવાનો ભય હોય ત્યાં હાથથી ચોળીને પાણી વહાવવાની કોશિશ કરો.) પછી એવી જ રીતે ત્રીજી વાર પણ પાણી માથાથી પગ સુધી વહાવો. (બુખારી ૧/[illegible], નં:૨૮૧, તિરમિઝી:૧/૨૯, નં:૧૦૩)

**વિવરણ :**

ગુસલ કર્યા બાદ શરીરને કપડાથી લૂછવું પણ સાબિત છે અને ન લુછવું પણ, એટલે બંનેમાંથી જે પણ સૂરત તમે અપનાવો, સુન્નત હોવાની નિય્યત કરી લો. (મિરકાત:૨/૪૧૮, નં:૪૨૧)

# જે પ્રસંગોએ ગુસલ કરવુ મસ્નૂન છે

(૧) જુમ્અહના દિવસે ફજરની નમાઝ પછીથી લઈને જુમ્અહ સુધી તે લોકોના માટે ગુસલ કરવુ સુન્નત છે, જેમના પર જુમ્અહની નમાઝ વાજિબ છે. (અબુ દાઉદ–પેજઃ૪૯, નંઃ૩૪૦)

(૨) બંને ઈદોના દિવસે ફજર પછી તે લોકોના માટે ગુસલ કરવુ સુન્નત છે, જેમના શિરે બેઉ ઈદોની નમાઝ વાજિબ છે.

(મુસન્નફ ઈબ્ને અ.રઝ્ઝાક–૩/૩૦૮, નંઃ૫૭૫૦)

(૩) હજ યા ઉમરહના એહરામ માટે ગુસલ કરવુ સુન્નત છે.

(સુનનુલ કુબરા લીલ્બય્હકીઃ૫/૧૨૭, નંઃ૨૬૬૩)

(૪) હજ કરનારાએ અરફહના દિવસે ઝવાલે આફતાબ (મધ્યાહ્ન) પછી ગુસલ કરવુ સુન્નત છે. (મુસ્નદુશ્શાફીઃ ૨/૨૬૭, ૯૮૮)

# વુઝૂની સુન્નતો

વુઝૂમાં તેર (૧૩) સુન્નતો છે. એને અદા કરવાથી કામિલ (સંપૂર્ણ) તરીકાથી વુઝૂ થઈ જશે.

(૧) વુઝૂની નિય્યત કરવી. દાખલા તરીકે : હું નમાઝ મુબાહ (સહીહ) થવા માટે વુઝૂ કરું છું. (બુખારીઃ ૧/૨, નંઃ૧)

(૨) 'બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ' પઢીને વુઝૂ કરવુ.

(તિરમિઝી : ૧/૧૩, ૨૫)

**કેટલીક રિવાયતોમાં વુઝૂની 'બિસ્મિલ્લાહ' આ પ્રમાણે આવી છે.**

بِسْمِ اللّٰهِ الْعَظِيْمِ وَالْحَمْدُ لِلّٰهِ عَلٰى دِيْنِ الْاِسْلَامِ

**બિસ્મિલ્લાહિલ્ અઝીમિ વલ્ હમ્દુલિલ્લાહિ અલા દીનિલ્ ઈસ્લામ**

(અમાનિયુલ અહબાર શર્હુ મઆનિલ આષાર : ૧/૧૧૯)

**આ દુઆ સિવાય વુઝૂથી પહેલાં "બિસ્મિલ્લાહિ વલ હમ્દુ લિલ્લાહ" પઢવું પણ સાબિત છે.**

(મુઅજમુશ્શગીર તબરાનીઃ૧/૧૩૧, નંઃ૧૯૬)

## વિવરણ :

**વુઝૂથી પહેલાં "બિસ્મિલ્લાહિ વલ્હમ્દુ લિલ્લાહ" પઢવા પર આ ફઝીલત આવી છે કે, જ્યાં સુધી આ વુઝૂ બાકી રહેશે, ફરિશ્તો એ બંદા માટે નેકીઓ લખતો રહેશે.** (મુઅજમુશ્શગીર તબરાનીઃ૧/૧૩૧, નંઃ૧૯૬)

**(૩) બંને હાથોને કાંડા (પહોંચા) સુધી ધોવા.** (બુખારી :૧/૩૧, નંઃ૧૮૬)

**(૪) મિસ્વાક કરવુ. જો મિસ્વાક ન હોય તો આંગળીથી દાંતોને ઘસવા–મસળવા. (મુસ્લિમઃ૧૨૭, નંઃ૨૪૯)**

**(૫) ત્રણ વખત કુલ્લી (કોગળા) કરવા.** (બુખારીઃ૧/૩૧, નંઃ૧૮૫)

**(૬) ત્રણ વખત નાકમાં પાણી ચઢાવવું.** (બુખારીઃ૧/૩૧,નંઃ૧૮૫)

**(૭) દરેક અંગને ત્રણ વખત ધોવો.** (અબુ દાઊદ :૧૮, નંઃ૨૯)

**(૮) ચહેરો ધોતી વખતે દાઢીનો ખિલાલ કરવો.** (તિરમિઝીઃ૧/૧૪, ૨૯)

**(૯) હાથ અને બન્ને પગ ધોતી વખતે આંગળીઓનો ખિલાલ કરવો.**

(તિરમિઝીઃ૧, હદીષ–નંઃ૧૪૨)

(૧૦) એક વાર આખા માથાનો મસહ કરવો, એટલે કે ભીંજાયેલા હાથ ફેરવવા. (બુખારીઃ૧/૩૧, ૧૮૫)

(૧૧) માથાના મસહની સાથે બન્ને કાનનો મસહ કરવો.

(તિરમિઝીઃ૧/૧૬, નં:૩૬)

(૧૨) પય્ દર પય્ (નિરંતર–લગાતાર) વુઝૂ કરવુ.

(બદાઈઅ:૧/૨૨)

(૧૩) તરતીબવાર (ક્રમાનુસાર) વુઝૂ કરવુ.

(સુ.માઈદહ:૬, અબુદાઉદ:૧૪, નં:૧૦૬)

## વુઝૂના મુસ્તહબ્બાત

### વુઝૂમાં પાંચ ચીજો મુસ્તહબ છે :

(૧) જમણી તરફથી શરૂ કરવુ. અમુક ઉલમાએ કિરામે એને સુન્નતમાં શામિલ (સમાવિષ્ટ) કર્યુ છે અને આ જ કથન કવી (મજબૂત) છે.

(બુખારી :૧/૨૯, ૧૬૭)

(૨) ગરદનનો મસહ કરવો. (મરાકી) (બદાઈઅ:૧/૨૩)

(૩) વુઝૂનું કામ પોતે જ કરવુ, કોઈ બીજાથી મદદ ન લેવી.

(મુસ્નદે અબૂ યઅલાઃ ૧/૨૦૦, નં:૨૩૧)

(૪) કિબ્લા તરફ મોઢું કરીને વુઝૂ કરવુ. (તહતાવીઃ૮૫)

(૫) પાક અને ઊંચી જગ્યાએ બેસીને વુઝૂ કરવુ.

(તહતાવી:૮૫)

(૬) વુઝૂના અંગોને રગળી રગળીને ધોવા.

(બહરુર્રાઈક:૧/૩૦, શામી ઝકરિયા:૧/૨૪૫)

# વુઝૂની દુઆઓ

(૧) વુઝૂના વચ્ચે આ દુઆ પઢવી :

اَللّٰهُمَّ اغْفِرْ لِیْ ذَنْبِیْ وَوَسِّعْ لِیْ فِیْ دَارِیْ وَبَارِكْ لِیْ فِیْ رِزْقِیْ.

**અલ્લાહુમ્મગ્ ફિરલી ઝમ્બી વવસ્સિઅ લી ફી દારી વ બારિક લી ફી રિઝકી.**

*અર્થ : હે અલ્લાહ ! અમારા ગુનાહોને માફ ફરમાવ, અમારા ઘરમાં વુસ્અત–વિશાળતા અતા ફરમાવ અને અમારી રોઝીમાં બરકત અતા ફરમાવ. (સુનનુલ કુબરા લીન્નસઈ:૭/૨૬, નં:૯૮૨૮)*

(૨) વુઝૂ કર્યા પછી કલિમ–એ શહાદત પઢે :

اَشْهَدُ اَنْ لَّآاِلٰهَ اِلَّااللّٰهُ وَحْدَهٗ لَاشَرِيْكَ لَهٗ وَاَشْهَدُ اَنَّ مُحَمَّدًا عَبْدُهٗ وَرَسُوْلُهٗ.

**અશ્હદુ અલ્લા ઈલાહ ઈલ્લલ્લાહ વહ્દહૂ લા શરીકલહૂ વ અશ્હદુ અન્ન મુહમ્મદન અબ્દુહૂ વ રસૂલુહૂ**

(મુસ્લિમ : ૧/૧૨૨, નં:૨૩૪)

(૩) કલિમ–એ શહાદત પછી આ દુઆ પઢે :

اَللّٰهُمَّ اجْعَلْنِیْ مِنَ التَّوَّابِيْنَ وَ اجْعَلْنِیْ مِنَ الْمُتَطَهِّرِيْنَ

**અલ્લાહુમ્મજ્અલ્ની મિનત્તવ્વાબીન વજ્અલ્ની મિનલ્ મુતતહ્હિરીન**

*અર્થ : હે અલ્લાહ ! તુ મને ઘણી તૌબા કરનારાઓમાં અને ખૂબ પાકી હાસિલ કરનારાઓમાં શામિલ (સમાવિષ્ટ) ફરમાવી લે.* (તિરમિઝી : ૧/૧૮, નં:૫૫)

**વિવરણ :**

આ દુઆ વિશે હઝરત મુલ્લા અલી કારી (રહ.)એ ફરમાવ્યું છે કે, વુઝૂમાં ઝાહિરી પાકી છે. આ દુઆથી બાતિની પાકીઝગીની દરખાસ્ત પેશ કરવામાં આવી છે કે, પહેલી દુઆ ઈખ્તિયારી હતી, જે અમે કરી ચૂકયા છીએ, હવે તુ પોતાની રહમતથી અમારા બાતિનને પણ પાક– સાફ ફરમાવી દે.

## રાબિતહ અને ઝાબિતહનો મોટો તફાવત

મસ્જિદમાં અઝાનથી પહેલા આવવું રાબિતહ (લગાવ) છે અને અઝાન પછી આવવું ઝાબિતહ છે. બંદો જ્યારે રાબિતહ વર્તે છે, તો અલ્લાહ તઆલા તરફથી રાબિતહનો વર્તાવ થાય છે. ઈમામ નવવી (રહ.)ની "અલ અરબઈન"ની શરહ (વિવરણ)માં લખ્યું છે કે, અઝાનથી પહેલાં મસ્જિદમાં આવનાર વ્યક્તિ "**મિન્હુમ સાબિકુમ બિલ ખયૂરાત** : નેકીઓમાં આગળ ને આગળ વધનારાઓ"માં અને અઝાન પછી મસ્જિદે આવનાર વ્યક્તિ "**વ મિન્હુમ મુક્તસિદ્** : મધ્યમમાર્ગી લોકો"માં અને જમાઅત ઊભી થઈ ગયા પછી આવનાર વ્યક્તિ "**વ મિન્હુમ ઝાલિમુલ્ લિ–નફસિહી** : સ્વજાત પર ઝુલ્મ કરનારાઓમાં સમાવિષ્ટ છે. (શર્હુલ અરબઈન : ૨૦૬)

# મસ્જિદ વિશે અહકામ

પાંચેવ નમાઝો માટે મસ્જિદ જતી વખતે નીચે મુજબની સુન્નતોનો ખ્યાલ રાખે :

(૧) દરેક નમાઝ માટે બા–વુઝૂ ઘરેથી જવું.

(મુઅજમુલ કુબરા લીત્તબરાની: ૮/૨૫૫, નં:૭૯૮૫)

(૨) ઘરેથી જતી વખતે નમાઝ પઢવાની નિય્યતે જવું, એટલે કે મૂળભુત અને મુકદમ (અગ્રિમ) નિય્યત નમાઝ પઢવા માટેની જ કરવી જોઇએ.

(૩) અઝાન સાંભળીને નમાઝ પઢવા માટે દુન્યવી પ્રવૃત્તિઓ અને કામોને એવી રીતે છોડી દેવા કે જાણે એ પ્રવૃત્તિઓ કે કામોથી કોઈ નિસ્બત–લગાવ જ નથી.

(૪) ઘરેથી બહાર નીકળ્યા પછી આ દુઆ પઢીને મસ્જિદે જાય :

بِسْمِ اللّٰهِ تَوَكَّلْتُ عَلَى اللّٰهِ لَاحَوْلَ وَلَاقُوَّةَ اِلَّا بِاللّٰهِ ط

**બિસ્મિલ્લાહિ તવક્કલ્તુ અલલ્લાહિ લા હવ્લ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહિ.**

*અર્થ : હું અલ્લાહના નામથી શરૂ કરું છું, મેં અલ્લાહ પર જ ભરોસો કર્યો, નથી કોઇમાં તાકત અને નથી કોઈમાં કુદરત, પરંતુ અલ્લાહ (ની મદદ)થી.*

(તિરમિઝી : ૨/૧૮૧, નં:૩૪૨૬ અબુ દાવુદ : ૬૯૫, નં:૫૦૯૫)

# મસ્જિદમાં દાખલ થવાની સુન્નતો

(૧) જમણો પગ મસ્જિદમાં (પ્રથમ) દાખલ કરવો.

(બુખારી:૧/૬૧, નં:૪૨૬)

(૨) બિસ્મિલ્લાહ પઢવું. (ઈબ્ને માજહ: ૫૬, નં:૭૭૧)

(૩) દુરૂદ શરીફ પઢવું. દાખલા તરીકે :

بِسْمِ اللّٰهِ وَالصَّلٰوةُ وَالسَّلَامُ عَلٰى رَسُوْلِ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ.

**બિસ્મિલ્લાહિ વસ્સલાતુ વસ્સલામુ અલા રસૂલિલ્લાહિ** ([illegible])

(ઈબ્ને માજહ: ૫૬, નં:૭૭૧, તિરમિઝી : ૧/૭૧, નં: ૩૧૪, નુઝુલુલ્ અબરાર : ૬૭, નં:૪૬૫)

(૪) દુઆ પઢવી :

اَللّٰهُمَّ افْتَحْ لِیْ اَبْوَابَ رَحْمَتِكَ.

**અલ્લાહુમ્મફ્તહ્ લી અબ્વાબ રહ્મતિક**

*અર્થ : હે અલ્લાહ ! મારા માટે પોતાની રહમતના દ્વાર ખોલી દે.*

(મુસ્લિમ : ૧/૧૨૪૮, નં:૭૧૩)

અથવા આ દુઆ પઢે :

اَللّٰهُمَّ اغْفِرْلِیْ ذُنُوْبِیْ وَافْتَحْ لِیْ اَبْوَابَ رَحْمَتِكَ.

**અલ્લાહુમ્મગ્ફિર્લી ઝુનૂબી વફ્તહ્ લી અબ્વાબ રહ્મતિક**

અર્થ : હે અલ્લાહ ! મારા ગુનાહોને માફ ફરમાવી દે અને મારા માટે પોતાની રહમતના દ્વાર ખોલી દે. (ઈબ્ને માજહ: ૫૬, નં: ૭૭૧)

(૫) એ'તિકાફની નિય્યત કરવી. (અલ–અઝકાર: ૩૪)

# મસ્જિદમાંથી બહાર નીકળવાની સુન્નતો

(૧) પ્રથમ ડાબો પગ મસ્જિદમાંથી બહાર કાઢવો.

(બુખારીઃ૧/૬૧, નં: ૪૨૬)

(૨) બિસ્મિલ્લાહ પઢવુ. (ઈબ્ને માજહ : ૫૬, નં:૭૭૧)

(૩) દુરૂદ શરીફ પઢવુ. દાખલા તરીકે :

بِسْمِ اللّٰهِ وَالصَّلٰوةُ وَالسَّلَامُ عَلٰى رَسُوْلِ اللّٰهِ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ.

**બિસ્મિલ્લાહિ વસ્સલાતુ વસ્સલામુ અલા રસૂલિલ્લાહિ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ**

(ઈબ્ને માજહઃ ૫૬, નં:૭૭૧, તિરમિઝી : ૧/૭૧, નં: ૩૧૪, નુઝુલુલ્ અબરાર : ૬૭, નં:૪૬૫)

(૪) દુઆ પઢવી :

اَللّٰهُمَّ اِنِّىْ اَسْئَلُكَ مِنْ فَضْلِكَ

**અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુક મિન્ ફઝલિક.**

*અર્થ : અય અલ્લાહ ! હું તારાથી તારા ફઝલ (કૃપા))નો સવાલ કરુ છું.*

(મુસ્લિમઃ૨/૨૪૮, નં:૭૧૩)

અથવા આ દુઆ પઢે :

اَللّٰهُمَّ اغْفِرْ لِىْ ذُنُوْبِىْ وَافْتَحْ لِىْ اَبْوَابَ فَضْلِكَ

**અલ્લાહુમ્મગ્ફિર્લી ઝુનૂબી વફ્તહ્ લી અબ્વાબ ફઝલિક**

*અર્થ : અય અલ્લાહ ! મારા ગુનાહોને માફ ફરમાવી દે અને મારા માટે પોતાના ફઝલના દ્વા ખોલી દે. (ઈબ્ને માજહઃ ૫૬, નં:૭૭૧)*

(૫) જ્યારે મસ્જિદના દરવાજા પર આવે તો આ દુઆ પઢે :

اَللّٰهُمَّ اِنِّىٓ اَعُوْذُبِكَ مِنْ اِبْلِيْسَ وَجُنُوْدِهٖ

**અલ્લાહુમ્મ ઈન્ની અઊઝુબિક મિન્ ઈબ્લીસિ વ જુનૂદિહ**

*અર્થ : હે અલ્લાહ ! હું તારી પનાહ ચાહુ છું શયતાન ઈબ્લીસથી અને એના લાવ-લશ્કરથી. (ઈબ્નુસ્સુન્નીઃ ૧૩૩, નં:૧૫૫)*

## આખો દિવસ શયતાનની દુષ્ટતા, કુચેષ્ટા અને શરારતથી બચવાનો નુસખો

(૬) મસ્જિદમાં દાખલ થયા પછી આ દુઆ પઢે (તો આખો દિવસ શયતાનની શરારતથી મહફૂઝ રહેશે).

اَعُوْذُ بِاللّٰهِ الْعَظِيْمِ وَبِوَجْهِهِ الْكَرِيْمِ وَسُلْطَانِهِ الْقَدِيْمِ مِنَ الشَّيْطَانِ الرَّجِيْمِ

**અઊઝુબિલ્લાહિલ્ અઝીમિ વ બિવજ્હિહીલ્ કરીમ વ સુલ્તાનિહિલ્ કદીમ્ મિનશ્શય્તાનિર્રજીમ** (અબૂ દાવૂદ:૬૭, નં:૪૬૬)

## ત્રણ મોટા ઇનામ

જે માણસ ફજરની બે રકા'ત (સુન્નતે મુઅક્કદહ) ઘરેથી પઢીને મસ્જિદે આવે તો હદીસ શરીફ અનુસાર તેને ત્રણ ઈનામ મળશે :

(૧) ઘરના ઝઘડા-કંકાસ ખતમ થઈ જશે,

(૨) રોઝી વિશાળ અને બહોળી થશે,

(૩) ઈમાન પર મૌત નસીબ થશે.

(ફતાવા તાતારખાનિયહ :૧/ મસાઇલુત્તતવ્વુઅ્, શરહુત્તાહતાવી:૧/૧૭૫)

# મસ્જિદે જતી વખતે રસ્તામાં પઢવાની દુઆ

નમાઝ માટે મસ્જિદે જતી વખતે રસ્તે ચાલતા ચાલતા આ દુઆ પઢવી પણ  હદીસથી સાબિત છે. સિત્તેર હજાર ફરિશ્તાઓ એને પઢનાર વ્યક્તિ માટે દુઆ કરે છે.  અને અલ્લાહ તઆલા તેની તરફ મુતવજજેહ થાય છે અહીંયા સુધી કે તે નમાઝથી પરવારી જાય.

(રવાહુ અહમદ ફિ મુસ્નદિહી: ૧૭/૨૪૭, નં:૧૧૧૫૬)

اَللّٰهُمَّ إِنِّی أَسْئَلُكَ بِحَقِّ السَّائِلِیْنَ عَلَیْكَ وَبِحَقِّ مَمْشَایَ فَإِنِّی لَمْ اَخْرُجْ اَشَرًا وَلَا بَطَرًا وَلَا رِیَاءً وَلَا سُمْعَةً، خَرَجْتُ اِتِّقَاءَ سَخَطِكَ وَابْتِغَاءَ مَرْضَاتِكَ، وَاَسْئَلُكَ اَنْ تُنْقِذَنِیْ مِنَ النَّارِ وَاَنْ تَغْفِرَلِیْ ذُنُوْبِیْ اِنَّهٗ لَا یَغْفِرُ الذُّنُوْبَ اِلَّا اَنْتَ۔

**અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુક બિહક્કિસ્સાઈલીન અલૈક વ બિહક્કિ મમ્શાચ, ફઈન્ની લમ્ અખ્રુજ અશરન્ વલા બતરન્ વલા રિયાઅન્ વલા સુમ્અતન્, ખરજતુ ઈત્તિકાઅ સખતિક વબ્તિગાઅ મરદાતિક વ અસ્અલુક અન્ તુન્કિઝની મિનન્નારિ વ અન્ તગ્ફિરલી ઝુનૂબી ફઈન્નહુ લા યગ્ફિરુઝ્ઝુનૂબ ઈલ્લા અન્ત.**

*અર્થ : હે અલ્લાહ ! એ હકથી કે જે સવાલ કરનારાઓને તારા તરફથી હાસિલ છે અને એ હકથી કે જે તારી ઇબાદત કરનારાઓને તારા તરફથી પ્રાપ્ય છે, અરજ કરુ છું કે મેં કોઇ તકબ્બુર–ગર્વઘમંડ યા શાન–શૌકત બતાવવાની ભાવનાથી અથવા દેખાડો કે ડોળદંભ કરવાના*

*હેતુસર કદમ બહાર કાઢયો નથી, બલકે તારી નારાજગીના ડરથી અને તારી રઝામંદીની તલાશમાં ચાલ્યો છું અને તારાથી જ ઇલ્તિજા (અભ્યર્થના) કરુ છું કે તુ મને આગના અઝાબથી પનાહ આપી દે અને મારા ગુનાહોને માફ ફરમાવી દે. કારણ કે તારા સિવાય (એવો બીજો) કોઇ નથી, જે (મારા) ગુનાહોને માફ કરી શકે.*

## અઝાન વિશેના આદાબ

જો કોઈ માણસ અઝાનનો જવાબ આપવાનું ભૂલી જાય યા ઈરાદાપૂર્વક જવાબ ન આપે અને અઝાન પૂરી થઈ ગયા પછી ખ્યાલ આવે અથવા જવાબ આપવાનો ઈરાદો કરે, તો એવી પરિસ્થિતિમાં જો વધારે સમય પસાર ન થયો હોય તો જવાબ આપી દે, નહિ તો ન આપે.

(ઉસ્વ–એ–રસૂલે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પેજ : ૩૭૫)

જે માણસ અઝાન આપે તો ઈકામત કહેવાનો હક પણ એનો જ છે.

(તિરમિઝી : ૧/૫૦, નં:૧૯૯)

હઝરત સઅદ ઈબ્ને અબી વક્કાસ (રદિ.)થી રિવાયત છે કે, હુઝૂર રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમએ ઈરશાદ ફરમાવ્યો કે, જે માણસ મુઅઝ્ઝિનની અઝાન સાંભળતી વખતે આ દુઆ "અશ્હદુ અલ્લા ઈલાહ ઈલ્લલ્લાહુ વહદહુ લા શરીક લહુ વ અશ્હદુ અન્ન મુહમ્મદન અબ્દુહૂ વરસૂલુહ, રઝીતુ બિલ્લાહી રબ્બન, વ બિમુહમ્મદિન રસુલન વબિલ્ ઈસ્લામિ દીનન્ "પઢે તો એના ગુનાહ માફ કરી દેવામાં આવશે.

(તિરમિઝી : ૧/૬૭, નં:૩૮૫)

# અઝાન અને ઇકામતની સુન્નતો

(૧) અઝાન અને ઈકામત કિબ્લારુખ કહેવું સુન્નત છે.

(અબૂ દાઉદ: ૭૫, નં:૫૦૭)

(૨) અઝાનના શબ્દો અટકી અટકીને અદા કરવા અને ઈકામતના શબ્દો જલદી જલદી અદા કરવા સુન્નત છે.

(તિરમિઝી : ૧/૪૮, નં: ૧૯૫)

(૩) અઝાન અને ઈકામતમાં "હય્યા અલસ્સલાહ" અને "હય્યા અલલ્ ફલાહ" કહેતી વખતે જમણી અને ડાબી તરફ મુખ ફેરવવું સુન્નત છે, પરંતુ છાતી અને પગ કિબ્લા તરફ જ રહેવા જોઈએ.

(બુખારી: ૧/૮૮, નંબર:૬૩૪)

(૪) જ્યારે અઝાન સાંભળો તો તિલાવત, ઝિક્ર, તસ્બીહ બંધ કરી દો અને અઝાનનો જવાબ આપો, એટલે કે અઝાનના વાક્યો દોહરાવો.

(બદાઈઉસ્સનાઈઅ: ૧/૧૫૫, સઈદ કમ્પની)

જ્યારે મુઅઝ્ઝિન "હય્યા અલસ્સલાહ" અને "હય્યા અલલ્ ફલાહ" કહે, તો જવાબમાં "લા હવ્લ વલા કુવ્વ–ત ઈલ્લા બિલ્લાહ" કહો.

(મુસ્લિમ:૧/૧૬૭, નં:૩૮૫)

અને "હય્યા અલલ્ ફલાહ"ના જવાબમાં "અલ્લાહુમ્મજ્અલ્ના મુફ્લિહીન" કહેવું પણ રિવાયતમાં આવે છે.

(ઈબ્નુસ્સુન્ની : ૮૩, નં: ૯૨)

(૫) ફજરની અઝાનમાં "અસ્સલાતુ ખયરુમ્ મિનન્નૌમ" ના જવાબમાં "સદક્ત વ બરરૂત" કહેવામાં આવશે. (બદાઈઅ:૧/૧૫૫)

(૬) ઈકામતનો જવાબ પણ અઝાનની જેમ આપવામાં આવશે, પરંતુ "કદ્દ કામતિસ્સલાહ"ના જવાબમાં "અકામ–હલ્લાહુ વ અદા–મહા" કહેવામાં આવશે. (અબૂ દાવૂદ : ૭૮, નં:૫૨૮)

(૭) અઝાન પૂરી થયા પછી દુરૂદ શરીફ પઢવું સુન્નત છે.

(મુસ્લિમ : ૧/૧૬૬)

(૮) દુરૂદ શરીફ પઢીને આ દુઆ પઢો :

اَللّٰهُمَّ رَبَّ هٰذِهِ الدَّعْوَةِ التَّآمَّةِ وَالصَّلٰوةِ الْقَآئِمَةِ اٰتِ مُحَمَّدَنِ الْوَسِيْلَةَ وَالْفَضِيْلَةَ وَابْعَثْهُ مَقَامًامَّحْمُوْدَنِ الَّذِىْ وَعَدْتَّهٗ [اِنَّكَ لَا تُخْلِفُ الْمِيْعَادَ ط] (١)

**અલ્લાહુમ્મ રબ્બ હાઝિહિદ્ દઅવતિત્ તામ્મતિ વસ્સલાતિલ્ કાઇમતિ આતિ મુહંમદનિલ્ વસીલત વલ્ ફઝીલત વબ્અષ્હુ મકામં મહમૂદનિલ્લઝી વ અત્તહુ (ઈન્નક લા તુખ્લિફુલ મીઆદ).**

*અર્થ : હે અલ્લાહ ! આ સંપૂર્ણ પુકાર–અઝાનના રબ અને એના પછી કાયમ (ઊભી) થનાર નમાઝના રબ ! તુ હઝરત મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને 'વસીલહ' અતા ફરમાવ અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને ફઝીલત અતા ફરમાવ અને આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને "મકામે મહમૂદ"માં પહોંચાડી દે, જેનું તેં આપ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમને વચન આપ્યું છે. (બેશક, તુ કદી વચનભંગ કરતો નથી.)*

(બુખારી : ૧/૮૬, નં:૨૧૪, તિરમિઝી : ૧/૫૧, નં:૨૧૧, અબૂ દાવૂદ : ૭૮, નં:૫૨૯)

---

(૧) (રવાહુ બય્હકી ફીદ્દઅવાતિલ કબીર– ૧/૧૦૮, નંબર:૪૯)

## વિવરણ :

આ દુઆ પઢવા પર હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની શફાઅત અને હુસ્ને ખાતિમહનું ઈનામ છે.(મિરકાત)

અલ્લાહ તઆલા આપણ સૌને પોતાના ફઝલો–કરમથી હુઝૂર રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની શફાઅત અને હુસ્ને ખાતિમહનું ઈનામ અતા ફરમાવે, આમીન !

# નમાઝની એકાવન (૫૧) સુન્નતો

કયામની અગિયાર સુન્નતો, રુકૂઅની આઠ સુન્નતો, કઅદહની તેર સુન્નતો, કિરાઅતની સાત સુન્નતો અને સજદહની બાર સુન્નતો છે, જેનું વિસ્તૃત વર્ણન નીચે પ્રમાણે છે :

## કયામની ૧૧ (અગિયાર) સુન્નતો

(૧) તકબીરે તહરીમહ વખતે સીધા (ટટાર) ઊભા રહેવુ અર્થાત્ માથુ ઝુકાવવુ નહિ. (અબૂ દાઉદ : ૧૦૬, નં: ૭૩૦)

(૨) બંને પગની વચ્ચે ચાર આંગળીઓ જેટલું અંતર રાખવું. (તહ્તાવી :૧૩૪)

અને બંને પગની આંગળીઓને કિબ્લા તરફ રાખવી. (તહ્તાવી :૧૩૪)

(૩) મુક્તદીની તકબીરે તહરીમહનુ ઈમામની તકબીરે તહરીમહની સાથે હોવું. (બુખારી :૧/૧૦૧, નં:૭૩૪)

(૪) તકબીરે તહરીમહ કહેતી વખતે (પુરુષોએ) બંને હાથ કાન સુધી ઉઠાવવા. (મુસ્લિમઃ ૧/૧૬૮, નંઃ૩૯૧, અબૂ દાવૂદ : ૧૦૮,નંઃ૭૩૭)

(૫) તકબીરે તહરીમહ વખતે હાથની હથેળીઓને કિબ્લા તરફ રાખવી. (બદાઈઅઃ ૧/૪૬૬)

(૬) તકબીરે તહરીમહ વખતે હાથની આંગળીઓને પોતાની અસલ સ્થિતિમાં રાખવી, એટલે કે ન તો વધારે પહોળી–ખુલ્લી રાખવી અને ન તો વધારે સંકોચવી–વધારે બંધ રાખવી. (સહીહ ઈબ્ને ખુઝય્માઃ૧/૨૩૪, નંઃ૪૫૯)

(૭) (હાથ બાંધતી વખતે) જમણા હાથની હથેળીને ડાબા હાથની હથેળીની પીઠ ઉપર મૂકવી. (તહ્તાવી : ૧૪૦)

(૮) જમણા હાથની ટચલી (નાની) આંગળી અને અંગૂઠા દ્વારા વર્તુળ બનાવીને ડાબા હાથનું કાંડું પકડવું. (તહ્તાવી : ૧૪૦)

(૯) વચલી ત્રણ આંગળીઓને ડાબા હાથની કલાઈ (કોણી અને કાંડા વચ્ચેના ભાગ) પર મૂકવી. (તહ્તાવી : ૧૪૧)

(૧૦) નાફ (દૂંટી–નાભિ)ની નીચે હાથ બાંધવા.
(મુઅત્તા મુહમ્મદ,હ. નંઃ ૨૯૧, અ.વહહાબ અ.લતીફ)

(૧૧) ષના પઢવી. (તિરમિઝીઃ૧/૫૭, નંઃ૨૪૨)

## કિરાઅતની સાત સુન્નતો

(૧) 'તઅવ્વુઝ' અર્થાત્ 'અઊઝુ બિલ્લાહિ મિનશ્શયતાનિર્રજીમ' પઢવું. (અબૂ દાઉદઃ ૧૧૩, નંઃ૭૭૫)

(૨) 'તસ્મિયહ' અર્થાત્ 'બિસ્મિલ્લા હિર્રહમા નિર્રહીમ' પઢવું.

(તિરમિઝી : ૧/૫૭, નં:૨૪૫)

(૩) ધીમા અવાજે 'આમીન' કહેવું. (તિરમિઝીઃ૫૮, ૨૪૮)

(૪) ફજર અને ઝોહરમાં ''તિવાલે મુફસ્સલ'' અર્થાત્ સૂરએ 'હુજુરાત'થી સૂરએ 'બુરૂજ' સુધી, અસર અને ઈશામાં ''અવસાતે મુફસ્સલ'' અર્થાત્ સૂરએ 'તારિક'થી સૂરએ 'બય્યિનહ' સુધી અને મગરિબમાં 'કિસારે મુફસ્સલ' અર્થાત્ સૂરએ 'ઝિલઝાલ'થી સૂરએ 'નાસ' સુધીની સૂરતોમાંથી (કોઈ સૂરત) પઢવી. (શામી : ૧/૫૪૦)

(૫) ફજરની પહેલી રકાતને લાંબી કરવી. (બુખારીઃ૧/૧૦૭, નં:૭૭૯)

(૬) કુર્આન ન વધારે ઉતાવળથી પઢવું, ન વધારે થોભીને કે અટકીને પઢવું, પરંતુ મધ્યમ ગતિથી પઢવું. (અબૂ દાઉદ:૨૦૭, નં:૧૪૬૬)

(૭) ફર્ઝ (નમાઝ)ની ત્રીજી અને ચોથી રકા'તમાં માત્ર સૂરએ 'ફાતિહા' (અલ્હમ્દુ શરીફ) પઢેવી. (બુખારી : ૧/૧૦૭, નં: ૭૭૬)

## રુકૂઅની આઠ સુન્નતો

(૧) રુકૂઅની તકબીર કહેવી. (બુખારી : ૧/૧૦૮, નં:૭૮૯)

(૨) રુકૂઅમાં બન્ને હાથ દ્વારા ઘૂંટણ પકડવા.

(અબૂ દાઉદ –૧૦૬, નં:૭૩૧)

(૩) ઘૂંટણોને પકડવામાં આંગળીઓ ખુલ્લી રાખવી.

(તહતાવી : ૧૪૫)

(૪) પીઠને બીછાવી દેવી. ( બુખારી : ૧/૧૦૯, નં:૭૯૨)

(૫) પિંડીઓને સીધી (ટટ્ટાર) રાખવી. (તહતાવી : ૧૪૫)

(૬) માથા અને સુરીન (નિતંભો)ને બરાબર રાખવાં.

(અબૂ દાઉદ : ૧૦૬, નં:૭૩૧)

(૭) રુકૂઅમાં કમસે કમ ત્રણ વાર 'સુબ્હા–ન રબ્બિયલ અઝીમ' પઢવું. (તિરમિઝી : ૧/૬૦, ૨૬૧)

(૮) રુકૂઅથી ઉઠતી વખતે ઈમામે 'સમિઅલ્લાહુ લિ–મન હમિદહ' કહેવું અને મુકતદીએ 'રબ્બના લકલ હમ્દ' કહેવું અને મુન્ફરિદે (એકલા નમાઝ પઢનારે) બંને કહેવું. (મજમઉઝઝવાઈદ : ૨/૧૩૪, નં:૨૮૦૪)

## સજદહની બાર સુન્નતો

(૧) સજદહની તકબીર કહેવી. (બુખારી : ૧/૧૧૦, નં:૮૦૩)

(૨) સજદહમાં પ્રથમ બંને ઘૂંટણોને જમીન ઉપર મૂકવા.

(તિરમિઝી:૧/૬૧, નં:૨૬૮, શામી:૧/૫૪૧)

(૩) પછી બન્ને હાથને જમીન ઉપર મૂકવા.

(તિરમિઝી:૧/૬૧, નં:૨૬૮, શામી:૧/૫૪૧)

(૪) પછી નાક જમીન ઉપર મૂકવું.

(બુખારી : ૧/૧૧૨, નં:૮૧૨, શામી:૧/૫૪૧)

(૫) પછી પેશાની (કપાળ) જમીન ઉપર મૂકવી.

(બુખારી : ૧/૧૧૨, નં:૮૧૨, શામી:૧/૫૪૧)

(૬) બંને હાથોની વચ્ચે સજદહ કરવો.

(મુસ્લિમ : ૧/૧૭૩, નં:૪૦૧, શામી:૧/૫૪૧)

(૭) સજદહમાં પેટને જાંઘથી અલગ રાખવું.

(મુસ્લિમ : ૧/૧૯૪, નં:૪૯૭, તહતાવી:૧૪૬)

(૮) પડખાને બાઝૂઓ (બાવડા)થી અલગ રાખવા.

(મુસ્લિમ : ૧/૧૯૪, નં:૪૯૭, તહતાવી:૧૪૬)

(૯) કોણીઓને જમીનથી અલગ રાખવી.

(બુખારી : ૧/૧૧૩, નં:૮૨૨, તહતાવી:૧૪૬)

(૧૦) સજદહમાં કમસે કમ ત્રણ વાર 'સુબ્હા–ન રબ્બિયલ અઅ્લા' પઢવું. (તિરમિઝી : ૧/૬૦, ૨૬૧)

(૧૧) સજદહથી ઊઠવાની તકબીર કહેવી.

(અબૂ દાઉદ–૧૨૯, નં:૮૮૬)

(૧૨) સજદહથી ઊઠતી વખતે પ્રથમ પેશાની, પછી નાક, પછી હાથ અને પછી ઘૂંટણોને (ક્રમવાર) ઉઠાવવા અને બન્ને સજદહ દરમિયાન ઈત્મીનાનથી (સંતોષપૂર્વક) બેસવું. (તહ્તાવી : ૧૪૬)

## કા'દહની તેર સુન્નતો

(૧) કા'દહમાં જમણા પગને ઊભો રાખવો અને ડાબા પગને બિછાવીને તેની ઉપર બેસવું તથા પગની આંગળીઓને કિબ્લા તરફ રાખવી.

(તિરમિઝીઃ ૧/૬૪, નં: ૨૯૩, તહ્તાવી : ૧૪૬)

(૨) કા'દહમાં બંને હાથોને જાંઘો ઉપર મૂકવા.

(તિરમિઝીઃ ૧/૬૪, નં: ૨૯૩, તહ્તાવી : ૧૪૬)

(૩) તશહ્હુદ (અત્તહિય્યાત)માં 'અશહદુ અલ્લા લા ઈલા–હ' પર શહાદતની આંગળી ઉઠાવવી અને 'ઈલ્લલ્લાહ' પર ઝુકાવી દેવી–મૂકી દેવી.

(તિરમિઝીઃ ૧/૬૪, નં: ૨૯૩, તહ્તાવી : ૧૪૬ થી ૧૪૭)

(૪) છેલ્લા કા'દહમાં દુરૂદ શરીફ પઢવું. (તહ્તાવી : ૧૪૭)

(૫) દુરૂદ શરીફ પઢયા પછી કુર્આન અને હદીષના શબ્દોને અનુરૂપ હોય એવી દુઆએ મા'ષૂરહ પઢવી.

(મુસ્લિમ : ૧/૨૧૮, નં: ૫૮૮, અબૂ દાઊદ:૧૪૧, નં:૯૮૩, તહ્તાવી : ૧૪૬)

(૬) બન્ને તરફ સલામ ફેરવવી.

(અબૂ દાઊદ : ૧૪૩, નં: ૯૯૬, તહ્તાવી : ૧૪૯)

(૭) સલામની શરૂઆત જમણી બાજુથી કરવી. (તહ્તાવી : ૧૪૯)

(૮) સલામ ફેરવતી વખતે ઈમામે મુકતદીઓ, ફરિશ્તાઓ અને નેક જિન્નાતને સલામ કરવાની નિય્યત કરવી. (તહ્તાવી : ૧૪૯)

(૯) મુકતદીએ સલામ ફેરવતી વખતે ઈમામ, ફરિશ્તાઓ, નેક જિન્નાત અને જમણી – ડાબી બાજુના મુકતદીઓને સલામ કરવાની નિય્યત કરવી. (તહ્તાવી : ૧૫૦)

(૧૦) મુન્ફરિદે (એકલા નમાઝ પઢનારે) માત્ર ફરિશ્તાઓને સલામ કરવાની નિય્યત કરવી. (તહ્તાવી : ૧૫૦)

(૧૧) મુકતદીએ ઈમામની સાથે સલામ ફેરવવી.

(તહ્તાવી : ૧૫૦)

(૧૨) ઈમામે બીજી સલામના અવાજને પહેલી સલામના અવાજ કરતા ધીમો (મંદ) કરવો. (તહ્તાવી:૧૫૦)

(૧૩) મસ્બૂકે (જેની શરૂઆતની રકા'ત છૂટી ગઈ હોય તેણે) ઈમામના ફારિગ થવાનો ઈન્તિઝાર કરવો. (તહ્તાવી : ૧૫૦)

# ફર્ઝ નમાઝ પછીની મસ્નૂન દુઆઓ

(૧) સલામ ફેરવીને એક વખત અલ્લાહુ અકબર કહેવું.

(મુસ્લિમ:૧/૨૧૭, નં:૫૮૩)

ત્યાર બાદ ત્રણ વખત "અસ્તગ્ફિરુલ્લાહ" કહે. છેલ્લી વખતે જરા ખેંચીને પઢે. (મુસ્લિમ:૧/૨૧૮, નં:૫૯૧)

(૨) ત્યાર પછી નીચેની દુઆઓ પઢે.

اَللّٰهُمَّ اَنْتَ السَّلَامُ وَ مِنْكَ السَّلَامُ تَبَارَكْتَ يَا ذَا الْجَلَالِ وَ الْاِكْرَامِ

**અલ્લાહુમ્મ અન્તસ્સલામુ વ મિન્કસ્સલામુ તબારકત યા ઝલ્ જલાલિ વલ્ ઈકરામિ.**

*અર્થ : અય અલ્લાહ ! તુ સલામતીવાળો છે અને તારાથી જ સલામતી મળી શકે છે. તુ બાબરકત છે. અય બુઝુર્ગી અને ઇઝ્ઝતવાળા !*

(મુસ્લિમ:૧/૨૧૮, નં:૫૯૨)

اَللّٰهُمَّ اَعِنِّى عَلٰى ذِكْرِكَ وَشُكْرِكَ وَحُسْنِ عِبَادَتِكَ

**અલ્લાહુમ્મ અઈન્નિ અલા ઝિક્રિક વ શુક્રિક વ હુસ્નિ ઈબાદતિક**

*અર્થ : અય અલ્લાહ ! તુ અમારી મદદ ફરમાવ પોતાના ઝિક્ર પર અને પોતાના શુક્ર પર અને પોતાની સારી ઇબાદત પર.*

(અબૂ દાવૂદ શરીફ : ૨૧૩, નં: ૧૫૨૨)

لَا اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهُ لَا شَرِيْكَ لَهُ لَهُ الْمُلْكُ وَ لَهُ الْحَمْدُ وَهُوَ عَلٰى كُلِّ شَيْئٍ قَدِيْرٌ۔

**લા ઇલાહ ઇલ્લલ્લાહુ વહદહૂ લા શરીક લહૂ લહુલ્ મુલ્કુ વ વલહુલ્ હમ્દુ વહુવ અલા કુલ્લિ શૈઈન કદીર.**

*અર્થ : અલ્લાહ તઆલાના સિવાય કોઇ ઇબાદતના લાયક નથી. તે એકલો છે. એનો કોઇ શરીક–ભાગીદાર નથી. એના જ માટે મુલ્ક છે અને એના જ માટે દરેક પ્રકારની તારીફ છે અને એના જ હાથમાં ભલાઇ છે અને તે દરેક ચીજ પર કુદરત ધરાવે છે.* (બુખારી :૧/ ૧૧૭, નં:૮૪૪)

اللّٰهُمَّ لَا مَانِعَ لِمَآ اَعْطَيْتَ وَلَا مُعْطِيَ لِمَا مَنَعْتَ وَلَا يَنْفَعُ ذَا الْجَدِّ مِنْكَ الْجَدُّ.

**અલ્લાહુમ્મ લા માનિઅ લિમા અઅ્તૈત વલા મુઅતિય લિમા મનઅ્ત વલા યન્ફઉ ઝલ્ જદ્દિ મિન્કલ્ જદ્દુ.**

*અર્થ : અય અલ્લાહ ! જે કંઇ તુ અતા ફરમાવે એને કોઇ રોકવાવાળો નથી અને જે કંઇ તુ રોકી દે એને કોઇ આપવાવાળો નથી અને કોઇ માલદારને એનો માલ તારી પકડથી નથી બચાવી શકતો.*

(બુખારી : ૧/૧૧૭, નં:૮૪૪, મુસ્લિમ:૧/૨૧૮, નં:૫૯૩)

**(૬) હઝરત અબૂ અય્યૂબ અન્સારી (રદિ.)થી મરફૂઅ રિવાયત છે કે, જયારે "સુરએ ફાતિહા", "આયતુલ કુરસી", "શહીદલ્લાહુ" અને "કુલિલ્લાહુમ્મ માલિકલ મુલ્કિ.. થી બિગય્રિ હિસાબ" સુધીની આયતો ઉતરી તો અર્શ સાથે લટકીને ફરયાદ કરવા લાગી કે શું આપ અમને એવી કૌમ પર ઉતારો છો કે જે ગુનાહો કરશે. તો જવાબ મળ્યો કે મારી ઈઝઝત અને જલાલ અને મારા બુલંદ સ્થાનના સોગંધ, જે લોકો દરેક ફર્ઝ નમાઝ પછી તમારી તિલાવત કરતા રહેશે તો હું તેમની મગફિરત ફરમાવી દઈશ અને જન્નતુલ ફિરદૌશમાં જગ્યા આપીશ અને દરરોજ સિત્તેર વખતે**

રહમતની નઝરોથી જોઈશ અને તેમની સિત્તેર જરૂરતો પૂરી કરીશ જેનો અદના દરજો મગફિરત છે. અમુક રિવાયતોમાં છે કે અમો તેના દુશ્મનો તેને ગલબો (કામિયાબી) અર્પણ કરીશુ.

બીજી એક રિવાયતમાં છે કે જે માણસ સુરએ ફાતિહા એક વખત, આયતુલ કુર્સી એક વખત, અને એક વખતે "શહિદલ્લાહુ" અને "કુલિલ્લાહુમ્મ માલિકલ મુલ્કિ" વાળી આયતો પાંચેવ નમાઝો પછી પઢશે, તો જન્નત તેનું ઠેકાણુ હશે અને તે 'હઝીરતુલ કુદસ' માં રહેશે અને અલ્લાહ તઆલા દરરોજ સિત્તેર વખતે તેમને રહમતની નિગાહોથી જોશે અને તેમની સિત્તેર હાજતો પૂરી કરશે અને તેની મગફિરત ફરમાવશે.

(ઈબ્નુસ્સુન્ની : ૧૧૧, નંબર:૧૨૫)

بِسۡمِ اللّٰهِ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ .

اَلۡحَمۡدُ لِلّٰهِ رَبِّ الۡعٰلَمِيۡنَ ○ الرَّحۡمٰنِ الرَّحِيۡمِ ○ مَالِكِ يَوۡمِ الدِّيۡنِ ○ اِيَّاكَ نَعۡبُدُ وَ اِيَّاكَ نَسۡتَعِيۡنُ ○ اِهۡدِنَا الصِّرَاطَ الۡمُسۡتَقِيۡمَ ○ صِرَاطَ الَّذِيۡنَ اَنۡعَمۡتَ عَلَيۡهِمۡ ۙ غَيۡرِ الۡمَغۡضُوۡبِ عَلَيۡهِمۡ وَلَا الضَّآ لِّيۡنَ ○

**બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ**

**અલહમ્દુ લિલ્લાહિ રબ્બિલ આલમીન. અર્રહમાનિ ર્રહીમ. માલિકિ યવમિદ્દીન. ઇય્યાક નઅ્બુદુ વ ઇય્યાક નસ્તઈન. ઇહ્દિનસ્ સિરાતલ્ મુસ્તકીમ. સિરાતલ્લઝીન અન્અમ્ત અલયહિમ ગય્રિલ મગદૂબિ અલય્હિમ વ લદ્દાલ્લીન.**

اَللّٰهُ لَآ اِلٰهَ اِلَّا هُوَ ۚ اَلۡحَىُّ الۡقَيُّوۡمُ ۚ لَا تَاۡخُذُهٗ سِنَةٌ وَّلَا نَوۡمٌ ؕ لَهٗ مَا

فِی السَّمٰوٰتِ وَمَا فِی الْاَرْضِ ط مَنْ ذَا الَّذِیْ یَشْفَعُ عِنْدَهٗۤ اِلَّا
بِاِذْنِهٖ ط یَعْلَمُ مَا بَیْنَ اَیْدِیْهِمْ وَمَا خَلْفَهُمْ ج وَلَا یُحِیْطُوْنَ بِشَیْءٍ
مِّنْ عِلْمِهٖۤ اِلَّا بِمَاشَآءَ ج وَسِعَ كُرْسِیُّهُ السَّمٰوٰتِ وَالْاَرْضَ ج
وَلَا یَئُوْدُهٗ حِفْظُهُمَا ج وَهُوَالْعَلِیُّ الْعَظِیْمُ o

**અલ્લાહુ લાઇલા-હ ઇલ્લા હુવ, અલ્હય્યુલ કય્યૂમુ, લાતઅ્ખુઝુહૂ સિનતુંવ વલા નૌમ, લહૂ મા ફિસ્સમાવાતિ વમા ફિલ અર્દ, મન ઝલ્લઝી યશ્ફઉ ઈન્દહૂ ઇલ્લા બિઇઝનિહી, યઅ્લમુ મા બૈન અય્દીહિમ વમા ખલ્ફહુમ વલા યુહીતૂન બિશઇમ્ મિન્ ઇલ્મિહી ઇલ્લા બિમા શાઅ. વસિઅ કુર્સિય્યુહુ સ્સમાવાતિ વલ અર્દ, વલા યઉદુહૂ હિફઝુહુમા વ હુવલ અલિય્યુલ અઝીમ.**

شَهِدَ اللّٰهُ اَنَّهٗ لَآ اِلٰهَ اِلَّا هُوَ لا وَالْمَلٰٓئِكَةُ وَاُولُوا الْعِلْمِ قَآئِمًاۢ
بِالْقِسْطِ ط لَآ اِلٰهَ اِلَّا هُوَالْعَزِیْزُ الْحَكِیْمُ o

**શહિદલ્લાહુ અન્નહૂ લાઈલાહ ઇલ્લા હુવ, વલ મલાઇકતુ વ ઉલુલ ઈલ્મિ કાઇમમ બિલ કિસ્તિ, લાઇલાહ ઇલ્લા હુવલ અઝીઝુલ હકીમ.**

قُلِ اللّٰهُمَّ مٰلِكَ الْمُلْكِ تُؤْتِی الْمُلْكَ مَنْ تَشَآءُ وَتَنْزِعُ الْمُلْكَ
مِمَّنْ تَشَآءُ ز وَتُعِزُّ مَنْ تَشَآءُ وَتُذِلُّ مَنْ تَشَآءُ ط بِیَدِكَ الْخَیْرُ ط اِنَّكَ
عَلٰی كُلِّ شَیْءٍ قَدِیْرٌ o تُوْلِجُ الَّیْلَ فِی النَّهَارِ وَتُوْلِجُ النَّهَارَ فِی
الَّیْلِ ز وَتُخْرِجُ الْحَیَّ مِنَ الْمَیِّتِ وَتُخْرِجُ الْمَیِّتَ مِنَ الْحَیِّ ز
وَتَرْزُقُ مَنْ تَشَآءُ بِغَیْرِ حِسَابٍ o

**કુલિલ્લાહુમ્મ માલિકલ્ મુલ્કિ તુઅ્તિલ્ મુલ્ક મન્ તશાઉ વ તન્ઝિઉલ્ મુલ્ક મિમ્મન્ તશાઉ વ તુઇઝ્ઝુ મન્ તશાઉ વ તુઝિલ્લુ મન્ તશાઉ, બિયદિકલ ખૈરૂ, ઇન્નક અલા કુલ્લિ શયઈન્ કદીર. તૂલિજુલ્લયલ ફીન્નહારિ વ તૂલિજુન્નહાર ફીલ્લયલિ વ તુખરિજુલ હય્ય મિનલ્ મય્યિતિ વ તુખરિજુલ મય્યિત મિનલ્ હય્યિ, વ તર્ઝુકુ મન્ તશાઉ બિગયરિ હિસાબ.**

(૭) હદીસ શરીફમાં છે કે, જે માણસ ફર્ઝ નમાઝ પછી આયતુલ કુર્સી પઢવાનો એહતિમામ રાખશે તે માણસ અજરો–સવાબના એ'તિબારથી એવા માણસના જેવો હશે કે જેણે અલ્લાહના નબીઓની સાથે રહી જિહાદ કર્યો અને શહીદ થઈ ગયો. (અમલુલ્ યવ્મિ વલ લયલહ લીઈબ્નિ સિન્નીઃ૧૦૯, નં:૧૨૩)

હઝરત અબૂ ઉમામહ (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, જે માણસ ફર્ઝ નમાઝ પછી આયતુલ કુર્સી પઢશે તો એને જન્નતમાં દાખલ થવા માટે મોત સિવાય કોઈ ચીજ રોકી નથી શકતી. (અમલુલ યવ્મિ લિન્નસાઈ : ૧૮૨, નં: ૧૦૦)

હઝરત અબ્દુલ્લાહ બિન હસન (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, જે માણસ ફર્ઝ નમાઝ પછી આયતુલ કુર્સી પઢશે તે બીજી નમાઝ આવવાના સમય સુધી અલ્લાહ તઆલાની હિફાઝતમાં રહેશે. (અદદુઆ લિત્તબરાનીઃ ૨૪૧, નં:૬૭૪)

# નમાઝના તે આદાબ જે દરેક માટે સરખા છે

કયામમાં સજદાની જગા પર, રુકૂઅમાં પગો ઉપર, સજદાની હાલતમાં નાક ઉપર, અને સલામ ફેરવતી વખતે ખભા ઉપર નજર રહે અને જ્યારે બગાસું આવે તો બની શકે ત્યાં સુધી એને રોકવાની કોશિશ કરે અને જો ન રોકાય શકે તો જમણા હાથની હથેળીની પીઠથી રોકે અને જ્યારે ખાંસીનો અસર માલૂમ પડે તો પણ રોકવાની કોશિશ કરે અને જબ્ત કરી લે—રોકી લે. સિર્રી નમાઝમાં એટલા જોરથી પઢે કે પોતે સાંભળી શકે.

(શામી:૧/૪૭૮)

# અવરતોની નમાઝમાં ખાસ ફર્ક

(૧) તકબીરે તહરીમા કહેતી વખતે પોતાના બંને હાથોને ખભા સુધી ઉઠાવે, પરંતુ હાથોને ઓઢણીમાંથી બહાર ન કાઢે.

(૨) છાતી પર હાથ બાંધે અને માત્ર જમણા હાથની હથેળીને ડાબા હાથની હથેળીની પીઠ (ચામડીવાળા ભાગ) ઉપર મૂકે, અને રૂકૂઅમાં બન્નેવ હાથની આંગળીઓ મિલાવીને ઘૂંટણ ઉપર મૂકે, અને બન્નેવ હાથોને બગલો સાથે મિલાવીને રાખે, અને બન્નેવ પગની ઘૂંટીઓને મિલાવી દે.

(૩) સજદામાં અવરતો પગો (પંજાઓને આંગળી પર) ઊભા ન રાખે, બલકે જમણી બાજુ (બહાર) કાઢે. સજદહ ખૂબ સંકોચાઈને અને

દબાઈને એવી રીતે કરે કે પેટ બંને જાંઘોની સાથે તેમજ બંને બાઝૂઓ (બાવડાં) બંને પેહલૂઓની સાથે ભેગાં મળી જાય. સજદહમાં બંને હાથની કોણીઓને જમીન પર મૂકી દે. કાઇદહમાં બેસે ત્યારે બંને પગોને જમણી તરફ (બહાર) કાઢે. બંને હાથોને જાંઘ પર મૂકી દે. હાથની આંગળીઓને ખૂબ મેળવીને રાખે. (શામી : ૧/૫૦૪)

## સ્ત્રીઓ માટે નાપાકીના સમયગાળાના મુસ્તહબ અમલ

નાપાકીના જમાનામાં ઓરતના માટે મુસ્તહબ છે કે દરેક નમાઝના વખતે વુઝૂ કરીને મુસલ્લા પર બેસીને નમાઝ પઢવાના સમય સુધી **"સુબ્હાનક અસ્તગ્ફિરૂલ્લાહલ્લઝી લા – ઈલાહ ઈલ્લા હુવલ્ હય્યુલ્ કૈયૂમુ"** પઢી લે, તો નામ–એ આ'માલમાં હજાર રકા'ત લખવામાં આવશે અને સિત્તેર હજાર ગુનાહ માફ થાય છે અને દરજાત વધારવામાં આવે છે અને ઈસ્તિગફારના દરેક શબ્દ પર એક નૂર મળે છે અને શરીરના દરેક રગ–નસના બદલામાં હજ અને ઉમરહનો સવાબ લખવામાં આવે છે.

(મજાલિસુલ અબરાર, ફતાવા રહીમિય્યહ પેજઃ ૧૯૬, ભાગ : ૧)

## જુમ્આની સુન્નતો

(૧) મિસ્વાક કરવુ. (ઈબ્ને માજહઃ૭૭, નંઃ૧૦૯૮)

(૨) ગુસલ કરવુ. (બુખારી :૧/૧૨૦, નંઃ૮૭૭)

(૩) તેલ લગાવવુ. (બુખારી :૧/૧૨૧, નંઃ૮૮૩)

**(૪) સારા અને ચોખ્ખા કપડાં પહેરવા.** (બુખારી :૧/૧૨૧, નં:૮૮૬)

**(૫) મસ્જિદમાં જલદી જવાની ફિકર કરવી.**

(તિરમિઝી : ૧/૧૧૨, ૪૯૯)

**(૬) મસ્જિદમાં પગે ચાલીને જવું.** (બુખારી :૧/૧૨૪, નં:૯૦૭)

**(૭) મસ્જિદમાં પાક—સાફ થઈને જવું.**

(તિરમિઝી:૧/૧૧૧, નં:૪૯૬, ઈબ્ને માજહ:૭૬, ૧૦૮૭)

**(૮) ઈમામની નજદીક બેસવાની કોશિશ કરવી.**

(તિરમિઝી:૧/૧૧૧, નં:૪૯૬, ઈબ્ને માજહ:૭૬, ૧૦૮૭)

**(૯) અગર સફો ભરાયેલી છે તો સફોને ઓળંગીને આગળ ન જવું.**

(અબૂ દાવૂદ: ૧૫૯, નં:૧૧૧૮)

**(૧૦) પોતાના કપડાં અથવા શરીરની સાથે રમત ન રમવી.**

(ઈબ્ને માજહ: ૮૬, ૧૧૧૮)

**(૧૧) ખુત્બાને ધ્યાનથી સાંભળવું.**

(બુખારી: ૧/૧૨૧, નં: ૮૮૩, તિરમિઝી:૧/૧૧૨, નં:૪૯૮)

**(૧૨) તે સિવાય..... જુમ્આના દિવસે જે "સૂરએ કહફ" પઢશે એના માટે એના કદમથી લઈને આસમાનની બુલંદી સુધી એક નૂર જાહિર થશે, જે કયામતના અંધારામાં એના કામ આવશે અને આ જુમ્આથી લઈ આવતી જુમ્આ સુધીના બધા સગીરા ગુનાહો માફ થઈ જશે.**

(કન્ઝુલ ઉમ્માલ: ૧/૫૭૬, ૨૬૦૫)

**અને જે માણસ સૂરએ કહફની છેવટની દસ આયતો પઢશે તે દજ્જાલના ફિત્નાથી મહફૂઝ રહેશે.**

(સુનનુલ કુબ્રા લિન્નસઈ: ૯/૩૪૭, નં:૧૦૭૨૦)

(૧૩) હુઝૂર નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈર્શાદ છે કે, જુમ્આના દિવસે મારા પર વધુ પ્રમાણમાં દુરૂદ મોકલ્યા કરો. એ દિવસે ફરિશ્તાઓ હાજર થાય છે અને મારી હુઝૂરમાં દુરૂદ પેશ કરે છે.

(ઇબ્ને માજહઃ ૭૬, નં:૧૦૮૫, અબૂ દાઉદઃ ૧૫૦, નં:૧૦૪૭)

**ફાયદો :** હઝરત અકદસ ગંગોહી (રહ.)એ ફરમાવ્યું કે, વધારે પ્રમાણમાં દુરૂદ પઢવાની મિકદાર ૩૦૦ છે.

(ફઝાઈલે આમાલ અન ફુતુલ કુલૂબઃ ૧૬)

(૧૪) જુમ્આના દિવસે અત્તર લગાડવું પણ સુન્નત છે.

(બુખારીઃ ૧/૧૨૧, નં:૮૮૩)

# خطبۂ جمعه أُولیٰ

اَلْحَمْدُ لِلّٰهِ عَلِيِّ الذَّاتِ عَظِيْمِ الصِّفَاتِ سَمِيِّ السِّمَاتِ كَبِيْرِ الشَّأْنِ، جَلِيْلِ الْقَدْرِ، رَفِيْعِ الذِّكْرِ، مُطَاعِ الْأَمْرِ جَلِيِّ الْبُرْهَانِ، فَخِيْمِ الْإِسْمِ عَزِيْزِ الْعِلْمِ، وَسِيْعِ الْحِلْمِ كَثِيْرِ الْغُفْرَانِ، جَمِيْلِ الثَّنَاءِ جَزِيْلِ الْعَطَاءِ مُجِيْبِ الدُّعَاءِ عَمِيْمِ الْإِحْسَانِ، سَرِيْعِ الْحِسَابِ شَدِيْدِ الْعِقَابِ اَلِيْمِ الْعَذَابِ عَزِيْزِ السُّلْطَانِ، وَنَشْهَدُ اَنْ لَّآ اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهُ لَا شَرِيْكَ لَهُ فِى الْخَلْقِ وَالْاَمْرِ وَنَشْهَدُ أَنَّ سَيِّدَنَا وَمَوْلَانَا مُحَمَّداً عَبْدُهٗ وَرَسُوْلُهٗ، الْمَبْعُوْثُ إِلَى الْأَسْوَدِ وَالْاَحْمَرِ، اَلْمَنْعُوْتُ بِشَرْحِ الصَّدْرِ وَرَفْعِ الذِّكْرِ وَصَلَّى اللّٰهُ عَلَيْهِ وَعَلٰى آلِهٖ وَاَصْحَابِهٖ الَّذِيْنَ هُمْ خُلَاصَةُ الْعَرَبِ الْعَرْبَاءِ وَخَيْرُ الْخَلَائِقِ بَعْدَ الْأَنْبِيَاءِ، اَمَّا بَعْدُ: فَيَأَيُّهَا النَّاسُ وَحِّدُوا اللّٰهَ فَإِنَّ التَّوْحِيْدَ رَأْسُ الطَّاعَاتِ، واتَّقُوا اللّٰهَ فَإِنَّ التَّقْوٰى مِلَاكُ الْحَسَنَاتِ وَعَلَيْكُمْ بِالسُّنَّةِ فَإِنَّ السُّنَّةَ تَهْدِى اِلَى الْإِطَاعَةِ وَمَنْ اَطَاعَ اللّٰهَ وَرَسُوْلَهٗ فَقَدْ رَشَدَ وَاهْتَدٰى وَاِيَّاكُمْ وَالْبِدْعَةَ فَإِنَّ الْبِدْعَةَ تَهْدِى إِلَى الْمَعْصِيَةِ وَمَنْ يَّعْصِ اللّٰهَ وَرَسُوْلَهٗ، فَقَدْ ضَلَّ وَغَوٰى وَعَلَيْكُمْ بِالصِّدْقِ فَإِنَّ الصِّدْقَ يُنْجِى وَالْكِذْبَ يُهْلِكُ وَعَلَيْكُمْ بِالْإِحْسَانِ فَإِنَّ اللّٰهَ يُحِبُّ الْمُحْسِنِيْنَ وَلَا تَقْنَطُوْا مِنْ رَّحْمَةِ اللّٰهِ، فَإِنَّهٗ اَرْحَمُ الرَّاحِمِيْنَ وَلَا

تُحِبُّوا الدُّنْيَا فَتَكُونُوا مِنَ الْخَاسِرِيْنَ، اَلَا وَاِنَّ النَّفْسَ لَنْ تَمُوْتَ
حَتّٰى تَسْتَكْمِلَ رِزْقَهَا، فَاتَّقُوا اللّٰهَ وَاَجْمِلُوْا فِى الطَّلَبِ وَتَوَكَّلُوا
عَلَيْهِ فَاِنَّ اللّٰهَ يُحِبُّ الْمُتَوَكِّلِيْنَ وَادْعُوْهُ فَاِنَّ رَبَّكُمْ مُجِيْبُ
الدَّاعِيْنَ، وَاسْتَغْفِرُوْهُ يُمْدِدْكُمْ بِاَمْوَالٍ وَّ بَنِيْنَ اَعُوْذُ بِاللّٰهِ الشَّيْطَانِ
الرَّجِيْمِ : وَقَالَ رَبُّكُمْ اُدْعُوْنِى اَسْتَجِبْ لَكُمْ، اِنَّ الَّذِيْنَ يَسْتَكْبِرُوْنَ
عَنْ عِبَادَتِى سَيَدْخُلُوْنَ جَهَنَّمَ دَاخِرِيْنَ، بَارَكَ اللّٰهُ لَنَا وَلَكُمْ فِى
الْقُرْآنِ الْعَظِيْمِ وَنَفَعَنَا وَاِيَّاكُمْ بِالْآيَاتِ وَالذِّكْرِ الْحَكِيْمِ اَسْتَغْفِرُاللّٰهَ
لِى وَلَكُمْ وَلِسَائِرِ الْمُسْلِمِيْنَ فَاسْتَغْفِرُوْهُ اِنَّهُ هُوَ الْغَفُوْرُ الرَّحِيْمُ.

## જુમ્આનો પ્રથમ ખુત્બો

**અલહમ્દુ લિલ્લાહિ અલિય્યીઝ્ઝાતિ, અઝીમિસ્સિફાતી, સમિય્યીસ્સિમાતિ, કબીરિશ્શાનિ, જલીલિલ્ કદરિ, રફીઇઝ્ ઝિકરિ, મુતાઈલ્ અમરિ, જલિય્યીલ્ બુરહાનિ, ફખીમિલ્ ઈસ્મિ, ગઝીરિલ્ ઈલ્મિ, વસીઈલ્ હિલ્મિ, કષીરિલ્ ગુફરાનિ, જમીલિષ્ષનાઈ, જઝીલિલ્ અતાઈ મુજીબિદ્ દુઆઈ અમીમિલ્ ઈહસાનિ, સરીઈલ્ હિસાબિ, શદીદિલ્ ઈકાબિ, અલીમિલ્ અજાબિ અઝીઝિસ્સુલ્તાન. વ નશ્હદુ અલ્લાઈલાહ ઈલ્લલ્લાહુ વહ્દહુ લા-શરીકલહુ ફીલ્ ખલ્કિ વલ અમ્રિ, વ નશ્હદુ અન્ન સય્યિદના વ મવલાના મુહમ્મદન અબ્દુહુ વ રસૂલુહુ, અલમબઉસુ ઈલલ્ અસ્વદિ વલ્ અહમરિ, અલ્મન્ઉતુ બિશરહિસ્સદરિ વરફઈ ઝિઝકરિ, વ સલ્લલ્લાહુ અલયહિ વ અલા આલિહી વ**

અસ્હાબિહીલ્લઝીન હુમ ખુલાસતુલ્ અરબિલ્ અરબાઈ વ ખયરુલ્ ખલાઈકિ બઅ્દલ્ અંબિયાઈ.

અમ્મા બઅદ : ફયા અય્યુહન્નાસુ વહ્હિદૂલ્લાહ, ફઈન્નત્તવહીદ રઅ્સુ તાઆતિ, વત્તકૂલ્લાહ, ફઈન્નત્તકવા મિલાકુલ્ હસનાતિ, વ અલય્કુમ બિસ્સુન્નતિ, ફઈન્નસ્સુન્નત તહ્દી ઈલલ્ ઈતાઅતિ, વ મન્ અતાઅલ્લાહ વ રસૂલહૂ ફકદ્ રશદ વહતદા, વ ઈય્યાકુમ વલ્ બિદઅતિ, ફઈન્નલ્ બિદઅત તહદી ઈલલ્ મઅસિયતિ, વમંય્યઅસિલ્લાહ વ રસૂલહુ ફકદ દલ્લ વ ગવા, વ અલય્કુમ બિસ્સિદ્કિ, ફઈન્નસ્સિદક યુન્જી, વલ્ કિઝ્બ યુહ્લિક, વ અલય્કુમ બિલ્ઈહસાનિ, ફઈન્નલ્લાહ યુહિબ્બુલ્ મુહસિનીન, વલા તકનતૂ મિંર્રહમતિલ્લાહ, ફઈન્નહૂ અર્હમુર રાહિમીન, વલા તુહિબ્બૂદ્ દુન્યા ફતકૂનૂ મિનલ્ ખાસિરીન, અલા વ ઈન્ન નફ્સન્ લન્ તમૂત હત્તા તસ્તકમિલ રિજકહા, ફત્તકુલ્લાહ, વઅજમિલૂ ફીત્તલબિ, વ તવક્કલૂ અલય્હિ ફઈન્નલ્લાહ યુહિબ્બુલ્ મુતવક્કિલીન, વ્દઊહૂ ફઈન્ન રબ્બકુમ મુજીબુદ્ દાઈન, વસ્તગફિરૂહૂ યુમ્દિદ્કુમ બિઅમ્વાલિં વ્વબનીન, અઊઝૂબિલ્લાહિ મિનશ્શયતાનિર્રજીમિ, વ કાલ રબ્બુકુમુદ્ઊની અસ્તજિબ્ લકુમ, ઈન્નલ્લઝીન યસ્તકબિરૂન અન્ ઈબાદતી સયદખુલૂન જહન્નમ દાખિરીન, બારકલ્લાહૂ લના વલકુમ્ ફીલ્ કુર્આનિલ્ અઝીમિ વ નફઅના વઈય્યાકુમ બિલ્ આયાતિ વ ઝિઝકરિલ્ હકીમ, અસ્તગફિરુલ્લાહ લી વલકુમ વલિસાઈરિલ્ મુસ્લિમીન ફસ્તગફિરૂહૂ, ઈન્નહૂ હુવલ્ ગફૂરુર રહીમુ.

# خطبۂ جمعه ثانيه

اَلْحَمْدُ لِلّٰهِ اَسْتَعِيْنُهٗ وَاَسْتَغْفِرُهٗ وَنَعُوْذُ بِاللّٰهِ مِنْ شُرُوْرِ اَنْفُسِنَا مَنْ يَّهْدِى اللّٰهَ فَلَا مُضِلَّ لَهٗ وَمَنْ يُضْلِلْ فَلَا هَادِىَ لَهٗ، وَاَشْهَدُ اَنْ لَّا اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَا شَرِيْكَ لَهٗ وَاَشْهَدُ أَنَّ سَيِّدَنَا وَمَوْلَانَا مُحَمَّداً عَبْدُهٗ وَرَسُوْلُهٗ، اَرْسَلَهٗ بِالْحَقِّ بَشِيْراً وَّنَذِيْرًا بَيْنَ يَدَىِ السَّاعَةِ، مَنْ يُّطِعِ اللّٰهَ وَرَسُوْلَهٗ فَقَدْ رَشَدَ وَمَنْ يَعْصِهِمَا فَإِنَّهٗ لَا يَضُرُّ إِلَّا نَفْسَهٗ وَلَا يَضُرُّ اللّٰهَ شَيْئاً. اَعُوْذُ بِاللّٰهِ الشَّيْطَانِ الرَّجِيْمِ :اِنَّ اللّٰهَ وَمَلٰئِكَتَهٗ يُصَلُّوْنَ عَلَى النَّبِيِّ يَااَيُّهَا الَّذِيْنَ آمَنُوْا صَلُّوْا عَلَيْهِ وَسَلِّمُوْا تَسْلِيْمًا، اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ عَبْدِكَ وَرَسُوْلِكَ وَصَلِّ عَلَى الْمُؤْمِنِيْنَ وَالْمُؤْمِنَاتِ وَالْمُسْلِمِيْنَ وَالْمُسْلِمَاتِ وَبَارِكْ عَلٰى مُحَمَّدٍ وَّاَزْوَاجِهٖ وَذُرِّيَّتِهٖ قَالَ النَّبِىُّ ﷺ اَرْحَمُ اُمَّتِىْ بِاُمَّتِىْ اَبُوْبَكْرٍ، وَأَشَدُّهُمْ فِيْ اَمْرِ اللّٰهِ عُمَرُ وَاَصْدَقُهُمْ حَيَاءً عُثْمَانُ وَاَقْضَاهُمْ عَلِيٌّ وَفَاطِمَةُ سَيِّدَةُ نِسَاءِ اَهْلِ الْجَنَّةِ وَالْحَسَنُ وَالْحُسَيْنُ سَيِّدَا شَبَابِ اَهْلِ الْجَنَّةِ وَحَمْزَةُ اَسَدُ اللّٰهِ وَاَسَدُ رَسُوْلِهٖ، اَللّٰهُمَّ اغْفِرْ لِلْعَبَّاسِ وَوَلَدِهٖ مَغْفِرَةً ظَاهِرَةً وَّبَاطِنَةً لَّا تُغَادِرُ ذَنْبًا، اَللّٰهَ! اَللّٰهَ ! فِىْ اَصْحَابِىْ لَا تَتَّخِذُوْهُمْ غَرَضاً مِّنْ بَعْدِىْ، فَمَنْ اَحَبَّهُمْ فَبِحُبِّىْ اَحَبَّهُمْ وَمَنْ اَبْغَضَهُمْ فَبِبُغْضِىْ اَبْغَضَهُمْ وَخَيْرُ اُمَّتِىْ قَرْنِىْ ثُمَّ الَّذِيْنَ يَلُوْنَهُمْ ثُمَّ

الَّذِيْنَ يَلُوْنَهُمْ وَالسُّلْطَانُ ظِلُّ اللّٰهِ فِي الْأَرْضِ، مَنْ اَهَانَ سُلْطَانَ اللّٰهِ فِيْ الْأَرْضِ اَهَانَهُ اللّٰهُ، إِنَّ اللّٰهَ يَأْمُرُ بِالْعَدْلِ وَالْإِحْسَانِ وَإِيْتَاءِ ذِي الْقُرْبٰى وَيَنْهٰى عَنِ الْفَحْشَاءِ وَالْمُنْكَرِ وَالْبَغْيِ، يَعِظُكُمْ لَعَلَّكُمْ تَذَكَّرُوْنَ فَاذْكُرُوْنِيْ اَذْكُرْكُمْ وَاشْكُرُوْا لِيْ وَلَا تَكْفُرُوْنَ.

# જુમ્અહનો બીજો ખુત્બો

**અલ્હમ્દુલિલ્લાહિ અસ્તસઈનુહૂ વ અસ્તગફિરુહૂ વ નઊઝુ બિલ્લાહિ મિન શુરૂરિ અન્ફુસિના, મંય્યહદીલ્લાહ ફલા મુદિલ્લ લહૂ, વમંય્ યુદલિલ્ ફલા હાદિય લહૂ, વ અશ્હદુ અલ્લા ઈલાહ ઈલ્લલ્લાહ વહદહૂ લા શરીકલહૂ વ અશ્હદુ અન્ન મુહમ્મદન અબ્દુહૂ વ રસૂલુહૂ, અર્સલહૂ બિલ્હક્કિ બશીરંવ્વ નઝીરા, બયનયદયિસ્ સાઅતિ, મંયુતિઈલ્લાહ વ રસૂલહૂ ફકદ રશદ, વમંયઅસિહિમા ફઈન્નહૂ લા યઝુર્રુ ઈલ્લા નફ્સહૂ, વલાયઝુર્રુલ્લાહ શૈઆ, અઊઝુબિલ્લાહિ મિનશ્શયતાનિર્રજીમિ, ઈન્નલ્લાહ વ મલાઈકતહૂ યુસલ્લૂન અલન્નબિય્યી, યા અય્યુહલ્લઝીન આમનૂ સલ્લુ અલયહિ વ સલ્લિમૂ તસ્લીમા, અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદીન અબ્દિક વ રસૂલિક, વ સલ્લિ અલલ્ મુ'મિનીન વલ મુ'મિનાતિ વલમુસ્લિમીન વલ મુસ્લિમાતિ વબારિક અલા મુહમ્મદીવ્વ અઝવાઝીહિ વ ઝુર્રિય્યતિહી, કાલન્નબિય્યુ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અરહમુ ઉમ્મતી બિઉમ્મતી અબૂબકરિન્, વઅશદ્દુહુમ્ ફી અમ્રિલ્લાહિ ઉમર, વઅસ્દકુહુમ હયાઅન્ ઉષ્માન, વ અકઝાહુમ અલિય્યુ, વ ફાતિમતુ સય્યિદતુ નિસાઈ અહલિલ્જન્નતિ, વલ્ હસનુ વલ્ હુસૈનુ સય્યિદા**

શબાબિ અહલિલ્ જન્નતિ વ હમ્ઝતુ અસદુલ્લાહિ વ અસદુ રસૂલિહી, (રિદવાનુલ્લાહિ તઆલા અલયહિમ અઝમનઈન) અલ્લાહુમ્મગ્ફિર લિલ્ અબ્બાસિ વ વલદિહી મગ્ફિરતન્ ઝાહિરતંવ્વ બાતિનતંલ્લા તુગાદિરુ ઝંબા, અલ્લાહ ! અલ્લાહ ! ફી અસ્હાબી લા તત્તખિજૂહુમ ગરઝંમ્મિમ્બઅદી, ફમન્ અહબ્બહુમ ફબિહુબ્બી અહબ્બુહુમ, વમન્ અબ્ગઝહુમ ફબિબુગ્ઝી અબ્ગઝહુમ, વ ખૈરુ ઉમ્મતી કરની, ષુમ્મલ્લઝીન યલૂનહુમ ષુમ્મલ્લઝીન યલૂનહુમ વસ્સુલ્તાનુ ઝિલ્લુલ્લાહી ફીલ્ અરદિ, મન અહાન સુલ્તાનલ્લાહિ ફીલ અરદિ અહાનહૂલ્લાહ, ઈન્નલ્લાહ યઅમુરુ બિલ્અદ્લિ વલ્ ઈહ્સાનિ વ ઈતાઈઝીલ કુર્બા વ યન્હા અનિલ્ ફહ્શાઈ વલ્ મુન્કરિ વલ્ બગ્ઈ, યઈઝુકુમ લઅલ્લકુમ તઝક્કરૂન, ફઝ્કુરૂની અઝ્કુરુકુમ વશ્કુરૂલી વલા તકફુરૂન.

# ઈદૈનની સુન્નતો

## ઈદૈનની સુન્નતો આ છે :

(૧) શરીઅતના પ્રમાણે પોતાને સજાવવું– શણગારવું.

(નસઈ: ૧/૧૭૮, નં:૧૫૭૨)

(૨) ગુસલ કરવુ. (ઈબ્ને માજહઃ ૬૩, નંબરઃ ૧૩૧૫)

(૩) મિસ્વાક કરવુ. (મુસન્નફ અ.રઝ્ઝાકઃ૩/૩૦૭, નં:૫૭૪૪)

(૪) સારામાં સારા કપડાં પહેરવા. (બુખારી :૧/૧૩૦, ૯૪૮)

(૫) ખુશ્બુ લગાવવી.

(૬) સવારમાં જલદી વહેલા ઉઠવું.

(૭) ઈદગાહમાં સવારે જવું.

(મુસન્નફ અ. રઝ્ઝાક:૪/૧૯૧, નં:૫૬૬૦)

(૮) ઈદુલ અદહા (બકરા ઈદ)ની નમાઝથી પહેલાં કંઈ ન ખાવું અને નમાઝના પછી પોતાની કુરબાનીના ગોશ્તમાંથી ખાવું.

(તિરમિઝી: ૧૨૦, નં:૫૪૨)

(૯) ઈદુલ ફિત્ર (રમઝાન ઈદ)ની નમાઝથી પહેલાં કોઈ મીઠી ચીઝ ખાઈને ઈદગાહમાં જવું.

(બુખારી:૧/૧૩૦, ૯૫૩, તિરમિઝી:૧/૧૯૧, નં:૫૪૨,૫૩૦)

(૧૦) ઈદની નમાઝ ઈદગાહમાં પઢવી.

(બુખારી : ૧/૧૩૩, નં:૯૭૪, ઈબ્ને માજહ:૯૨, ૧૩૦૨)

(૧૧) એક રસ્તાએથી જવું અને બીજા રસ્તેથી આવવું.

(બુખારી : ૧/૧૩૪, નં:૯૮૬, ઈબ્ને માજહ:૯૨, ૫૪૧)

(૧૨) ઈદુલ અદહામાં તકબીરાતે તશરીકને બલંદ (ઉંચા અવાજે) પઢવું અને ઈદુલ ફિત્રમાં આહિસ્તા–ધીમેથી પઢવું. (શામીઃ૧/૧૧૭)

(૧૩) પગપાળા જવું.

(તિરમિઝી : ૧/૧૯૯, નં:૫૩૦, ઈબ્ને માજહ: ૯૨, ૧૨૯૪)

(૧૪) ઈદુલ અદહાની નમાઝ જલદી પઢવી અને ઈદુલ ફિત્રની નમાઝમાં થોડું મોડું કરવુ.

(મુસ્નદે શાફી : ૧/૭૪, મુસન્નફ અ.રઝઝાક : ૩/૨૮૬, નં:૫૬૫૧)

(૧૫) ઈદુલ અદહાની રાતમાં સવાબ પ્રાપ્ત કરવા માટે જાગવું અને ઈબાદતમાં મશગૂલ રહેવું સુન્નત છે. (ઈબ્ને માજહ: ૧૨૭, નં:૧૭૮૨)

(૧૬) જેનો કુરબાની કરવાનો ઈરાદો હોય તેણે બકરા ઈદનો ચાંદ જોયા પછી જ્યાં સુધી કુરબાની ન કરે ત્યાં સુધી વાળ ન કપાવે અને ન તો નખ કાપે. (તિરમિઝી : ૧/૨૭૮, નં:૧૫૨૩)

## ખાવાની સુન્નતો

(૧) દસ્તરખ્વાન (ભોજન માટેનું પાથરણું) બિછાવવું.

(બુખારી : ૨/૮૧૧, નં:૫૩૮૬)

(૨) બંને હાથોને કાંડા સુધી ધોવા. (તિરમીઝીઃ૨/૬, નં:૧૮૪૬)

(૩) બુલંદ અવાજથી 'બિસ્મિલ્લાહ' પઢવું.

(શર્હે મુસ્લિમ લિન્નવવીઃ ૨/૧૭૧, શામી ઝકરિયાઃ૯/૪૯૦)

(૪) જમણા હાથ વડે ખાવું. (બુખારી : ૨/૮૧૦, નં:૫૩૮૦)

(૫) ખાવાની મજલિસમાં જે શખ્સ સૌથી વધારે બુઝુર્ગ હોય અને મોટો હોય તેમનાથી ખાવાનું શરૂ કરાવવું. (મુસ્લિમઃ ૨/૧૭૧, નં:૨૦૧૭)

(૬) ખાવાનું એક જ પ્રકારનું હોય તો પોતાની સામેથી ખાવું. (બુખારી:૨/૮૧૦,નં:૫૩૭૭)

(૭) જો કોઈ લુકમો (કોળિયો) પડી જાય પો ઉઠાવીને, સાફ કરીને, ખાય લેવું. (મુસ્લિમ :૨/૧૭૫, નં:૨૦૩૩)

(૮) ટેકો લગાવીને ન ખાય. (બુખારી:૨/૮૧૨, નં:૫૩૯૮)

(૯) ખાણામાં કોઈ ખામી ન કાઢવી. (બુખારી :૨/૮૧૨, નં:૫૪૦૯)

(૧૦)પગરખા ઉતારીને ખાવું. (મજમઉઝ્ઝવાઈદ, મિશ્કાત:૫/૨૭)

(૧૧) ત્રણ આંગળીઓથી ખાવું. (મુસ્લિમઃ૧/૧૭૫, નં:૨૦૩૨)

## ખાવા માટે બેસવાની સુન્નત રીતઃ

(૧૨) એક ઘુંટણ ઉભો રાખે અને બીજા ઘુંટણને બિછાવી તેના ઉપર બેસે અથવા બન્નેવ ઘુંટણ જમીન ઉપર ટેકવી કઅદહની જેમ બેસે અને આગળના ભાગે થોડા નમીને બેસે. (મિરકાત : ૭)

અથવા જમણા પગને ઉભો કરી લે અને ડાબા પગને બિછાવી દે. ઈબ્ને કૈય્યિમ (રહ.)એ "જાદુલ મઆદ" માં લખ્યું છે કે આપ સુરીનના ટેકે

બેસ્તા અને ડાબા પગની પાનીને જમણા પગ ઉપર રાખતા. આ રીત આપ વિવેક અને તવાજુઅ માટે અપનાવતા આ રીત ખાવાની રીતોમાં સૌથી સારી અને લાભદાયક છે. (ઝાદુલ મઆદ:૪/૨૦૩))

અથવા ઉકળું બેસવું કે બન્નેવ ઘુંટણ ઉભા હોય અને સુરિન જમીન ઉપર હોય આ ખજૂર ખાવાની મસ્નૂન રીત છે.

(મુસ્લિમ: ૨/૧૮૦, નં: ૨૦૪૪)

(૧૩) ખાવાના વાસણો, પ્યાલા અને પ્લેટોને સાફ કરવી, વાસણ તેના માટે મગ્ફિરતની દુઆ કરે છે. (ઈબ્ને માજહ: ૨૩૫, નં:૩૨૭૨)

**વાસણની દુઆ:** હઝરત નુબૈશા (રદી.)થી રિવાયત છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે જે કોઈ વાસણમાં જમ્યા પછી તેને ખુબ સારી રીતે સાફ કરે તો વાસણ તેને દુઆ આપે છે કે જે રીતે એણે મને શૈતાનથી આઝાદ કર્યો આપ પણ તેને જહન્નમ (નર્ક)થી આઝાદ કરી આપો. (જામિઉલ ઉસૂલ:૭/૪૦૧, નં:૫૪૬૪)

અને શમાઈલે કુબરામાં છે કે વાસણની દુઆ કબૂલ થાય છે કેમકે તે માસૂમ છે.

(૧૪) ખાધા બાદ તુરંત પાણી ન પીવું સુન્નત છે. ખાધા પછી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પાણી પીતા ન હતા. (મદારિજુન્નુબુવ્વત:૧૭)

(નોટ:– કારણ કે ખાધા પછી તરત પાણી પીવું મેદા અને હાઝમા માટે નુકશાન કારક છે.)

(૧૫) પહેલા દસ્તરખ્વાન ઉઠાવવું અને પછી પોતે ઉઠવું.

(ઈબ્ને માજહ: ૨૩૭, નં:૩૨૯૫)

(૧૬) ખાધા પછી બન્નેવ હાથ ધોવા. (તિરમિઝી:૨/૭,નં:૧૮૯૫)

(૧૭) કોગળા કરવા. (બુખારી:૨/૮૨૦, નં:૧૮૪૮)

(૧૮) સરકો વાપરવો સુન્નત છે, જે ઘરમાં સરકો હોય તે ઘર (શાક) વિનાનું ગણાતુ નથી. (તિર્મિઝી:૨/૬, નં:૧૮૪૧)

(૧૯) જો કોઈ માત્ર ઘઉં જ વાપરતો હોય તો તે થોડા જવ પણ મિલાવી લે. ભલેને પછી તે થોડી માત્રામાં હોય કે સુન્નત પર અમલનો સવાબ મળી જાય. (શમાઈલે કુબ્રા)

(૨૦) મટન ખાવું સુન્નત છે. રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમનું ફરમાન છે કે દુનિયા અને આખિરતમાં ખાવાનો સરદાર ગોશ્ત છે.

(ઈબ્ને માજહ:૨૩૭, નં:૩૩૦૫)

ખાતી વેળા બિલ્કુલ ચુપ રહેવું મકરૂહ છે.

(શામી – ઝકરિયા : ૯/૪૯૧)

## દઅવતનું ખાવું

(પોતાના મુસલમાન ભાઈની) દઅવત કબૂલ કરવી સુન્નત છે.

(બુખારી :૨/૭૭૭, નં:૫૧૭૪)

અલબત્ત, જો (વધારે પડતી આવક) વ્યાજ કે રિશ્વતની હોય અથવા તે બદકારીમાં મુબ્તલા હોય તો એની દાવત કબૂલ ન કરવી જોઈએ.

પોતાના અઝીઝો, દોસ્તો, સગા–વહાલાઓ અને મિસ્કીન–ગરીબોને

વલીમાનું ખાણું ખવડાવવું સુન્નત છે. મય્યિતના સગાવહાલાઓને ખાણું આપવું મસ્નૂન છે. (શામીઃ ૬/૩૪૭)

મય્યિત કે રિશ્તેદારો કો ખાના દેના મસ્નૂન હૈ.

(અબૂ દાઉદ : ૫૭૭, નં:૪૧૯૨)

# ખાવાના વિશે દુઆઓ

**(૧) ખાતા પહેલા આ દુઆ પઢવી:**

بِسۡمِ اللّٰهِ **બિસ્મિલ્લાહ**

(ઈબ્ને માજહઃ ૨૩૫, નં:૩૨૬૪)

**અથવા**

بِسۡمِ اللّٰهِ وَبَرَكَةِ اللّٰهِ **બિસ્મિલ્લાહ વ બરકતિલ્લાહ**

(મુઅજમુલ અવ્સતઃ૨/૩૬૫, નં:૨૨૪૭, મુઅજમુસ્સગીરઃ ૧/૧૨૪, નં:૧૮૫)
(શઅબિલ ઈમાનઃ૬/૩૩૦, નં:૪૨૮૪, મુસ્તદરક હાકિમઃ૪/૧૨૦, નં:૭૦૮૪)

**(૨) ખાધા પછી આ દુઆ પઢવી :**

اَلۡحَمۡدُ لِلّٰهِ الَّذِىۡ اَطۡعَمَنَا وَسَقَانَا وَجَعَلَنَا مُسۡلِمِيۡنَ ؕ

**અલ્હમ્દુલિલ્લાહિલ્લઝિ અત્અમના વ સકાના વ જઅલના મુસ્લિમીન.**

*અર્થ : સઘળા વખાણો અલ્લાહ તઆલા માટે છે, જેણે અમને ખવડાવ્યું, પિવડાવ્યું અને મુસલમાન બનાવ્યા. (તિર્મિઝીઃ૨/૧૮૪, નં:૩૪૫૭)*

**(૩) દસ્તરખ્વાન ઉઠાવવાની દુઆ પઢવી :**

اَلْحَمْدُلِلّٰهِ حَمْدًا كَثِيْرًا طَيِّبًا مُّبَارَكًا فِيْهِ غَيْرَ مَكْفِىٍّ وَّلَا مُوَدَّعٍ وَّلَامُسْتَغْنًى عَنْهُ رَبَّنَا۔

**અલ્હમ્દુલિલ્લાહિ હમ્દન્ કષિરન્ તય્યિબન્ મુબારકન્ ફીહિ, ગય્ર મકફિય્યીન્ વલા મુવદ્દઈન્ વલા મુસ્તગ્નન્ અન્હુ રબ્બના.**

(સુનને અબિદાઉદ:૫૩૮, નં:૩૮૪૯)

*અર્થ : સઘળા વખાણો અલ્લાહ માટે છે,એવા વખાણો જે ઘણો પવિત્ર અને મુબારક છે. હે અમારા રબ ! અમે આ ખાણાને વધારે સમજીને અથવા તરછોડીને અથવા એનાથી બેપરવા થઈને નથી ઉઠાવી રહયા.*

**(૪) જો શરૂમાં બિસ્મિલ્લાહ ભુલી જવાય તો આમ પઢેઃ**

بِسْمِ اللّٰهِ اَوَّلَهٗ وَاٰخِرَهٗ

**બિસ્મિલ્લાહિ અવ્વલહૂ વ આખિરહૂ.**

(અબૂ દાઉદ :૫૨૯, નં:૩૭૬૭)

**(૫) જયારે કોઈના ત્યાં દઅવત ખાય તો આ દુઆ પઢેઃ**

اَللّٰهُمَّ اَطْعِمْ مَّنْ اَطْعَمَنِىْ وَاسْقِ مَنْ سَقَانِىْ۔

**અલ્લાહુમ્મ અત્ઈમ મન્ અત્અમની વસ્કિ મન સકાની.**

(મુસ્લિમ શરીફ : ૨/૧૮૪, ૨૦૫૫)

*અર્થઃ હે અલ્લાહ ! જેણે મને ખવડાવ્યું એને ખવડાવ, અને જેણે મને પિવડાવ્યું તેને પિવડાવ.*

અથવા તો આ દુઆ પઢવી :

اَللّٰهُمَّ بَارِكْ لَهُمْ فِى مَا رَزَقْتَهُمْ وَاغْفِرْ لَهُمْ وَارْحَمْهُمْ

**અલ્લાહુમ્મ બારિક લહુમ ફી–મા રઝકતહુમ વગ્ફિરલહુમ વર્હમ્હુમ**

(મુસ્લિમ શરીફ : ૨/૧૮૦, નં:૨૦૪૨)

*અર્થ: હે અલ્લાહ ! તેમની રોઝીમાં બરકત આપ અને તેમની મગ્ફિરત ફરમાવ અને તેમની ઉપર રહમ ફરમાવ.*

**(૬) ખાધા પછી આ દુઆ પઢે તો હદીસે પાકમાં મગ્ફિરતનો વાયદો છે.**

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِىْ اَطْعَمَنِىْ هٰذَا الطَّعَامَ وَرَزَقَنِيْهِ مِنْ غَيْرِ حَوْلٍ مِّنِّى وَلَا قُوَّةٍ ط

**અલ્હમ્દુ લિલ્લાહિલ્લઝિ અત્અમની હાઝત્તઆમ વ રઝકનીહિ મિન ગયરિ હવલિમ્મિન્ની વલા કુવ્વતિન.**

(અબૂદાઉદ:૫૫૮, નં:૪૦૨૩)

*અર્થ : સઘળા વખાણો અલ્લાહ તઆલા માટે જ છે, જેણે મને આ ખાવા ખવડાવ્યું અને કોઈ પ્રયાસ કે તાકાત વગર મને બખ્શી આપ્યો.*

**(૭) અને આ દુઆ પણ પઢે :**

اَللّٰهُمَّ بَارِكْ لَنَافِيْه وَاَطْعِمْنَا خَيْرًا مِّنْهُ

**અલ્લાહુમ્મ બારિક લના ફીહિ વ અત્ઇમ્ના ખૈરંમ્મિનહુ.**

(સુનને તર્મિઝી:૨/૧૮૩, નં: ૩૪૫૫, અબૂદાઉદ: ૫૨૪, નં:૩૭૩૦)

*અર્થ : એ અલ્લાહ તુ અમને એમા બરકત અર્પણ કર અને અમને એનાથી સારૂ ખવડાવ.*

ખાધા પછી જો કોઈ વ્યકિત દુઆ પઢી લેશે તો તેનાથી કયામતના દિવસે ખાવાનો હિસાબ લેવામાં નહી આવે.

**(૮) ખાવા પીવાના નુકશાનથી સુરક્ષિત રહેવાની દુઆ:**

હઝરત અનસ (રદી.) રિવાયત બયાન કરે છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું જયારે તમે ખાવા ખાવો અથવા પાણી પીવો તો આ દુઆ પઢી લો તો તમને કોઈ તકલીફ કે નુકશાન થશે નહી ભલેને પછી તેમાં ઝેર કેમ ન હોય.

بِسْمِ اللّٰهِ وَبِاللّٰهِ الَّذِىْ لَا يَضُرُّهٗ مَعَ اِسْمِهٖ شَيْئٌ فِى الْاَرْضِ وَلَا فِى
السَّمَآءِ يَا حَيُّ يَا قَيُّوْمُ ط

**બિસ્મિલ્લાહિ વબિલ્લાહિલ્લઝી લા યઝુર્રુહુ મઅ ઈસ્મિહી શયઉન્ ફીલ્ અર્ઝિ વલા ફીસ્સમાઈ યા હય્યુ યા કય્યુમુ.**

*અર્થ: અલ્લાહના નામથી અને તે અલ્લાહના નામથી જેના નામની બરકતથી ધરતી અને આકાશની કોઈ વસ્તુ નુકશાન પહોંચાડી શકતી નથી એ જીવંત અને કાયમ રહેવા વાળા.* (કન્ઝુલઉમ્માલ: ૧૯/૧૮૧, નં:૪૦૭૯૯)

# પાણી પીવાની સુન્નતો

(૧) જમણા હાથે પીવો કેમકે ડાબા હાથથી શૈયતાન પીવે છે.

(મુસ્લિમ : ૨/૧૭૨, નં:૨૦૨૦)

(૨) પાણી પીતા પહેલા જો ઉભા હોય તો બેસી જાય, ઉભા થઈને પીવાની મનાઈ છે. (મુસ્લિમ :૨/૧૭૧, નં:૨૦૨૪)

(૩) ''બિસ્મિલ્લાહ'' પઢીને પીવું અને પીધા પછી "અલ્હમ્દુલિલ્લાહ" કહેવું. (તિરમિઝીઃ૨/૧૦, નં:૧૮૮૫)

(૪) ત્રણ શ્વાસે પીવું અને શ્વાસ લેતી વખતે વાસણને મોઢાથી દૂર કરવુ.

(બુખારીઃ૨/૮૪૧, નં:૫૬૩૧, તિરમિઝીઃ ૨/૧૦, નં:૧૮૮૪, મુસ્લિમઃ૨/૧૭૪, ૨૦૨૮)

(૫) વાસણના તૂટેલા કિનારા તરફથી ન પીવું.

(અબૂદાઉદ:૫૨૩,૩૭૨૨)

(૬) મશકને મોઢે લગાવી ન પીવું અથવા કોઈ એવું પાત્ર કે જેમાંથી અચાનક વધારે પાણી નીકળતુ હોય અથવા આ ભય હોય કે તેમાં અચાનક કોઈ સાંપ કે વિંછી પેસી જશે. (બુખારીઃ૨/૮૪૧, ૫૬૨૭)

(૭) માત્ર પાણી પીધા પછી આ દુઆ પઢવી મસ્નૂન છેઃ

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِیْ سَقَانَا عَذْبًا فُرَاتًا بِرَحْمَتِهٖ وَلَمْ یَجْعَلْهُ مِلْحًا اُجَاجًا بِذُنُوْبِنَا۔

**અલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી સકાના અઝ્બન્ ફુરાતન્ બિરહ્મતિહિ વલમ્ યજઅલ્હુ મિલ્હન ઉજાજન્ બિઝુનૂબિના.**

(અદદુઆઃ૨/૨૮૦, નં:૮૯૯)

*અર્થ : સઘળા વખાણ અલ્લાહ માટે છે જેણે પોતાની રહમતથી અમને મીઠું સરસ પાણી પીવડાવ્યું અને અમારા ગુનાહોના કારણે એને ખારૂં કડવું ન બનાવ્યું.*

(૮) પાણી પીને અગર કોઈને આપવું છે તો પહેલા જમણા તરફવાળાને આપે અને પછી એ જ તરતીબ–ક્રમ પ્રમાણે દૌર પૂરો થાય. એવી જ રીતે ચાહ કે શરબત પણ પેશ કરે.

(બુખારીઃ ૨/૮૪૦, નં:૨૪૬, મુસ્લિમઃ૨/૧૭૪, નં:૨૦૨૯)

(૯) દૂધ પીધા પછી આ દુઆ પઢે :

اَللّٰهُمَّ بَارِكْ لَنَا فِيْهِ وَزِدْنَا مِنْهُ۔

**અલ્લાહુમ્મ બારિક લના ફીહિ વઝિદના મિન્હુ.**

(તિર્મિઝી : ૨/૧૮૩, નં:૩૪૫૫)

*અર્થ : એ અલ્લાહ ! એમા તુ અમને બરકત આપ અને આ અમને વધારે નસીબ ફરમાવ.*

(૧૦) પીવડાવવા વાળો છેલ્લે પીવે. (મુસ્લિમ:૧/૨૪૦ નં:૬૮૧)

(૧૧) હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને ઠંડુ અને મીઠું પાણી વધારે પસંદ હતું. (બુખારીઃ ૧/૮૩૯, નં:૫૬૧૧)

(૧૨) હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) કસરત પછી થાકી ગયા બાદ અને ખાવા અથવા ફળો ખાધા પછી અને જિમાઅ (સંભોગ) અથવા ગુસલ કર્યા પછી પાણી પીવાને સારૂ માનતા ન હતા.

(ઝાદુલ મઆદ : ૨/૨૦૫)

# ઝમઝમ અને વુઝૂનું પાણી

(૧) ઝમઝમનું પાણી ઉભા થઈને પીવું.

(બુખારીઃ ૨/૮૪૦, નં:૫૬૧૭, મુસ્લિમઃ ૨/૧૭૪, નં:૨૦૨૭)

(૨) આપ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે) ઈર્શાદ ફરમાવ્યો "ઝમઝમ જે હેતુથી પીવામાં આવે તે હેતુ પુરો થાય છે."

(ઈબ્ને માજા : ૨૨૦, ૩૦૬૨)

હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) જયારે ઝમઝમ પીતા તો આ દુઆ કરતા હતાઃ

اَللّٰهُمَّ اِنِّی اَسْئَلُكَ عِلْمًا نَافِعًا وَرِزْقًا وَاسِعًا وَشِفَاءً مِنْ كُلِّ دَآءٍ

**અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુક ઈલ્મન્ નાફિઅન્ વરિઝકંવ્વાસિઅન વ શિફાઅમ્મિન કુલ્લિ દાઈન.**

*તરજુમોઃ– એ અલ્લાહ ! હું તારાથી લાભદાયક ઈલ્મ, વધારે રોઝીનો અને દરેક બીમારીથી તંદુરસ્તીનો સવાલ કરૂ છું. (દાર કુતની:૩/૩૫૩, નં:૨૭૩૮)*

(૩) વુઝૂનું વધેલુ પાણી ઉભા થઈને પીવું. (શમાઈલે તિરમિઝી)

# વાળોને લગતી સુન્નતો

(૧) રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના મુબારક વાળોની લંબાઈ કાનોના દરમિયાન સુધી અને બીજી રિવાયત પ્રમાણે કાનો સુધી અને એક રિવાયત પ્રમાણે કાનોની લવ (ટીસી) સુધી હતી. એના નજદીક સુધી હોવાની પણ રિવાયત છે.

(શમાઈલે તિરમિઝીઃ ૩/૨૪,૨૫,૨૬,૨૭)

(૨) યા તો પૂરા માથાના વાળ રાખે અથવા પૂરું માથું મૂંડાવી નાખે. એક તરફના વાળ રાખવા અને એક તરફના વાળ મૂંડાવવા કે કપાવવા જાઈઝ નથી. અલ્લાહ તઆલા દરેક મુસલમાનને એનાથી બચાવે. એવી જ રીતે આગળના તરફ મોટા રાખવા અને ગરદનના તરફ નાના રાખવા જેને અંગ્રેજી વાળ કહે છે, જાઈઝ નથી. (બુખારી : ૨/૮૭૭, નં:૫૯૨૦)

(૩) દાઢીને વધારવા અને મૂંછોને ઓછી કરવાના વિશે હદીસમાં હુકમ આવેલ છે.

દાઢી એક મૂઠથી ઓછી કાતરવા અને મૂંડાવવાને હરામ ફરમાવવામાં આવ્યું છે. અલ્લાહ તઆલા દરેક મુસલમાનને એનાથી મહફૂઝ રાખે.

(માલા બુદ્દ મિન્હુઃ ૧૨૨)

એક મૂઠ દાઢી રાખવી વાજિબ છે અને એક મૂઠની મિકદાર– પ્રમાણ સુન્નતથી સાબિત છે.

તેમજ દાઢીને બહુ જ વધારવી પણ સુન્નત વિરૂધ્ધ છે.

(અલ ઈખ્તિયાર શર્હુલ મુખ્તારઃ૪/૧૬૭)

(૪) મૂંછને કાપવામાં વધારો કરવો સુન્નત છે.

(બુખારીઃ૨/૮૭૪, નંઃ૫૮૮૯)

(૫) દૂંટીના નીચેના, બગલ અને નાકના વાળ કાપવા.

(બુખારી : ૨/૮૭૫, નંઃ૫૮૮, મુસ્લિમઃ૧/૧૨૯, નંઃ૨૫૭)

નોટઃ– ચાળીસ દિવસ પસાર થઈ જાય અને સફાઈ ન કરે તો ગુનેહગાર થશે. (મુસ્લિમઃ ૧/૧૨૯, નંઃ૨૫૮)

અને એવા માણસની નમાઝ મકરૂહ ગણાશે.

(૬) વાળોને ધોવા, તેલ લગાડવું અને કાંસકો કરવો મસ્નૂન છે પરંતુ એકાદ દિવસ વચ્ચે છોડી દેવો જોઈએ.

(તિરમિઝીઃ હદીષ નંઃ૧૭૫૬)

## માથામાં તેલ લગાવવાનો મસ્નૂન તરીકો

(૧) જ્યારે તેલ નાખવાનો ઈરાદો હોય ત્યારે ડાબા હાથની હથેળીમાં તેલ લઈને પેહલા આંખોની ભંવર પર, પછી આંખો પર અને પછી માથામાં તેલ નાખે. (કન્ઝુલ ઉમ્માલ : ૭/૧૨૪, નં:૧૮૨૯૯, ફત્હુલ કબીરઃ૨/૩૨૨, નં:૮૯૪૫)

(૨) માથામાં તેલ નાખવાની શરૂઆત પેશાનીના તરફથી કરે. એવી જ રીતે જ્યારે દાઢીમાં તેલ લગાવે તો પહેલાં આંખો પર અને પછી દાઢી પર તેલ લગાવે. (ઝાદુલ મઆદ)

(૩) તેલ નાખવાથી પહેલાં "બિસ્મિલ્લાહ" પઢવાનું ન ભૂલે, નહિતર એમાં શયતાનનો દખલ થાય છે. નાફેઅ કુરૈશી કહે છે કે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, જે તેલ લગાવે અને "બિસ્મિલ્લાહ" ન પઢે તો સિત્તેર શયતાનો એની સાથે ભાગીદાર થઈ જાય છે. (ઈબ્નુસ્સુન્ની ૧૭૪)

## વાળમાં કાંસકી કરવાની સુન્નત

(૪) કાંસકી કરે તો પહેલા જમણા તરફથી શરૂ કરે.

(બુખારીઃ૨/૮૭૮, નં:૫૯૨૬)

(૫) કાંસકો કરતી વેળા અથવા જરૂરત પ્રમાણે જયારે પણ આઈનામાં જુએ તો આ દુઆ પઢે :

اَللّٰهُمَّ اَنْتَ حَسَّنْتَ خَلْقِىْ فَحَسِّنْ خُلُقِىْ

**અલ્લાહુમ્મ અન્ત હસ્સન્ત ખલ્કી ફહસ્સિન ખુલુકી.**

અર્થ : અય અલ્લાહ ! જેવી રીતે તેં મારી શકલો–સૂરત સારી બનાવી, મારા અખ્લાક– આદતો પણ સારી કરી બનાવી દે. (સહીહ ઈબ્ને હિબ્બાનઃ ૩/૨૩૯, નં:૯૫૯)

# નખ કાપવાના વિશે અમુક આદાબ

(૧) જુમ્આના દિવસે જુમ્આની નમાઝથી પહેલા મૂંછ કતરવી અને નખ કાપવા સુન્નત છે. (મુઅજમુલ અવ્સત તબરાનીઃ૧/૨૫૭, નંઃ૮૪૨)

(૨) નખ કાપ્યા બાદ એને દફન કરી દેવા મુસ્તહબ છે.

(ફત્હુલ બારી ૧૦/૩૪૬)

(૩) ગુસલખાનું કે નાપાક જગ્યાએ નખ નાખવા મકરૂહ છે.

(મજમઉલ અન્હૂરઃ૨/૫૫૬, શામીઃ૬/૪૦૯)

(૪) નાપાક જગ્યાએ નાખવાથી બીમારીનો ભય રહે છે.

(શામી : ૬/૪૦૫)

(૫) કપાયેલા નખને ગમે ત્યાં ન નાખે, જેથી કોઈ એના પર જાદુ ન કરી શકે. (ફત્હુલ બારી ૧૦/૩૪૬)

(૬) દાંતથી નખ કાપવા મકરૂહ છે. રોઝીની તંગી અને ગરીબી આવવાનો ભય છે. (ઈત્તિહાફ : ૨/૪૧૨)

(૭) દાંતથી નખ ન કાપે કે એનાથી કોઢની બીમારી પેદા થાય છે.

(શામી : ૬/૪૦૫)

(૮) રાતે નખ કાપવામાં કોઈ કબાહત–બુરાઈ નથી.

(શર્હે ઇહયાઅ ૨/૪૧૨)

(૯) નખ પોતે પણ કાપી શકે છે અને બીજા પાસે પણ કપાવી શકે છે. (શર્હે ઇહયાઅ ૨/૪૧૨)

(૧૦) મુજાહિદને દારુલ હર્બમાં નખ વધારવાની ઈજાઝત છે.

(શામી : ૬/૪૦૫)

## નખ કાપવાનો મુસ્તહબ તરીકો

(૧) અલ્લામહ નવવી (રહ.)એ શર્હે મુસ્લિમમાં અલ્લામા અયની (રહ.)એ ઉમદહમાં અને હાફિઝ ઈબ્ને હજર (રહ.)એ ફત્હુલ બારીમાં લખ્યું છે કે, નખ કાપવાની આ રીત મુસ્તહબ છે. પહેલા જમણા હાથની શહાદતની આંગળી, એના પછી વચલી, એ પછી એના પછીની, પછી બધાથી નાની આંગળી અને પછી છેવટમાં અંગૂઠો. એવી જ રીતે ડાબા હાથના નખ કાપે.

ઈમામ ગઝાલી (રહ.)એ ઈહ્યામાં લખ્યું છે કે, જમણા હાથના અંગૂઠાને બાકી રાખે, ડાબા અંગૂઠાના પછી જમણા અંગૂઠાના નખ કાપે (આ બીજી રીત થઈ), પરંતુ હાફિઝ ઈબ્ને હજર (રહ.)એ લખયું છે કે, જમણાને ડાબા હાથથી પહેલા કાપી લે (જેમ કે ઉપરની રીતમાં બતાવ્યું છે). હાફિઝ (રહ.)એ નખ કાપવાની એક રીત આ લખી છે કે, જમણા હાથની નાની આંગળીથી શરૂ કરે અને ડાબા હાથની નાની આંગળી પર ખત્મ કરે અને પગના નખ કાપવાની રીત હાફિઝ (રહ.)એ લખી છે કે, જમણા પગની નાની આંગળીથી શરૂ કરે અને અંગૂઠા પર ખત્મં કરે પછી ડાબા પગના અંગૂઠાથી શરૂ કરીને નાની આંગળી પર ખત્મ કરે.

(શમાઇલે કુબ્રા જિ. ૨, પેજ : ૨૨૯)

ખુલાસો આ કે હાથની આંગળીઓને પગની આંગળીઓ પર અગ્રતા આપવી અને દરેકનું જમણી બાજુ અફઝલ હશે ડાબા પહેલુ પર અને શર્હે ઈહયાઅમાં છે કે, કોઈ પણ રીતે નખ કાપશે, નખ કાપવાની સુન્નત અદા થઈ જશે. અલબત્ત, મુસ્તહબ રીતથી નખ કાપવા બેહતર છે.

(શમાઇલે કુબ્રા : ૨/૨૨૯)

# સુરમહ લગાવવાની ત્રણ મસ્નૂન રીત

નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી સુરમો લગાડવાની ત્રણ રીતો સાબિત છે :

(૧) બંને આંખોમાં ત્રણ–ત્રણ સળી લગાવે.

(શમાઈલે તિરમિઝી:૪/૫૦)

(૨) જમણી આંખમાં ત્રણ અને ડાબી આંખમાં બે સળી લગાવે.

(મુઅજમુલ અવ્સત:૧/૨૬૯, નં:૮૭૭)

(૩) બંને આંખોમાં બે–બે સળી લગાવે, પછી એક બંને આંખોમાં.

(મુસન્નફ ઈબ્ને અબી શય્બહ:૫/૨૩૯, નં:૨૫૬૩૪)

એવી જ રીતે એનો પણ એખ્તિયાર છે કે, પહેલી આંખમાં મસ્નૂન (મિકદાર) પ્રમાણ લગાવે પછી બીજી આંખમાં લગાવે.

અથવા એક વખત જમણી આંખમાં લગાવે પછી ડાબી આંખમાં લગાવે, ફરી જમણી આંખમાં લગાવે પછી ડાબી આંખમાં.

અલ્લામા મનાવી (રહ.)એ બયાન કર્યું છે કે, બેહતર ત્રીજી રીત છે કે એમાં જમણી તરફથી ઈબ્દિતા–શરૂઆત અને ઈન્તિહા–પૂર્ણ છે.

(જમ્ઉલ વસાઈલ ૧૦૩,૧૦૪, શમાઈલે કુબ્રા : ૨/૧૪૧)

# સફરની સુન્નતો

(૧) સફર શરૂ કરવાથી પહેલા ઘરમાં બે કે ચાર રકાત પઢી લેવી મસ્નૂન છે. હદીસ શરીફમાં એની ખાસ તાકીદ–સૂચન આવેલ છે. હઝરત અબૂ હુરયરહ (રદિ.) નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી

નકલ ફરમાવે છે કે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, "જ્યારે તમે ઘરે જાઓ તો બે રકા'ત નમાઝ પઢો, આવતી તમામ નાપસંદ ચીજો–વસ્તુઓથી મહફૂઝ રહેશો અને જ્યારે ઘરેથી નીકળો ત્યારે પણ બે રકા'ત નમાઝ પઢો, સફરની તમામ નાપસંદ વાતોથી મહફૂઝ–હિફાઝતમાં રહેશો. (શુઅબુલ ઈમાનઃ ૪/૪૬૧, નં:૨૮૧૪)

હઝરત મુઅતી બિન મિકદામ ફરમાવે છે કે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, "માણસ પોતાના ઘરવાળાઓમાં સફરના ઈરાદાના વખતે જે બે રકાત નમાઝ પઢે છે એનાથી બેહતર કોઈ નાઈબ નથી છોડી જતો." (ઇબ્ને અબી શયબા : ૧/૪૨૪, નં:૪૮૭૯)

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, "સફર કરવાવાળો પોતાના અહલો – અયાલમાં પોતાનો જાંનશીન અને કાર્યકર્તા જે અલ્લાહ તઆલાને મહબૂબ–પસંદ છે એ ચાર રકા'તથી વધીને નથી છોડી જતો જેને તે પોતાના ઘરમાં પઢે. (ઈતહાફ : ૬/૪૦૨)

હઝરત ઇબ્ને ઉમર (રદિં.) જ્યારે સફરના ઈરાદાથી ઘરેથી નીકળતા તો મસ્જિદમાં જઈને બે રકા'ત નમાઝ પઢતા.

(ઇબ્ને અબી શયબા : ૧/૪૨૪, નં: ૪૮૮૧)

**ફાયદો :** જ્યારે સફરનો ઈરાદો કરે અને ઘરેથી નીકળવા લાગે બે અથવા ચાર રકા'ત નમાઝ પઢી લેવી મસ્નૂન છે. એના મોટા ફાયદા તથા બરકતો છે.

અફસોસ કે આજે આ મસ્નૂન તરીકો ઉમ્મતમાંથી જતો રહયો. કયાંક સફરમાં જવાનું થયું, સામાન ઉઠાવ્યો, અહલો–અયાલથી વાતચીત કરી અને ચાલી નીકળ્યા. અવામ તો અવામ, અહલે ઈલ્મ પણ એમાં મશગૂલ છે. અલ્લાહ તઆલા આ સુન્નતને મુઆશરા– સમાજમાં જિન્દા કરવાની તવફીક અતા ફરમાવે.

ઈમામ નવવી (રહ.)એ લખ્યું છે કે, સફરની બે રકા'ત નમાઝમાં પહેલી રકાતમાં સૂરએ કાફિરુન અને બીજી રકાતમાં કુલ હુવલ્લાહુ અહદ પઢે અને અમુકે કહયું છે કે, પહેલી રકાતમાં સૂરએ ફલક અને બીજી રકાતમાં સૂરએ નાસ પઢે. જ્યારે સલામ ફેરવે ત્યાર બાદ આયતુલ કુર્સી પઢે. રિવાયતમાં આવ્યું છે કે, જે માણસ પોતાના ઘરેથી નીકળવા પહેલા આયતુલ કુર્સી પઢી લેશે તો (ઘરે) પાછા આવતાં સુધી દરેક નુકસાન તથા નાપસંદ વાતોથી મહેફુઝ રહેશે. (અઝકારે નવવી : ૧૮૭)

એના પછી સફરની દુઆઓ પઢે જે દુઆઓમાં બયાન કરેલ છે અને જે મોટી મોટી બરકતો અને દીની– દુન્યવી ફાયદાઓ હાસિલ છે.

(૨) જ્યાં સુધી બની શકે સફરમાં ઓછામાં ઓછા બે માણસો જાય. એકલો આદમી સફર ન કરે. અલબત્ત, જરૂરત અને મજબૂરીની હાલતમાં કોઈ વાંધો નથી કે એકલો માણસ સફર કરે. (અબૂ દાઉદ:૩૫૧, ૨૬૦૭)

## સફરમાં કોઇ જાય તો એને દુઆ આપે

હઝરત અનસ બિન માલિક (રદિ.)થી રિવાયત છે કે, એક માણસ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પાસે આવ્યો અને કહયું કે,

હું સફરનો ઈરાદો ધરાવું છું, મને કંઈક નસીહત ફરમાવો. રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એનો હાથ પકડયો અને ફરમાવ્યું કે,

فِىْ حِفْظِ اللّٰهِ وَفِى كَنَفِهٖ زَوَّدَكَ اللّٰهُ التَّقْوٰى وَغَفَرَ ذَنْبَكَ وَوَجَّهَكَ فِى الْخَيْرِ حَيْثُ مَا كُنْتَ وَاَيْنَ مَا كُنْتَ.

**ફી હિફ્ઝિલ્લાહિ વફી કનફિહી ઝવ્વદક લ્લાહુ ત્તકવા વ ગફર ઝન્બક વ વજ્જહક ફીલ્ ખૈરિ હયષુ મા કુન્ત વઐન માકુન્ત.**

(અદદુઆઉ લિત્તબરાનીઃ ૧/૨૫૯, નં:૮૧૭)

*અર્થ : અલ્લાહની હિફાઝત અને એની જ પનાહમાં. અલ્લાહ તને તકવા–પરહેઝગારીનું ભાથું આપે, તારા ગુનાહ માફ ફરમાવે અને તુ જ્યાં પણ હોય ત્યાં ખૈર–ભલાઈના રસ્તા પર કાયમ રાખે.*

(૩) જયારે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) કોઈને રુખ્સત કરતા તો આ દુઆ ફરમાવતા હતા :

اَسْتَوْدِعُ اللّٰهَ دِيْنَكُمْ وَاَمَانَتَكُمْ وَخَوَاتِيْمَ اَعْمَالِكُمْ

**અસ્તૌદિઉલ્લાહ દીનકુમ વ અમાનતકુમ વ ખવાતીમ અ'માલિકુમ**

*અર્થ : હું તમારો દીન, તમારી અમાનત, અહલો–અયાલ અને કામોનો અંજામ અલ્લાહ તઆલાને સુપુર્દ કરું છું.*

(અબૂ દાવૂદ : ૩૫૦, નં:૨૬૦૧)

(૪) મુસાફિર વ્યકિત મુકીમને આ પ્રમાણે દુઆ આપે.

اَسْتَوْدِعُكَ اللّٰهَ الَّذِىْ لَا تَضِيْعُ وَدَائِعُهٗ.

**અસ્તૌદિઉકલ્લા-હલ્લઝી લા તઝીઉ વદાઈઅુહુ**

*અર્થ : હું તમને તેઅલ્લાહ તઆલાને સુપુર્દ કરું છું કે જેની કોઈ વસ્તુ બરબાદ થતી નથી.*

## સવારી અને સફરની દુઆઓ

(૫) જયારે સફરનો ઈરાદો હોય તો ઘરના દરવાજાની બન્ને બાજુઓ પકડીને અગિયાર વખતે "કુલ હુવલ્લાહ"ની સૂરત પઢવામાં આવશે તો ઈન્શાઅલ્લાહ સફરથી પાછા વળતા સુધી અલ્લાહ તેનો નિગેહબાન રહેશે.

(દુર્રે મન્સૂરઃ ૮/૬૭૫, તારિખ ઈબ્ને નજ્જાર, સુરએ ઈખ્લાસથી તફસીરના અનુસંધાનમાં)

(૬) તેમજ આ દુઆ પઢવામાં આવે :

لَا اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَاشَرِيْكَ لَهٗ لَهُ الْمُلْكُ وَ لَهُ الْحَمْدُ وَهُوَ

عَلٰى كُلِّ شَيْئٍ قَدِيْرٌ۔

**લા ઇલાહ ઇલ્લલ્લાહુ વહદહૂ લા શરીક લહૂ લહુલ્ મુલ્કુ વ વલહુલ્ હમ્દુ વહુવ અલા કુલ્લિ શૈઈન કદીર.**

(બુખારીઃ૨/૯૪૫, નંઃ૬૩૮૫)

**અથવા તો આ પ્રમાણે પઢે :**

اَللّٰهُمَّ بِكَ اَصُوْلُ وَبِكَ اَحُوْلُ وَبِكَ اَسِيْرُ

**અલ્લાહુમ્મ બિક અસૂલુ વ બિક અહૂલુ વ બિક અસીરુ**

(મુસ્નદે અહમદઃ ૨/૧૦૪, નંઃ૬૯૧)

(૭) સવારીના માટે રકાબ-પેંગડામાં પગ મૂકે તો બિસ્મિલ્લાહ કહે.

(અબૂ દાઉદ :૩૫૦, નંઃ૨૬૦૨)

(૮) સવારી પર જયારે સારી રીતે બેસી જાય તો ત્રણ વાર અલ્લાહુ અકબર અને ત્રણ વાર અલ્હમ્દુલિલ્લાહ કહે પછી આ દુઆ પઢે :

سُبْحٰنَ الَّذِیْ سَخَّرَلَنَا هٰذَا وَمَا كُنَّا لَهٗ مُقْرِنِیْنَ ط وَاِنَّآ اِلٰى رَبِّنَا لَمُنْقَلِبُوْنَ ط

**સુબ્હાનલ્લઝી સખ્ખર લના હાઝા વમા કુન્ના લહૂ મુક્રિનીન વ ઈન્ના ઈલા રબ્બિના લમુન્કલિબૂન. (મુસ્લિમ:૧/૪૩૪, નં:૧૩૪૨)**

*અર્થ : પાક છે તે ઝાત જેણે અમારા તાબે આ સવારી કરી અને અમે અને કાબૂમાં કરી શકતા ન હતા અને બેશક, અમે પોતાના પરવરદિગારની તરફ પાછા આવવાવાળા છે.*

(૨) પછી આ દુઆ પઢે :

اَللّٰهُمَّ اِنَّا نَسْئَلُكَ فِیْ سَفَرِنَا هٰذَاالْبِرَّ وَ التَّقْوٰی وَمِنَ الْعَمَلِ مَاتَرْضٰى اَللّٰهُمَّ هَوِّنْ عَلَيْنَا سَفَرَنَاهٰذَا وَاطْوِعَنَّا بُعْدَهٗ اَللّٰهُمَّ اَنْتَ الصَّاحِبُ فِی السَّفَرِ وَالْخَلِيْفَةُ فِی الْاَهْلِ, اَللّٰهُمَّ اِنِّیْ اَعُوْذُ بِكَ مِنْ وَّعْثَاءِ السَّفَرِ وَكَابَةِ الْمَنْظَرِ وَسُوْءِ الْمُنْقَلَبِ فِی الْمَالِ وَالْاَهْلِ وَالْوَلَدِ وَالْحَوْرِ بَعْدَ الْكَوْرِ وَدَعْوَةِ الْمَظْلُوْمِ ط

**અલ્લાહુમ્મ ઈન્ના નસઅલુક ફી સફરિના હાઝલબિર્ર વત્તકવા વમિનલ્ અમલિ મા તર્ઝા અલ્લાહુમ્મ હવ્વિન્ અલય્ના સફરના હાઝા વત્વિ અન્ના બુઅ્દહ, અલ્લાહુમ્મ અન્તસ્સાહિબુ ફીસ્સફરિ વલખલીફતુ ફીલઅહલિ, અલ્લાહુમ્મ ઈન્ની અઉઝુબિક મિંવ્વઅષાઈસ્સફરિ વકાબતિલ્ મન્ઝરિ વસૂઈલ્ મુન્કલબિ ફીલ્**

**માલિ વલ્ અહલિ વલ્ વલદિ વલ્ હૌરિ બઅદલ કૌરિ વદઅવ્તિલ્ મઝ્લૂમિ.** (મુસ્લિમઃ૧/૪૩૪, નંઃ૧૩૪૨, ૧૩૪૩)

*અર્થ : અય અલ્લાહ ! અમે તારાથી આ સફરમાં નેકી અને તકવાનો અને એવા અમલનો જેને તુ પસંદ કરે છે સવાલ કરીએ છીએ. અય અલ્લાહ ! આસાન કરી દેજે અમારા પર આ સફરને અને અમારા પર એની લંબાઈને ઓછી કરી દે. અય અલ્લાહ ! તુ જ અમારા સફરનો સાથી છે સફરમાં અને ખબરગીરી અને નાઈબ છે ઘરબારમાં. અય અલ્લાહ ! હું તારી પનાહ ચાહું છું તારી સફરની મશક્કતથી અને બુરી હાલત જોવાથી અને પાછો આવીને બુરી હાલત પામવાથી માલમાં અને ઘરમાં અને બાળ– બચ્ચાઓમાં અને ચઢતી પછી પડતી આવવાથી અને મઝ્લૂમની બદદુઆથી.*

**(૧૦) ઉપર બતાવેલી દુઆઓ પઢ્યા પછી ત્રણ વખત અલ્હમ્દુ લિલ્લાહ અને ત્રણ વખત અલ્લાહુ અકબર પઢે અને પછી આ દુઆ પઢી મુસ્કુરાય– આહિસ્તા–ધીમેથી હસે.**

سُبْحَانَكَ اِنِّیْ ظَلَمْتُ نَفْسِی فَاغْفِرْلِیْ ذُنُوْبِی اِنَّهٗ لَا یَغْفِرُ الذُّنُوْبَ اِلَّا اَنْتَ.

**સુબ્હાનક ઈન્ની ઝલમ્તુ નફ્સી ફગ્ફિર્લી ઝુનૂબી ઈન્નહૂ લા યગ્ફિરુઝ્ઝુનૂબ ઈલ્લા અન્ત**

*અર્થ : (અય અલ્લાહ ! ) તુ પાક છે અને મેં મારી જાન ઉપર ઝુલ્મ કર્યો છે (ગુનાહ કર્યા છે) બસ, અમને માફ કરી દેજે. બેશક, તારા સિવાય કોઇ ગુનાહને માફ કરી શકતો નથી.*

(અબૂ દાવૂદ : ૩૫૦, નંઃ૨૬૦૨)

**સફરના દરમિયાન પાંચ સૂરતો :**

**૧)કુલ યા અય્યુહલ કાફિરુન, ૨) ઇજા ઝા–અ નસ્રુલ્લાહિ, ૩)કુલ હુવલ્લાહુ અહદ, ૪) કુલ અઉઝુ બિરબ્બિલ ફલક અને ૫) કુલ અઉઝુ બિરબ્બિન્નાસ**

એવી રીતે પઢે કે, દરેક સૂરતને **બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ**થી શરૂ કરે અને અંતમાં પણ **બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ** પઢે.

(અબૂ યઅ્લા : ૧/૪૧૪, ૭૪૧૯)

(૧૧) સફરમાં થોભવાની જરૂરત પડે તો સુન્નત આ છે કે, રસ્તામાંથી હટીને રોકાણ કરે અને રસ્તામાં પડાવ ન નાખે, જેથી આવવા–જવાવાળાઓના રસ્તામાં રુકાવટ ઉભી ન થાય અને તેઓને તકલીફ ન પડે.

(અબૂ દાઉદઃ ૩૫૩, નં:૨૬૨૯)

(૧૨) સફરના દરમિયાન જ્યારે સવારી ઊંચાણ પર ચઢે તો ત્રણ વખત 'અલ્લાહુ અકબર' કહે. (અબૂ દાઉદઃ ૩૫૦, નં:૨૫૯૯)

(૧૩) જ્યારે સવારી નીચાણ તરફ ઉતરવા લાગે તો ત્રણ વખત 'સુબ્હાનલ્લાહ' કહે. (અબૂ દાઉદઃ ૩૫૦, નં:૨૫૯૯)

## <u>જ્યારે કોઇ વસ્તી યા આબાદીમાં દાખલ થાય તો શું પઢે ?</u>

(૧૪) હઝરત આઈશા (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જ્યારે કોઈ વસ્તીમાં દાખલ થતા તો આ દુઆ પઢતા હતા :

اَللّٰهُمَّ اِنِّی اَسْئَلُكَ مِنْ خَيْرِ هٰذِهٖ وَخَيْرِ مَاجَمِعْتَ فِيْهَا وَاَعُوْذُبِكَ

مِنْ شَرِّهَا وَشَرِّ مَا جَمِعْتَ فِيهَا اَللّٰهُمَّ ارْزُقْنَا جَنَاهَا وَاَعِذْنَا مِنْ وَبَاهَا وَ حَبِّبْنَا اِلٰى اَهْلِهَا وَ حَبِّبْ صَالِحِى اَهْلِهَا اِلَيْنَا.

**અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુક મિન્ ખૈરિ હાઝિહી વ ખૈરિ મા જમઅ્ત ફીહા વ અઊઝુબિક મિન્ શર્રિહા વ શર્રિમા જુમઅ્ત ફીહા અલ્લાહુમ્મરઝુકના જનાહા વઅઈઝ્ના મિન્ વબાહા વહબ્બિબના ઈલા અહ્લિહા વહબ્બિબ સાલિહી અહ્લિહા ઈલય્ના.**

(ઈબ્નુ સુન્ની:૪૭૪)

*અર્થ : અય અલ્લાહ ! હું એની ભલાઇ અને જે ભલાઇ તેં એમાં મૂકી છે, હું તેનો સવાલ કરું છું અને એની બુરાઇથી જે તેં એમાં જમા કરી છે એની બુરાઇથી પનાહ માંગુ છું. અય અલ્લાહ ! આ વસ્તીના ફાયદાઓથી અમને માલામાલ કરી દે અને એની બુરાઇથી હિફાઝત ફરમાવ અને અમને વસ્તીવાળાઓના મહબૂબ–પ્રિય બનાવ અને એમના નેક લોકોને અમારા મહબૂબ બનાવ.*

હઝરત આઇશા (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જ્યારે કોઇ વસ્તીમાં દાખલ થતા તો આ દુઆ ત્રણ વખત પઢતા હતા :

اَللّٰهُمَّ بَارِكْ لَنَا فِيهِ

**અલ્લાહુમ્મ બારિક લના ફીહા.**

*અર્થ : અય અલ્લાહ ! અમને આ વસ્તીમાં બરકત અતા ફરમાવ.*

પછી આ ફરમાવતા :

اَللّٰهُمَّ ارْزُقْنَا جَنَاهَا وَجَنِّبْنَا وَبَاهَا وَ حَبِّبْنَا اِلٰى اَهْلِهَا وَ حَبِّبْ صَالِحِى اَهْلِهَا اِلَيْنَا.

**અલ્લાહુમ્મર્ઝુકના જનાહા વજન્નિબના વબાહા વ હબ્બિબના ઈલા અહલિહા વ હબ્બિબ સાલિહી અહલિહા ઈલય્ના.**

(મુઅજમુલ અવ્સત લિત્તબ્રાનીઃ૫/૮૮, ૪૭૫૫)

*અર્થ : અય અલ્લાહ ! આ વસ્તીના ફાયદાઓથી અમને માલામાલ કરી દે અને એની બુરાઈથી હિફઝત ફરમાવ અને અમને વસ્તીવાળા–ઓના મહેબૂબ બનાવ અને એમના નેક લોકોને અમારા મહેબૂબ બનાવ.*

**(૧૫) રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈરશાદ છે કે, જ્યારે સફરની જરૂરત પૂરી થઈ જાય તો પોતાના ઘેર પાછો ચાલ્યો આવે. સફરમાં જરૂરત વગર થોભવું સારું નથી. (બુખારી : ૧/૨૪૨, નં:૧૮૦૪)**

**(૧૬) દૂર–દરાજના સફરથી ઘણાં દિવસો પછી પાછા આવે તો સુન્નત આ છે કે,અચાનક ઘરમાં દાખલ ન થાય, બલકે પોતાના આવવાની (ઘરવાળાઓને) ખબર કરે અને થોડા સમય પછી ઘરમાં દાખલ થાય. એ જ પ્રમાણે રાતનો વધારે ભાગ વીતી ગયો હોય ત્યારે જો મોડેથી ઘરે આવે તો તે જ વખતે ઘરમાં ન જાય, બલકે બેહતર આ છે કે, સવારે મકાનમાં જાય. અલબત્ત, ઘરવાળાઓને તમારા આવવાની આગળથી ખબર હોય અને તેઓને તમારો ઈન્તિઝાર પણ હોય તો એ જ વખતે ઘરમાં દાખલ થવામાં કંઈ વાંધો નથી. આ મસ્નૂન તરીકા પર અમલ કરવાથી દીન–દુનિયાની ભલાઈ પ્રાપ્ત થશે. (બુખારી : ૨/૭૮૮, નં:૫૨૪૪)**

**(૧૭) સફરમાં કૂતરો અને ઝાંઝર સાથે રાખવાની મનાઈ પણ આવેલી છે, કારણ કે એના કારણે શયતાન પાછળ પડી જાય છે અને સફરની બરકત જતી રહે છે. (મુસ્લિમ : ૧/૨૦૨, નં:૨૧૧૩)**

(૧૮) સફરમાંથી પાછા ફરનાર માટે મસ્નૂન છે કે, ઘરમાં દાખલ થવા પહેલાં મસ્જિદમાં જઈને બે રકાત નમાઝ પઢે.

(અબૂ દાઉદ:૩૮૪, નંબર : ૨૭૮૧)

(૧૯) જ્યારે સફરથી પાછા આવે તો આ દુઆ પઢે :

آئِبُوْنَ تَائِبُوْنَ عَابِدُوْنَ لِرَبِّنَا حَامِدُوْنَ ط

**આઈબૂન તાઈબૂન આબિદૂન લિરબ્બિના હામિદૂન.**

(બુખારીઃ ૨/૫૪૫, નં:૬૩૮૫, મુસ્લિમ:૧/૪૩૪, નં:૧૩૪૪)

*અર્થ : અમે પાછા ફરનારા છીએ, તૌબા કરનારા છીએ, અલ્લાહની બંદગી કરવાવાળા છીએ અને પોતાના પરવરદિગારની હમ્દ–તા'રીફ કરનારા છીએ.*

સફરથી પાછા વળી જયારે ઘરમાં દાખલ થાય તો આ દુઆ પઢેઃ

تَوْباً تَوْباً لِرَبِّنَا اَوْباً، لَايُغَادِرُ عَلَيْنَا حَوْباً

**તૌબન તૌબન લિરબ્બિના હવ્બન, લા યુગાદિરુ અલય્ના હવ્બન**

(મુસ્નદે અહમદઃ ૪/૧૫૬, નં:૨૩૧૧)

(૨૦) જુમેરાતના દિવસે સફરમાં જવું મસ્નૂન છે. શનિવારના દિવસે પણ મુસ્તહબ છે. (અબૂ દાઉદઃ ૩૫૦, નં:૨૬૦૬)

(૨૧) સવારે સવારે મુસાફરી કરવી. (અબૂદાઉદ : ૩૫૦, નં:૨૬૦૬)

(૨૨) સફરના સાથીઓમાંથી કોઈ એકને અમીર બનાવવો.

(અબૂદાઉદ : ૩૫૦, નં:૨૬૦૬)

# નિકાહની સુન્નતો

(૧) મસ્નૂન નિકાહ તે છે કે જે સાદાઈથી હોય, જેમાં ભીડ અને ઘોંઘાટ ન હોય, જેમાં તકલ્લુફ (ઔપચારિકતા) ન હોય, જેમાં દહેજના સામાનની ઝંઝટ ન હોય. (અબૂ દાઉદ : ૨૮૮, નં: ૨૧૧૭)

(૨) નિકાહના માટે નેક અને સાલેહ વ્યકિત શોધવી તથા માંગણી કે પૈગામ મોકલવું મસ્નૂન છે. (બુખારી : ૨/૭૭૧, કિતાબુન્નિકાહ:૩૮)

(૩) જુમ્આના દિવસે મસ્જિદમાં અને શવ્વાલના મહિનામાં નિકાહ કરવા પસંદપાત્ર અને મસ્નૂન છે.

(મુસ્લિમ:૨/૪૫૬, નં:૧૩૨૩, તિરમિઝી: ૧/૨૦૭, નં:૧૦૮૯)

(૪) નિકાહને મશહૂર (જાહેર) કરવું.

(તિરમિઝી:૧/૨૦૭, ૧૦૮૯)

અને નિકાહ બાદ ખારેક કે ખજૂર લૂંટાવવુ યા વહેંચવું મસ્નૂન છે.

(૫) સ્થિતિ પ્રમાણે મહેર નક્કી કરવી સુન્નત છે.

(મુસ્લિમ :૨/૪૫૭, નં:૧૪૨૫)

(૬) શાદીની પ્રથમ રાતે જ્યારે બીવી સાથે એકાંત મળે ત્યારે બીવીના પેશાનીના વાળ પકડીને આ દુઆ પઢે :

اَللّٰهُمَّ اِنِّی اَسْئَلُكَ خَيْرَهَا وَ خَيْرَ مَا فِيْهَا وَ اَعُوْذُ بِكَ مِنْ شَرِّهَا وَ شَرِّ مَا فِيْهَا ط

**અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુક ખૈરહા વ ખૈર મા ફીહા વ અઊઝૂબિક મિન્ શર્રિહા વ શર્રિ મા ફીહા.**

(અબૂદાઉદ:૨૯૩, નં:૨૧૬૦)

*અર્થ : હે અલ્લાહ ! હું તારાથી તેની ભલાઈ અને તેની આદત અને અખ્લાકની ભલાઈનો સવાલ કરૂ છુ અને તેની બુરાઈ અને તેની આદત અને અખ્લાકની બુરાઈથી તારી પનાહ માંગુ છું.*

**(૭) જયારે પત્નિથી સંભોગ કરવાનો ઈરાદો કરે તો આ દુઆ પઢી લે નહીં તો શૈયતાનનું વિર્ય પણ પુરૂષના વિર્યની સાથે અંદર જતુ રહે છે અને અવલાદમાં શૈયતાનની આદતોમાં સપડાય જાય છે. દુઆ આ છે:**

بِسْمِ اللّٰهِ اَللّٰهُمَّ جَنِّبْنَا الشَّيْطَانَ وَ جَنِّبِ الشَّيْطَانَ مَا رَزَقْتَنَا

**બિસ્મિલ્લાહિ અલ્લાહુમ્મ જન્નિબ્નશ્શયતાન વ જન્નિબિશ્ શયતાન મા રઝક્તના.**

(બુખારી:૨/૯૪૫, નં:૬૩૮૮)

*અર્થ : શરૂ કરૂં છું અલ્લાહના નામથી, હે અલ્લાહ ! અમને બન્નેને શયતાનથી બચાવ અને જે અવલાદ અમને અતા ફરમાવ એને પણ શયતાનથી બચાવ.*

**નોટઃ– આ દુઆ પઢી લીધા બાદ જે અવલાદ થશે તેને શયતાન કદી નુકશાન પહોંચાડી શકશે નહી.**

**(૮) ઈન્ઝાલ (વીર્યસ્ત્રાવ)વેળા આ દુઆ પઢે :**

اَللّٰهُمَّ لَاتَجْعَلْ لِلشَّيْطَانِ فِيْمَا رَزَقْتَنَا نَصِيْباً

**અલ્લાહુમ્મ લા તજઅલ લિશ્શયતાનિ ફીમા રઝક્તના નસીબા.**

*અર્થ : હે અલ્લાહ ! જે આપે મને નવાઝયો છે તેમાં શયતાનો કોઈ ભાગ ન રાખશો. (ઈબ્ને અબી શયબા:૩/૫૬૦, નં:૧૭૧૫૪)*

## વલીમાનું ખાણું

(૯) દુલ્હન સાથે પ્રથમ રાત (મધુરજની) વીતાવ્યા પછી પોતાના સ્નેહીઓ, મિત્રો, સગાં–સંબંધીઓ અને ગરીબોને વલીમાનું ખાવાનું ખવડાવવું સુન્નત છે. વલીમા માટે જરૂરી નથી કે ઘણા મોટા પ્રમાણમાં ખાવાનું તૈયાર કરાવીને ખવડાવે. શકિત પ્રમાણે થોડું ખાવાનું તૈયાર કરીને મિત્રો, સ્નેહીઓ વગેરેને થોડું ખવડાવવું પણ સુન્નત અદા કરવા માટે પૂરતુ છે. (બુખારી:૨/૮૯૮, નં:૬૦૮૨, તિરમિઝી:૧/૨૦૮, નં:૧૦૯૪)

## બદતરીન વલીમો

ખૂબ જ ખરાબ વલીમા તે છે કે જેમાં માલદાર અને દુનિયાદાર લોકોને બોલાવવામાં આવે, પરંતુ ગરીબ, મોહતાજ અને દીનદાર લોકોને ધુત્કારી દેવામાં આવે. (બુખારી: ૨/૭૭૮, નં:૫૧૭૭)

એવા ખરાબ વલીમાથી બચવું જોઈએ.વલીમામાં સુન્નત અદા કરવાની નિય્યત રાખે. દીનદાર, ગરીબ અને મોહતાજ લોકોને બોલાવો, માલદારોમાંથી પણ જેને ચાહો બોલાવો, પરંતુ ગરીબોને ધુત્કારો નહી. જે વલીમા નામવરી અને દેખાડાના માટે અથવા લોકોની તારીફ (પ્રશંસા)ના માટે કરવામાં આવે તેનો કંઈ સવાબ નથી, બલકે અલ્લાહ તઆલાની નારાજગી અને ગુસ્સાનો સંભવ છે.

મો'મીનોની માં હઝરત આઈશા સિદ્દીકા (રદી.)ફરમાવે છે કે મારી વિદાય વેળા ન તો કોઈ ઊંટ ઝબહ કરવામાં આવ્યું કે ન કોઈ બકરી, બલ્કે

દરરોજ સઅદ બિન ઉબાદહ (રદી.)ના ત્યાંથી એક પ્લેટ ખાવા આવતુ હતું તેજ ખાવા બધાએ મળીને ખાધુ બસ તેજ વલીમો થઈ ગયો.

(મુસ્નદે અહમદઃ ૪૨/૫૦૧, નં:૨૫૭૨)

(૧૦) પુરૂષો માટે સાડા ચાર માશા વજન(સાડા ચાર માશા ગ્રામ જેટલા વજન)થી ઓછા વજનની ચાંદીની અંગૂઠી પહેરવાની અનુમતી છે.

(તિરમિઝીઃ ૧/૩૦૮, નં: ૧૭૮૫)

અને સોનાની અંગૂઠી પુરૂષો માટે સદંતર હરામ છે.

(તિરમિઝીઃ ૧/૩૦૮, નં: ૧૭૮૫)

(૧૧) અંગૂઠી જમણા હાથની બધાથી નાની એટલે કે ટચલી આંગળીમાં પહેરવી સુન્નત છે તેને જ ઈમામ બુખારી (રહ.)એ પોતાના અધ્યયનમાં બધાથી વધારે સહીહ કહયો છે.

(બુખારીઃ૨/૮૭૩, નં:૫૮૭૪, ઉમ્દતુલ કારીઃ ૨૨/૩૭)

નોટઃ– ઉમ્દતુલ કારીમાં છે કે ટચલી આંગળી સિવાય અન્ય આંગળીમાં પહેરવી મકરૂહ છે. (ઉમદતુલ કારીઃ૨૨/૩૭)

(૧૨) સ્ત્રીઓ માટે મહેંદી વાપરવી સુન્નત છે.

(અબૂ દાઉદ : ૫૭૪, નં:૪૧૬૪)

(૧૩) વલીમાની દાવતમાં આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ સ્ત્રીઓને આમંત્રણ આપ્યું ન હતું.

(૧૪) જે દા'વતમાં પુરૂષો અને સ્ત્રીઓ એકસાથે હોય, તેવી દા'વતમાં જવા બાબતે હઝરત મવલાના મુહમ્મદ તકી ઉષ્માની (મ.આ) મના ફરમાવે છે.

# રાઝદારી (ખાનગી વાતો)ની સુન્નતો

(૧) બીવીની સાથે હસી—મજાક કરવી.

(બુખારીઃ૨/૭૨૦, નં:૫૦૮૯)

(૨) બીવીની સાથે મુઝામઅત (હમબિસ્તરી) કરવી.

(તિરમિઝી : ૧/૨૦૭, નં:૧૦૯૨)

(૩) અગર એક વખત હમબિસ્તરી કર્યા પછી બીજા વખત હમબિસ્તરી કરવાની જરૂરત ઉભી થાય તો બેહતર છે કે પેહલા ગુસલ કરી લે, નહિતર વુઝૂ પણ કાફી—પૂરતું છે અને કમસે કમ ઈસ્તિન્જા કરી લેવું પાકીઝગીની વાત છે. (અબૂ દાઊદ:૨૯, નં:૨૨૦)

(૪) દરેક વખતે ગુસલ કરી લેવું અફઝલ છે. (અબૂ દાઊદ:૨૯, નં:૨૧૯) અને છેવટમાં એક ગુસલ પણ કાફી છે. (અબૂ દાઊદ:૨૯, નં:૨૧૮)

(૫) ફારિગ થયા પછી ગુસલ કરવુ તો બંને પર ફર્ઝ થઈ જ જાય છે, અલબત્ત, એ વખતે ગુસલ કરીને સૂવું અફઝલ છે. (બેહિશ્તી ઝેવર)

(૬) અગર ગુસલ કરવાનું દિલ ન ચાહે તો વુઝૂ કરીને સૂવું જોઈએ.

(અબૂ દાઊદ:૨૯, નં:૨૨૨)

(૭) એ પણ ન થઈ શકે તો ઈસ્તિન્જા કરીને સૂવું જોઈએ.

(અબૂ દાઊદ:૨૯, નં:૨૨૧)

(૮) અગર એ પણ ન થઈ શકે તો તયમ્મુમ કરીને સૂવું હદીસ શરીફમાં આવેલ છે. અને અગર એવી જ હાલતમાં સૂઈ જાય તો એ પણ સાબિત છે. (અબૂ દાઊદ:૨૯, નં:૨૨૬)

નોટ : શરીઅતમાં તંગી નથી. ઉપરોકત હદીસ શરીફથી માલૂમ પડે છે કે, અલ્લાહ તઆલાએ હુકમમાં ઘણી જ આસાની પેદા કરી છે.

તમ્બીહ : જે તરતીબ–ક્રમ બયાન કરવામાં આવેલ છે તે સુબ્હે સાદિકથી પહેલાં છે. સુબ્હે સાદિક થઇ જવા પછી ગુસલ કરવામાં મોડું કરવુ જોઇએ નહિ.

(૯) એવી હાલતમાં જ્યારે કે ગુસલ ફર્ઝ થઇ ગયું હોય ખાવું, પીવું (જેમ કે રમઝાનુલ મુબારકમાં સેહરીના વખતે) દુરસ્ત છે. હાથ ધોઇને કુલ્લી કરીને ખાવું–પીવું જોઇએ. (અબૂ દાઉદ:૨૯, નં:૨૨૫)

(૧૦) જ્યારે ઔરતને માહવારી (માસિક)નું ખૂન આવી રહયું હોય ત્યારે એનાથી સોહબત કરવી હરામ છે. (અબૂ દાઉદ:૨૯, નં:૨૨૪)

પાસે બેસવું, ભેગા સૂવું વગેરે જાઇઝ છે. દૂંટીથી ઘૂંટણો સુધીના શરીરમાં હાથ ન નાખવો જોઇએ. જો દૂંટીથી ઘૂંટણો સુધી કપડું બાંધી દેવામાં આવે તો કપડાની ઉપરથી બાકી તમામ શરીરથી નફો ઉઠાવવો જાઇઝ છે, ચાહે બાકીનું શરીર ઉઘાડું હોય. (અબૂ દાઉદ:૩૫, નં:૨૬૭)

(૧૧) સંભોગ કરતી વખતે યા ગુસલ ફર્ઝ થઇ જવા પછી ગુસલ કરવાથી પહેલાં મર્દ અને ઔરતને ખૂબ પસીનો થાય છે તો તે પસીનો પાક છે. તે પસીનો કપડા સાથે લાગવાથી કપડા નાપાક નથી થતા. એ કપડાથી નમાઝ પઢવી જાઇઝ છે. અલબત્ત, વીર્ય નાપાક છે. એને ધોવું જોઇએ.

(મુઅત્તા માલિક : ૩૫)

(૧૨) જે કપડામાં સુહબત કરી છે તે કપડા પાક જ રહે છે, ફકત

એટલી જગ્યા જ નાપાક થાય છે, જેટલી જગ્યાએ વીર્ય લાગેલું હોય છે. એટલી જગાને પાક કરીને એ કપડામાં નમાઝ પઢવી દુરસ્ત છે. અગરચે તે કપડા ધોયા પછી ભીના– લીલા કેમ ન હોય. (અબૂ દાવૂદઃ ૫૩, નં:૩૭૨)

# પેદાઇશ (જન્મ) સમયની સુન્નતો

(૧) જ્યારે બાળક પેદા થાય તો એના જમણા કાનમાં અઝાન અને ડાબા કાનમાં ઈકામત– તકબીર કહેવી.

(તિરમિઝી:૧/૨૭૮, નં:૧૪૧૫, અબૂ દાઉદ:૬૯૬, નં:૫૧૦૫)

(૨) જ્યારે બાળક સાત દિવસનું થઇ જાય તો એનું સારું નામ રાખે.

(તિરમિઝી:૨/૧૧૦, નં:૨૮૩૨)

રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, અલ્લાહ તઆલાના નજદીક પસંદીદહ નામ "અબ્દુલ્લાહ" અને "અબ્દુર્રહમાન" છે અથવા અમ્બિયાએ કિરામ (અલૈ.)ના નામોમાંથી કોઈ નામ હોય. (અબૂ દાવૂદ : ૬૮૬, નં:૪૯૪૯)

(૩) સાતમા દિવસે અકીકહ કરવો.

(તિરમિઝી:૨/૧૧૦, નં:૨૮૩૨)

(૪) નવા જન્મેલ બાળકને મુબારકબાદી અને તેનો જવાબઃ

بَارَكَ اللّٰهُ لَكَ فِى الْمَوْهُوبِ لَكَ وَشَكَرْتَ الْوَاهِبَ وَبَلَغَ اَشُدَّهٗ وَرُزِقْتَ بِرَّهٗ

બારકલ્લાહુ લક ફીલ્ મવ્હૂબિ લક વ શકર્તલ્વાહિબ વ બલગ અશુદ્દહુ વ રુઝિકત બિર્રહુ.

بَارَكَ اللّٰهُ لَكَ وَبَارَكَ عَلَيْكَ وَجزَاكَ اللّٰهُ خَيْرًا وَّرَزَقَكَ اللّٰهُ مِثْلَهٗ وَاَجزَلَ ثَوَابَكَ

**બારકલ્લાહુ લક વ બારક અલય્ક વ જઝાકલ્લાહુ ખય્રન વ રઝકકલ્લાહુ મિષ્લહુ વ અજઝલ ષવાબક**

(અલ અઝકાર: ૨૮૯, ૮૩૩)

## અકીકહની દુઆઓ અને તેની સુન્નતો

અકીકહ કરવો સુન્નત છે. મસ્નૂન છે કે, છોકરો હોય તો બે બકરા અથવા બે બકરી અને છોકરી હોય તો એક બકરો અથવા એક બકરી ઝબહ કરે. અગર બે ન થઇ શકે તો એક પણ કાફી–પૂરતું છે.

(અબૂ દાઉદ :૩૯૨, ૨૮૩૪)

અકીકહના જાનવરને ઝબહ કરતી વખતે આ દુઆ પઢે :

اَللّٰهُمَّ هٰذِهٖ عَقِيْقَةُ ابْنِىْ ...... دَمُهَا بِدَمِهٖ وَلَحْمُهَا بِلَحْمِهٖ وَعَظْمُهَا بِعَظْمِهٖ وَجِلْدُهَا بِجِلْدِهٖ وَشَعْرُهَا بِشَعْرِهٖ، اَللّٰهُمَّ اجْعَلْهَا فِدَاءً لِّاِبْنِىْ مِنَ النَّارِ.

إِنِّىْ وَجَّهْتُ وَجْهِىَ لِلَّذِىْ فَطَرَ السَّمَاوَاتِ وَالْأَرْضَ حَنِيْفاً وَمَا أَنَا مِنَ الْمُشْرِكِيْنَ ۝ إِنَّ صَلاَ تِىْ وَنُسُكِىْ وَمَحْيَاىَ وَمَمَاتِىْ لِلّٰهِ رَبِّ الْعَالَمِيْنَ ۝ لَا شَرِيْكَ لَهٗ وَبِذٰلِكَ أُمِرْتُ وَأَنَا مِنَ الْمُسْلِمِيْنَ ۝ اَللّٰهُمَّ مِنْكَ وَلَكَ.

**અલ્લાહુમ્મ હાઝિહી અકીકતુ ઈબ્ની .............. દમુહા**

બિદમિહી વલહ્મુહા બિલહ્મી વઅઝ્મુહા બિઅઝ્મિહી વજિલ્દુહા બિજિલ્દિહી વશઅરુહા બિશઅ્રિહી અલ્લાહુમ્મજ્અલ્હા ફિદાઅન લિઇબ્ની મિનન્નારિ.

ઈન્ની વજ્જહતુ વજહિય લિલ્લઝી ફતરસ્સમાવાતિ વલ્ અરઝ હનીફંવ વમા અન મિનલ્ મુશ્રિકીન ઈન્ન સલાતી વ નુસુકી વ મહ્યાય વમમાતી લિલ્લાહિ રબ્બિલ્ આલમીન. લા-શરીક લહૂ વ બિઝાલિક ઉમ્રિતુ વ અન મિનલ્ મુસ્લિમીન. અલ્લાહુમ્મ મિન્ક વ લક

પછી બિસ્મિલ્લાહિ અલ્લાહુ અકબર કહી ઝબહ કરે.

(મુસ્નદે અહમદ : ૨૩/૨૬૭, નં:૧૫૦૨૨, દારમી:૨/૧૨૩૯,નં:૧૯૮૯)

જો સાતમાં દિવસે અકીકહ ન કરી શકે તો ચૌદમા દિવસે નહિ તો એકવીસમાં દિવસે કરે. એ પછી અકીકહ કરવામાં તે ફઝીલત પ્રાપ્ત નથી થતી. અલબત્ત, એ વખતે લોકોને ખાવું ખવડાવવાનો સવાબ તો મળી જ જશે. (તિરમિઝી : ૧/૨૭૮, નં:૧૫૨૨)

(૪) બાળકના માથું મૂંડાવીને વાળોના વજન બરાબર ચાંદી ખયરાત કરી આપે. (તિરમિઝી : ૧/૨૭૮, નં:૧૫૧૯)

(૫) માથું મૂંડાવ્યા પછી બાળકના માથામાં ઝાફરાન–કેસર લગાવી આપે. (અબૂ દાવૂદ : ૩૯૩, ૪૧૫૭)

(૬) અકીકહનો ગોશ્ત કાચો યા પકાવીને વહેંચી શકાય છે.

(શામી ઝકરિયા : ૩૯૩, નં:૪૮૫)

(૭) અકીકહનો ગોશ્ત અમીર અને ગરીબ દરેક જણ ખાઈ શકે છે.

(મુસન્નફ ઈબ્ને શય્બહઃ ૫/૧૧૫, નં:૨૪૨૫૬)

(૮) જ્યારે બાળક બોલવા લાગે તો તેને કલિમહ શિખવાડે.

(૯) તહનીક કરવુ એટલે કે કોઇ બુઝુર્ગથી ખારેક યા ખજૂર ચાવીને બાળકના મોઢામાં આપવી અથવા ચટાડવી અને દુઆ કરાવવી.

(બુખારી : ૨/૮૨૧, નં:૫૪૬૭)

(૧૦) જ્યારે બાળક સાત વરસનું થઇ જાય તો એને નમાઝ અને બીજી દીનની વાતો શિખવાડે. (તિરમિઝી : ૧/૯૩, નં:૪૦૭)

(૧૧) જ્યારે બાળક દસ વરસનું થઇ જાય તો સખ્તીની સાથે ધમકાવીને નમાઝ પઢાવવી અને જરૂર પડે તો એને સજા આપે.

(તિરમિઝી : ૧/૯૩, નં:૪૦૭)

**તમ્બીહ :** આજકાલ લાડ–પ્યારમાં બાળકોને બગાડવામાં આવે છે અને આ કહીને પોતાની ઝાતને તસલ્લી આપી દે છે કે બાળક મોટો થઇને સહીહ થઇ જશે. યાદ રાખવું જોઇએ કે અગર બુનિયાદ જ કમજોર હશે તો તેના પર તા'મીર થવાવાળી ઈમારત પણ કમજોર જ હશે. એટલા માટે ઇબ્તિદાથી જ અખ્લાકે હસનહ–સારા અખ્લાકથી અવલાદને મુઝય્યન કરવી જોઇએ, નહિ તો પાછળથી પસ્તાવો થશે.

## બીમારી, ઇલાજ અને ખબરઅંતરની સુન્નતો

(૧) બીમારીમાં ઈલાજ કરાવવો મસ્નૂન છે. ઈલાજ કરાવતો રહે, પરંતુ બીમારીમાં શિફામાં અલ્લાહ તઆલા પર જ નિગાહ રાખે.

(મુસ્લિમ : ૨/૨૨૫, નં:૨૨૦૪)

(૨) કલુંજી અને મધની સાથે ઈલાજ કરવો સુન્નત છે. રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈરશાદ છે કે અલ્લાહ તઆલાએ એ

બંને ચીજોમાં શિફા–તંદુરસ્તી મૂકી છે. એ બંનેની તારીફમાં ઘણી બધી હદીસો આવેલી છે. (બુખારી : ૨/ ૮૪૮, નં:૧૫૬૮૨, ૫૬૮૩)

(૩) ઈલાજના દરમિયાન નુકસાન પહોંચાડવાવાળી ચીજોથી પરહેઝ કરવી. (ઝાદુલ મઆદ)

## બીમારીની હાલતમાં દુઆ

જે માણસ બીમારીની હાલતમાં ચાળીસ વખત આ દુઆ પઢશે અને જો મરી જશે તો તેને શહીદના બરાબર સવાબ મળશે અને જો સારો થઈ ગયો તો તેના તમામ ગુનાહ માફ કરી દેવામાં આવશે. તે દુઆ આ છે :

﴿لَآ اِلٰهَ اِلَّآ اَنْتَ سُبْحَانَكَ اِنِّیْ كُنْتُ مِنَ الظّٰلِمِیْنَ﴾

**લાઈલાહ ઈલ્લા અન્ત સુબ્હાનક ઈન્ની કુન્તુ મિનઝ્ઝાલિમીન.**

અને જો બીમારીમાં આ દુઆ પઢે અને મરી જાય તો તેને દોઝખ (નર્ક)ની આગ લાગશે નહી. તે દુઆ આ છે :

لَا اِلٰهَ اِلَّا اللّٰهُ ،اَللّٰهُ اَكْبَرُ، لَا اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَاشَرِيْكَ لَهٗ، لَا اِلٰهَ اِلَّا اللّٰهُ لَهُ الْمُلْكُ وَ لَهُ الْحَمْدُ ، لَا اِلٰهَ اِلَّا اللّٰهُ وَلَا حَوْلَ وَلَا قُوَّةَ.

**લાઈલાહ ઈલ્લલ્લાહુ અલ્લાહુ અકબર લાઈલાહ ઈલ્લલ્લાહુ વહદહુ લા–શરીકલહુ લાઈલાહ ઈલ્લલ્લાહુ લહુલ્ મુલ્કુ વલહુલ્ હમ્દુ લાઈલાહ ઈલ્લલ્લાહુ વલા હવ્લ વલા કુવ્વત.**

(તિર્મિઝી : ૨/૧૮૧, ૩૪૩૦)

(૪) પોતાના બીમાર ભાઈની ઈયાદતના માટે જવું સુન્નત છે.

(બુખારી : ૨/૮૪૩, નં: ૫૬૫૯)

## ઇયાદત (ખબર-અંતર)ની ફઝીલત

હઝરત અલી (રદિ.) ફરમાવે છે કે, મેં રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી ઈરશાદ ફરમાવતા સાંભળ્યા છે કે, જે મુસલમાન કોઈ મુસલમાનની સવારમાં ઈયાદત કરે છે તો સાંજ સુધી સિત્તેર હજાર ફરિશ્તા એના માટે દુઆ કરતા રહે છે અને જે મુસલમાન સાંજે ઈયાદત કરે છે તો સવાર સુધી સિત્તેર હજાર ફરિશ્તા એના માટે દુઆ કરતા રહે છે અને એને જન્નતમાં એક બાગ આપવામાં આવે છે.

(તિરમિઝી : ૧/૧૯૧, ૯૬૯)

હઝરત ઉમર (રદિ.) રિવાયત કરે છે કે, નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મને ઈરશાદ ફરમાવતા સાંભળ્યા છે કે, જ્યારે તમે બીમારની પાસે જાઓ તો એને કહો કે તે તમારા માટે દુઆ કરે, કારણ કે એની દુઆ ફરિશ્તાઓની દુઆની જેમ (કબૂલ થાય) છે.

(ઇબ્ને માજહ : ૧૦૪, નં:૧૪૪૧)

(૫) બીમારના ખબર અંતર પુછીને જલ્દી પરત ફરી જવું સુન્નત છે. તમારા વધારે સમય બેસી રહેવાથી બીમાર નારાજ કે ઉદાસ ન થાય અથવા ઘરવાળોના કામમાં અવરોધ ન થાય. (મિશ્કાત : ૧૫૮૯)

(૬) બીમારને દરેક રીતે તસલ્લી (સાંતવન) આપવી મસ્નૂન છે. દાખલા તરીકે એને કહે કે, ઈન્શા અલ્લાહ તમે ઘણા જ જલદી સારા થઈ જશો. અલ્લાહ તઆલા મોટી કુદરતવાળો છે. કોઈ ડર યા ખૌફ પેદા કરવાવાળી વાત બીમારને ન કહે. (તિરમિઝી : ૨/૨૯, ૨૦૮૭)

(૭) બીમારપુર્સી રાતે કરવી પણ જાઈઝ છે. એને જે લોકો મન્હૂસ કહે છે તે ભૂલમાં છે. એવી જ રીતે બીમારીની ખબર મળે તો જ્યારે દિલ ચાહે ઈયાદત કરી લે.

આ જે ખ્યાલ છે કે, ત્રણ દિવસ બીમારીના પસાર થઈ જાય ત્યારે ઈયાદત માટે જાય એ બેઅસલ–પાયાવિહોણી વાત છે.

(ઝાદુલ મઆદ :૧/૪૭૮)

(૮) જ્યારે કોઈ બીમારની ઈયાદત કરે તો એને આ કહે કે :

لَا بَأْسَ طَهُوْرٌ اِنْ شَاءَ اللّٰه

**લા બઅ્સ તહૂરુન ઈન્શા અલ્લાહુ**

*અર્થ : કોઈ ફિકર–ગમની વાત નથી ઈન્શા અલ્લાહ આ બીમારી ગુનાહોથી પાક કરવાવાળી છે.* *(બુખારી : ૨/૮૪૫, નં:૫૬૬૨)*

## બીમારની તંદુરસ્તીના માટે કઇ દુઆ કરે?

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે, જે માણસ કોઈ બીમારની ઈયાદત–બીમારપુર્સી કરે અને એની પાસે સાત વખત આ દુઆ પઢે તો અગર મૌત મુકદ્દર ન હશે તો એ મરીઝ–બીમારને શિફા– તંદુરસ્તી મળી જશે.

اَسْئَلُ اللّٰهَ الْعَظِيْمَ رَبَّ الْعَرْشِ الْعَظِيْمِ اَنْ يَّشْفِيَكَ۔

**અસ્અલુલ્લાહલ્ અઝીમ રબ્બલ્ અર્શિલ્અઝીમ અંય્યશ્ફીક**

*અર્થ : અર્શે અઝીમનો બુલંદ અને ઉચ્ચ અલ્લાહ, હું તારાથી એની સિહ્હત–તંદુરસ્તીનો સવાલ કરું છું. (અબૂ દાવૂદ, પેજ: ૪૪૨, નં:૩૧૦૬)*

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)ની એક રિવાયતમાં છે કે, મરીઝ – બીમારની પાસે જાય તો એના સરહાને–માથા પાસે બેસીને ઉપરોકત દુઆ પઢે. અગર મૌત મુકદ્દરમાં ન હશે તો એને શિફા– સિહહત પ્રાપ્ત થશે.

(અલ ફુતુહાત : ૪/૬૨)

હઝરત અલી કર્રમલ્લાહુ વજહહૂથી રિવાયત છે કે, કોઈ બીમાર પર સૂરએ અન્આમ પઢવામાં આવે તો તે બીમાર શિફાયાબ અને તંદુરસ્ત થઈ જાય છે. (બયહકી, ઈત્કાન : ૨૧૦)

**ફાયદો :** એના–બીમારના માથા પાસે બેસીને પઢવાથી સિહ્હત અને બીમારીમાં રાહત થવા લાગે છે.

## (૯) ઇયાદતના વખતે પઢવાની દુઆ

હઝરત અબૂ સઈદ ખુદરી (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એક વખત બીમાર પડયા તો હઝરત જિબ્રઈલે અમીન (અલૈ.) આવ્યા અને કહયું કે, હે મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! તમને તકલીફ થઈ રહી છે ? રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે, હાં, તો હઝરત જિબ્રઈલે અમીન (અલૈ.)એ આ દુઆ પઢીને દમ કર્યોઃ

بِسْمِ اللّٰهِ اَرْقِيْكَ مِنْ كُلِّ شَيْئٍ يُؤْذِيْكَ مِنْ شَرِّ كُلِّ نَفْسٍ اَوْ عَيْنٍ

حَاسِدٍ اَللّٰهُ يَشْفِيْكَ بِسْمِ اللّٰهِ اَرْقِيْكَ

**બિસ્મિલ્લાહિ અર્કીક મિન્ કુલ્લિ શય્ઈન્ યૂઝીક મિન્ શર્રિ કુલ્લિ નફસિન્ અવ્ અય્નિ હાસિદિં અલ્લાહુ યશ્ફીક બિસ્મિલ્લાહિ અર્કીક**

*અર્થ : હું અલ્લાહ તઆલાના નામથી આપને દમ કરું છું, દરેક તે ચીજથી જે આપને ઇજા– તકલીફ પહોંચાડે અને દરેક નફસ અને હસદ કરવાવાળાઓના શરથી. અલ્લાહ તઆલા આપને શિફા અતા ફરમાવે. હું અલ્લાહ તઆલાના નામથી આપને ઝાળ–ફૂંક કરું છું.*

(સહીહ મુસ્લિમ : ૨/૨૧૯, ૨૧૮૬)

# મોત અને મોત પછીની સુન્નતો

(૧) જ્યારે આ માલુમ પડવા લાગે કે, મોતનો વખત નજીક છે તો એ વખતે જે લોકો ત્યાં હાજર હોય, તે લોકો એનું મોઢું કિબ્લા તરફ ફેરવી આપે.

(મુસ્તદરકે હાકિમ : ૧/૧૯૨, નં: ૯૭૬)

(૨) અને મય્યિતની પાસે જોરજોરથી કલિમએ શહાદત પઢે અને મુસ્તહબ છે કે, એની પાસે સૂરએ યાસીન પણ પઢે.

(તિરમિઝી : ૧/૧૯૨, નં:૯૭૬)

(૩) જ્યારે મૌતનો વખત નજદીક લાગે તો આ દુઆ પઢે :

اَللّٰهُمَّ اغْفِرْلِىْ وَارْحَمْنِىْ وَ اَلْحِقْنِىْ بِالرَّفِيْقِ الْاَعْلٰى

**અલ્લાહુમ્મગ્ફિરલી વર્હમ્ની વ અલ્હિક્ની બિર્રફીકિલ્અઅ્લા**

*અર્થ : અય અલ્લાહ ! મને બખ્શી આપ અને મારા પર રહમ*

ફરમાવ અને મને પોતાની પાસે બોલાવી લે.

(તિરમિઝી : ૧ / ૧૮૭, નં:૩૪૯૬)

**(૪) જ્યારે રૂહ નીકળવાના આસાર–ચિહ્નો માલૂમ પડવા લાગે તો આ દુઆ પઢે :**

اَللّٰهُمَّ اَعِنِّى عَلٰى غَمَرَاتِ المَوْتِ وَسَكَرَاتِ المَوْتِ

**અલ્લાહુમ્મ અઈન્ની અલા ગમરાતિલ્મવતિ વ સકરાતિલ્મવતિ.**

*અર્થ : અય અલ્લાહ ! મૌતની સખ્તીના મોકા પર તુ મારી મદદ ફરમાવ. (તિરમિઝી : ૧/૧૯૨, નં: ૯૭૮)*

**(૫) જયારે મય્યિતનો ઈન્તિકાલ થઈ જાય તો તઅલ્લુક રાખવાવાળાઓ આ દુઆ પઢે :**

اِنَّا لِلّٰهِ وَ إِنَّا اِلَيْهِ رَاجِعُوْنَ اَللّٰهُمَّ اَجِرْنِى فِىْ مُصِيْبَتِىْ وَاخْلُفْ لِى خَيْراً مِنْهَا.

**ઈન્નાલિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન, અલ્લાહુમ્મ અજિર્ની ફી મુશીબતી વખ્લુફલી ખૈરંમિન્હા**

*અર્થ : બેશક, અમે અલ્લાહના જ માટે છીએ અને અમે અલ્લાહના જ તરફ પાછા ફરીને આવવાના છીએ. અય અલ્લાહ ! મારી મુસીબતમાં અજર–સવાબ આપ અને એના બદલામાં મને એનાથી સારો બદલો ઇનાયત ફરમાવ. (મુસ્લિમ : ૧/૩૦૦, નં:૯૧૮)*

**(૬) રૂહ નીકળી જવા પછી મય્યિતની આંખોને બંધ કરી દે અને**

દાઢીની નીચેથી લઈને માથા સુધી કપડું બાંધી દે અને બંને પગના અંગૂઠા મેળવીને બાંધી દે. (અબૂ દાઉદ : ૪૨૫, નં:૩૧૧૮, મુસ્લિમ:૧/૩૦૧, નં:૯૨૦)

(૭) જે માણસ મય્યિતને તખ્ત–પાટલા પર મૂકવા માટે ઉઠાવે યા જનાઝો ઉઠાવે તો બિસ્મિલ્લાહ કહે. (મુસન્નફ ઈબ્ને અબી શયબહ : ૭/૨૩૫)

(૮) મય્યિતને દફન કરવામાં જલદી કરવુ સુન્નત છે.

(અબૂ દાવૂદ : ૪૫૦, ૩૧૫૯)

(૯) જ્યારે મય્યિતને કબ્રમાં ઉતારે તો આ દુઆ પઢે :

بِسْمِ اللّٰهِ وَبِاللّٰهِ عَلٰى مِلَّةِ رَسُوْلِ اللّٰهِ ﷺ

**બિસ્મિલ્લાહિ વ બિલ્લાહિ વઅલા મિલ્લતિ રસૂલિલ્લાહિ**

(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)

(તિરમિઝી :૧/ ૧૨૦૨, નં : ૧૦૪૬)

بِسْمِ اللّٰهِ وَبِاللّٰهِ عَلٰى سُنَّةِ رَسُوْلِ اللّٰهِ ﷺ

**બિસ્મિલ્લાહિ વ બિલ્લાહિ વઅલા સુન્નતિ રસૂલિલ્લાહિ**

(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)

(તિરમિઝી :૧/ ૧૨૦૨, નં : ૧૦૪૬)

અથવા આ દુઆ પઢવી :

بِسْمِ اللّٰهِ وَعَلٰى مِلَّةِ رَسُوْلِ اللّٰهِ ﷺ

**બિસ્મિલ્લાહિ વઅલા મિલ્લતિ રસૂલિલ્લાહિ** (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)

(ઈબ્ને માજહ : ૧૧૧, નં: ૧૫૫૦)

(૧૦) મય્યિતને કબ્રમાં જમણી કરવટ પર એવી રીતે સૂવડાવવી

જોઈએ કે પૂરી છાતી કિબ્લા તરફ હોય અને પીઠને કબરની દીવાલથી લગાવીને કફનની ગાંઠોને ખોલી દે. (આલમગીરીઃ ૧/૧૬૬૧, ઝકરિયા)

**નોટ :** આજ કાલ લોકો મય્યિતનું ફકત મોઢું જ કિબ્લા તરફ કરી આપે છે અને છાતી આસમાન તરફ હોય છે આ બિલકુલ સુન્નતની વિરુદ્ધ છે.

(૧૧) મય્યિતના સગા–વહાલાઓને ખાવું ખવડાવવું મસ્નૂન છે. બધા બિરાદરી અથવા સગા–વહાલાના માટે એ ખાવું જાઈઝ નથી. મય્યિતના ઘરવાળાઓએ એ ખાવું જાઈઝ છે. મતલબ કે નામવરી અને દેખાડવા માટે આવું કરવુ જાઈઝ નથી. અને જે હાજર હોય તેને ખવડાવી દે, એમાં તકલ્લુફ ન કરે. (તિરમિઝી :૧/૯૯૮)

(૧૩) કબ્રને ન ઘણી ઊંચી કરે અને ન પાકી બનાવે.

(અબૂ દાઉદઃ ૪૫૯, નં:૩૨૧૮)

(૧૪) કબ્રને એક વેંતથી વધારે ઊંચી કરવી મકરૂહે તહરીમી છે.

(દુર્રે મુખ્તાર : ૨/૨૩૬ , શામી)

(૧૫) કબ્ર પર પાણી છાંટવુ સુન્નત છે. (ઈબ્ને માજહઃ ૧૧૧/૧૫૫૧)

(૧૬) જ્યારે મય્યિતના દફનથી હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફારિગ થતા તો પોતે પણ અને બીજાઓને પણ ફરમાવતા કે, પોતાના ભાઈના માટે ઈસ્તિગફાર કરો અને સાબિત કદમ રહેવાની દુઆ કરો કે અલ્લાહ તઆલા એને મુન્કર નકીરના સવાલ–જવાબમાં સાબિત કદમ – અડગ રાખે. (અબૂ દાવૂદ : ૪૫૯, નં : ૩૨૨૧)

(૧૭) મરી જવા પછી જ્યાં સુધી ગુસલ આપવામાં ન આવે ત્યાં સુધી મય્યિત પાસે કુર્આન શરીફ પઢવું દુરસ્ત નથી. (અલ્ બહર્રુરાઈક : ૨/૧૮૪)

**મશ્વરો :** ઉત્તમ એ છે કે ચાદરની ઉપર ચણા નાંખીને સ્ત્રીઓ દુરૂદ શરીફ અથવા કલિમએ તય્યિબહ પઢયા કરે.

## જનાઝહમાં કઇ દુઆ પઢે?

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જનાઝહ પર આ દુઆ પઢતા હતાઃ

اَللّٰهُمَّ اغْفِرْ لِحَيِّنَا وَمَيِّتِنَا وَشَاهِدِنَا وَغَائِبِنَا وَصَغِيْرِنَا وَكَبِيْرِنَا وَذَكَرِنَا وَاُنْثَانَا، اَللّٰهُمَّ مَنْ اَحْيَيْتَهُ مِنَّا فَاَحْيِهِ عَلَى الْإِسْلَامِ وَمَنْ تَوَفَّيْتَهُ مِنَّا فَتَوَفَّهُ عَلَى الْإِيْمَانِ .

**અલ્લાહુમ્મગ્ફિર્લિ હય્યિના વ મય્યિતિના વ શાહિદિના વ ગાઈબિના વ શગીરિના વ કબીરિના વ ઝકરિના વ ઉન્ષાના અલ્લાહુમ્મ મન્ અહ્યય્તહૂ મિન્ના ફઅહ્ઈહિ અલલ્ ઈસ્લામ વ મન્ તવફ્ફયતહૂ મિન્ના ફતવફ્ફહૂ અલલ્ ઈમાન.**

*અર્થ : અય અલ્લાહ ! અમારા જીવતા, મુર્દા, ગાઈબ, હાજર, નાના, મોટા, મર્દ, ઔરત દરેકની મગફિરત ફરમાવ. અય અલ્લાહ ! અમારામાંથી જેને જીવતો રાખે ઇસ્લામ પર રાખ અને મૌત આપે તો ઈમાન પર મૌત આપ.*

હઝરત ઔફ બિન માલિક (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એક જનાઝા પર આ દુઆ પઢી, જેને મેં

યાદ કરી લીધી :

اَللّٰهُمَّ اغْفِرْلَهٗ وَارْحَمْهُ وَعَافِهٖ وَاعْفُ عَنْهُ وَاَكْرِمْ نُزُلَهٗ وَوَسِّعْ مَدْخَلَهٗ وَاغْسِلْهُ بِالْمَآءِ وَالثَّلْجِ وَالْبَرَدِ وَنَقِّهٖ مِنَ الْخَطَايَا كَمَا نَقَّيْتَ الثَّوْبَ الْاَبْيَضَ مِنَ الدَّنَسِ وَابْدِلْهُ دَارًا خَيْرًا مِنْ دَارِهٖ وَاَهْلًا خَيْرًا مِنْ اَهْلِهٖ وَزَوْجًا خَيْرًا مِنْ زَوْجِهٖ وَاَدْخِلْهُ الْجَنَّةَ وَاَعِذْهُ مِنْ عَذَابِ الْقَبْرِ وَمِنْ عَذَابِ النَّارِ.

**અલ્લાહુમ્મગ્ફિર્ લહૂ વર્હમ્હૂ વઆફિહી વઅ્ફુ અન્હૂ વ અકરિમ્ નુઝુલહૂ વ વસ્સિઅ્ મદ્ખલહૂ વગ્સિલ્હૂ બિલ્માઈ વષ્ષલ્જિ વલબર્દિ વનક્કિહિ મિનલ્ ખતાયા કમા નક્કયતષ્ષવબલ્ અબ્યઝ મિનદ્દનસિ વઅબ્દિલ્હૂ દારન ખૈરમ્મિન્દારિહી વઅહલન ખૈરમ્મિન્ અહલિહી વ ઝવ્જન્ ખૈરમ્મિન્ ઝવજિહી વ અદ્ખિલ્હુલ્ જન્નત વ અઈઝહૂ મિન અઝાબિલ્કબ્રિ વ મિન અઝાબિન્નારિ.**

(મુસ્લિમ : ૧/૩૧૧, નં: ૯૬૩)

*અર્થ : અય અલ્લાહ ! એની મગફિરત ફરમાવ, એના પર રહમ ફરમાવ, એને આફિયત અતા ફરમાવ, એને માફ ફરમાવ, એને આવવાનો ઇકરામ ફરમાવ, એની જગ્યાને કુશાદહ–વિશાળતા અતા ફરમાવ, પાણીથી, બરફથી, કરાથી એના ગુનાહોને ધોઇ નાખ. એને ગુનાહોથી એવો પાક–સાફ કરી દે કે જેવો કે સફેદ કપડું (મેલથી સાફ કરવામાં આવે છે.) એના ઘરના બદલે બેહતર ઘર આપ. એના અહલો–અયાલથી બેહતર અહલો–અયાલ, એની બીવીથી બેહતર બીવી અતા ફરમાવ, એને જન્નત અતા ફરમાવ, એને જન્નતમાં દાખલ ફરમાવ, કબ્રના અઝાબથી અને જહન્નમના અઝાબથી એની હિફાઝત ફરમાવ.*

**ફાયદો :** જનાઝહમાં આ બંને દુઆઓ પઢી લે તો બેહતર છે.

અલ્લામા શામી (રહ.)એ રદુલ મુખ્તારમાં આ બંને દુઆઓને પઢવી ઝિક્ર કરેલ છે.

**નાબાલિગ છોકરાની મય્યિત હોય તો આ દુઆ પઢે :**

اَللّٰهُمَّ اجْعَلْهُ لَنَا فَرَطاً وَّاجْعَلْهُ لَنَا اَجراً وَّ ذُخراً، وَاجْعَلْهُ لَنَا شَافِعاً وَّ مُشَفَّعًا

(هدایه: فصل فی الصلوة علی المیت قال صاحب عون المعبود: جـ/٨، صـ:٢٦٣ انه روی عن ابی حنیفة عن النبی ﷺ)

**અલ્લાહુમ્મજ અલ્હૂલના ફરતંવ્ વજઅલ્હૂ લના અજ્રંવ વ ઝુખ્રંવ્ વજઅલ્હૂ લના શાફિઅવ્ વમુશફ્ફઆ.**

**નાબાલિગ છોકરીની મય્યિત હોય તો આ દુઆ પઢે :**

اَللّٰهُمَّ اجْعَلْهَا لَنَا فَرَطاً وَّاجْعَلْهَا لَنَا اَجراً وَّ ذُخراً، وَاجْعَلْهَا لَنَا شَافِعَةً وَّ مُشَفَّعَةً.

**અલ્લાહુમ્મજ્અલ્હા લના ફરતંવ્ વજઅલ્હા લના અજરંવ્ વઝુખ્રંવ્ વજ્અલ્હા લના શાફિઅતંવ્ વ મુશફ્ફઆ.**

**જનાઝહને પસાર થતા જુએ તો**

હઝરત અનસ (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે, જે માણસ જનાઝાને જુએ અને આ દુઆ પઢે તો એના માટે ૨૦ નેકીઓ લખવામાં આવે છે.

اَللّٰهُ اَكْبَرُ صَدَقَ اللّٰهُ وَرَسُوْلُهٗ هٰذَا مَا وَعَدَنَا اللّٰهُ وَرَسُوْلُهٗ اَللّٰهُمَّ زِدْنَا اِيْمَاناً وَتَسْلِيْماً.

**અલ્લાહુ અકબરુ શદકલ્લાહૂ વ રસૂલુહૂ હાઝા મા વઅદન્લાહુ વ રસૂલુહ, અલ્લાહુમ્મ ઝિદ્દના ઈમાનન વતસ્લીમા.**

અર્થ : અલ્લાહ ઘણો મોટો છે. અલ્લાહ અને તેના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ સાચું કહયું. આ તે જ છે જેનો અલ્લાહ અને તેના રસૂલ (સ.અ.વ.) વાયદો કર્યા છે. અય અલ્લાહ ! ઈમાન અને ઈસ્લામમાં અમને વધારો અર્પણ કર. (અદુઆ લિત્તબરાની: ૧/૩૫૨, નં:૧૧૬૧)

**હઝરત ઈબ્ને ઉમર (રદિ.) જ્યારે જનાઝહને જોતા તો આ દુઆ પઢતા :**

هَذَا مَا وَعَدَنَا اللَّهُ وَرَسُولُهُ وَصَدَقَ اللَّهُ وَرَسُولُهُ وَمَا زَادَهُمْ إِلَّا إِيمَاناً وَتَسْلِيماً

**હાઝા માવઅદનલ્લાહુ વરસૂલુહૂ વ સદકલ્લાહુ વરસૂલુહૂ અલ્લાહુમ્મ ઝિદ્દના ઈમાનન્ વ તસ્લીમા**

અર્થ : આ તે છે જેનો અલ્લાહ અને તેના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ વાયદો કર્યો છે. અય અલ્લાહ ! ઈમાન અને ઈસ્લામમાં અમને વધારો અર્પણ કર. (અદુઆ લિત્તબરાની: ૧/૩૫૨, નં:૧૧૬૦)

**અલ્લામા નવવી (રહ.)એ બયાન કર્યું છે કે, જ્યારે જનાઝો પસાર થાય તો આ દુઆ પઢવી મુસ્તહબ છે.**

سُبْحَانَ الْحَيِّ الَّذِى لَا يَمُوتُ

**સુબ્હાનલ્ હય્યીલ્લઝી લાયમૂતુ**

(નુઝુલુલ અબ્રાર, પેજ : ૨૮૯, અઝ્કાર પેજ : ૧૬૩)

**જ્યારે કબ્રસ્તાન જાય તો શું પઢે?**

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જ્યારે કબ્રસ્તાન તશરીફ લઈ જતા તો આ દુઆ પઢતા હતા :

اَلسَّلاَ مُ عَلَيْكُمْ دَارَ قَوْمٍ مُّؤْمِنِيْنَ وَإِنَّا إِنْ شَاءَ اللّٰهُ بِكُمْ لَاحِقُوْنَ

**અસ્સલામુ અલયકુમ દાર કૌમિમ્ મૂમિનીન વ ઈન્ના ઈન્શા અલ્લાહુ બિકુમ્ લાહિકૂન.**

*અર્થ : તમારા પર સલામતી થાય કૌમે મુઅમિનના ઘેર, હું પણ ઇન્શા અલ્લાહ તમારા પછી આવવાવાળો છું. (અબૂ દાવૂદ : ૪૬૧, નં:૩૨૩૭)*

હઝરત અબૂ હુરયરહ (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જ્યારે કબ્રસ્તાન પાસેથી પસાર થતા તો આ દુઆ પઢતા હતા :

سَلاَمٌ عَلَيْكُمْ اَهْلَ الدِّيَارِ مِنَ الْمُؤْمِنِيْنَ وَالْمُؤْمِنَاتِ وَالْمُسْلِمِيْنَ
وَالْمُسْلِمَاتِ وَالصَّالِحِيْنَ وَالصَّالِحَاتِ وَإِنَّا إِنْ شَاءَ اللّٰهُ بِكُمْ لَاحِقُوْنَ

**સલામુન્ અલયકુમ્ અહલદ્ દિયારિ મિનલ્ મૂ'મિનીન વલમૂઅ્મિનાતિ વલ્ મુસ્લિમીન વલ્ મુસ્લિમાતિ વસ્સ્વાલિહીન વસ્સ્વાલિહાતિ વઈન્ના ઈન્શા અલ્લાહુ બિકુમ્ લાહિકૂન્**

(ઈબ્નુસ્સુન્ની :૫૪૨, નં:૫૯૦)

*અર્થ : સલામતી થાય તમારા પર એ ઘરના રહેવાવાળા મુઅમિન મરદો અને મુઅમિન ઓરતોના અને મુસલમાન મરદો અને મુસલમાન*

*ઓરતોના અને સાલિહ–નેક મરદો અને નેક– સાલિહ ઓરતોના. ઈન્શા અલ્લાહ અમે પણ તમારા પછી આવવાવાળા છીએ.*

હઝરત ઈબ્ને અબ્બાસ (રદિ.)થી રિવાયત છે કે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી આ દુઆ મન્કૂલ છે :

اَلسَّلَامُ عَلَيْكُمْ يَا اَهْلَ الْقُبُوْرِ يَغْفِرُ اللّٰهُ لَنَا وَلَكُمْ اَنْتُمْ سَلَفُنَا وَنَحْنُ بَالاَثَرِ.

**અસ્સલામુ અલયકુમ્ યા અહ્લલ્ કુબૂરિ યગ્ફિરુલ્લાહુ લના વલકુમ્ અન્તુમ્ સલ્ફુના વ નહ્નુ બિલ્ અષ્રિ.**

*અર્થ : સલામતી થાય તમારા પર અય કબ્રવાલો ! અલ્લાહ તઆલા અમારી અને તમારી મગફિરત ફરમાવે. તમે અમારાથી પહેલા છો, અને અમે તમારા પછી. (તિરમિઝી : ૧/૨૦૩, નં:૧૦૫૩)*

**<u>માટી નાખતી વખતે પઢવાની દુઆ :</u>**

હઝરત અબૂ ઉમામહ (રદિ.)થી રિવાયત છે કે, જ્યારે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઉમ્મે કુલસૂમ (રદિ.)ને કબરમાં ઉતાર્યાં તો આ દુઆ પઢી :

مِنْهَا خَلَقْنَاكُمْ وَ فِيْهَا نُعِيْدُكُمْ وَ مِنْهَا نُخْرِجُكُمْ تَارَةً اُخْرٰى

**મિન્હા ખલકનાકુમ વફીહા નુઈદુકુમ વ મિન્હા નુખ્રિજુકુમ તારતન ઉખ્રા.**

પછી ફરમાવ્યું :

بِسْمِ اللّٰهِ وَ فِیْ سَبِیْلِ اللّٰهِ

**બિસ્મિલ્લાહિ વફી સબીલિલ્લાહ.**

*અર્થ : આ જ માટીથી અમે તમને પેદા કર્યા અને એમાં જ તમને પાછા લોટાવીશું અને એનાથી જ અમે તમને બીજી વાર જીવતા કરીશું.*

(સુનનુલ કુબરા લિલ્બય્હકી: ૩/૫૭૪, નં:૬૭૨૬)

**અલ્લામા નવવી (રહ.)એ બયાન કર્યું છે કે, માટી નાખતી વખતે પેહલી વખત મિન્હા ખલક્નાકુમ, બીજી વખત વ ફીહા નુઈદુકુમ, અને ત્રીજી વખત વમિન્હા નુખ્રિજુકુમ તારતન્ ઉખ્રા પઢે.**

(અઝકાર : ૧૩૭)

**હઝરત ઈબ્ને ઉમર (રદિ.) જ્યારે માટી નાખતા તો પેહલી વખત બિસ્મિલ્લાહ, બીજી વખત અલ્હમ્દુલિલ્લાહ અને ત્રીજી વખતે અલ્હમ્દુલિલ્લાહિ રબ્બીલ્ આલમીન પઢતા હતા.**

(અલ ફુતૂહાત : ૧૯૦)

# મુઆશરત (રહેણી કરણી)ને લગતી અમુક સુન્નતો

(૧) સલામ કરવી મુસલમાનોના માટે એક ઘણી મોટી સુન્નત છે. રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એની ઘણી જ તાકીદ ફરમાવી છે. દરેક મુસલમાનને સલામ કરવી જોઈએ ચાહે તેને ઓળખતો હોય કે ન ઓળખતો હોય. (કારણ કે સલામ ઈસ્લામી હક છે. કોઈના ઓળખવા પર અવલંબિત નથી.) (મુસ્લિમ : ૨/૯૨૧, નં:૬૨૩૬)

(૨) હઝરત ઈબ્ને ઉમર (રદિ.) રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી રિવાયત કરે છે કે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈરશાદ ફરમાવ્યો કે, જે માણસે એક દિવસ યા એક રાતમાં વીસ માણસોને સલામ કરી. ચાહે પૂરી એક જમાઅતને કરી હોય યા એક એક વ્યકિતગત કરી હોય અને તે જ દિવસે તેનો ઈન્તિકાલ થઈ જાય તો એના પર જન્નત લાઝિમ છે. (મુઅજમુલ કબીર તબરાનીઃ ૧૩/૩૨૧, નં:૧૪૧૧૭)

(૩) જ્યારે ઘરમાં દાખલ થાય તો ઘરવાળાઓને સલામ કરે અને અગર ઘરમાં કોઈ ન પણ હોય તો પણ સલામ કરીને દાખલ થાય. ફરિશ્તા એના સલામનો જવાબ આપે છે અને (ખાલી ઘરમાં) આ રીતે સલામ કરે :

اَلسَّلَامُ عَلَيْنَا وَعَلٰى عِبَادِ اللّٰهِ الصَّالِحِيْنَ .

**અસ્સલામુ અલય્ના વઅલા ઈબાદિલ્લાહિ સાલિહીન.**

([illegible] શયબહ:૫/૨૫૬, નં:૨૫૭૩૫)

અને જ્યારે ઘરમાંથી બહાર નીકળે તો પણ સલામ કરીને રુખ્સત થાય. જ્યારે કોઈ માણસ મજલિસમાં પહોંચે તો સલામ કરે અને જો બેસવાની જરૂરત હોય તો બેસી જાય અને પછી જ્યારે જવા લાગે તો ફરીવાર સલામ કરે એટલા માટે કે બંને સલામ હક અને મસ્નૂન છે.

(અબૂ દાઉદ : ૭૦૭, નં:૫૨૦૮)

નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈરશાદ છે કે, જે માણસ પોતાના મુસલમાન ભાઈથી મુલાકાત કરે તો એને સલામ કરે અને જો ઝાડ યા દીવાર યા પથ્થર વચમાં આડ થઈ જાય તો ફરી એની સામે આવે ત્યારે ફરીથી એને સલામ કરે. (અબૂ દાવૂદ : ૭૯૭, નં:૫૨૦૦)

(૪) બુખારી અને મુસ્લિમની હદીસમાં છે કે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) બાળકો પાસેથી પસાર થયા તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એમને સલામ કરી. એટલા માટે કે બાળકોને પણ સલામ કરવી સુન્નત છે. (બુખારી : ૨/૯૨૩, ૨૬૪૭)

## સલામ કરવાનો મસ્નૂન તરીકો

(૫) સલામ કરવાનો સુન્નત તરીકો આ છે કે, ઝબાનથી સલામ એટલે કે

اَلسَّلَامُ عَلَيْكُم وَرَحْمَةُ اللّٰهِ وَبَرَكَاتُهٗ

**અસ્સલામુ અલયકુમ વ રહમતુલ્લાહિ વબરકાતુહ**

કહે. હાથથી અથવા માથાથી અથવા આંગળીના ઈશારાથી સલામ કરવી યા એનો જવાબ આપવો સુન્નતના વિરુદ્ધ છે. અને જો દૂર હોય તો ઝબાન અને હાથ બંનેથી સલામ કરે. (તિરમિઝી :૨/૯૮, નં:૨૬૮૯)

નોટ : ફકત હાથથી ઈશારો કરવો એટલે કે ''ટા ટા'' કહેવું એ ઈસાઈઓની રીત છે.

## સલામના આદાબ

મુસલમાન મુસલમાનથી મળે તો એને સલામ કરવી જોઈએ.

(૧) ચાલવાવાળો બેસેલાને સલામ કરે. (બુખારીઃ૨/૯૨૧, નંઃ૬૨૩૧)

(૨) સવાર (માણસ) બેઠેલાઓને સલામ કરે.(બુખારીઃ૨/૯૨૧, નંઃ૬૨૩૨)

(૩) ઓછા માણસો વધારે માણસોને સલામ કરે.

(બુખારીઃ૨/૯૨૧, નંઃ૬૨૩૨)

(૪) નાનો મોટાને સલામ કરે. (બુખારીઃ૨/૯૨૧, નંઃ૬૨૩૨)

(૫) ઈશારાથી સલામ કરે, જ્યારે કે મુખાતબ (સામેવાળો) દૂર હોય.

(બુખારીઃ૨/૯૯, નંઃ૨૬૯૭)

(૬) જોરથી સલામ કરે, જેથી મુખાતબ સાંભળી લે.

(અલ્ અદબુલ્ મુફર્રદ)

(૭) કોઈ મુસલમાન ભાઈથી મુલાકાત થાય તો સલામ પછી મુસાફહા કરવો સુન્નત છે. (બુખારીઃ૨/૯૨૬, નંઃ૬૨ – ૬૩)

ઔરત ઔરતથી મુસાફહા કરી શકે છે.

(ઉસ્વએ રસૂલે અકરમ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)

## મજલિસના આદાબ

(૧) કોઈ મજલિસમાં જાઓ તો જ્યાં મોકો મળે અને જગ્યા મળે બેસી જાય. બીજાઓને ઉઠાડીને પોતે બેસવું ગુનાહની વાત છે અને મકરૂહ છે. (તિરમિઝી : ૨/૧૦૪, નંઃ૨૭૪૯)

(૨) અગર કોઈ માણસ મજલિસમાં આવે અને જગ્યા ન હોય તો પેહલેથી બેસવાવાળાઓને જોઈએ કે જરા મળીને બેસી જાય અને આવવા–વાળા મુઅમિન ભાઈના માટે ગુંજાઈશ કાઢી આપે.

(બુખારીઃ ૨/૯૨૭, નંઃ૬૨૭૦)

(૩) કયાંક અગર ફકત ત્રણ જ માણસ હોય તો એકને છોડીને કાનાફૂસી (ગુપસુપ)ની ઈજાઝત નથી કે ખ્વાહ મ ખ્વાહ એનું દિલ શક – શુબાના કારણે રંજીદહ થશે અને મુસલમાન ભાઈને નારાજ કરવુ ઘણો મોટો ગુનાહ છે. (મુસ્લિમ : ૨/૨૧૯, નંઃ ૨૧૮૩)

(૪) કોઈના ઘરે જવું હોય તો એનાથી ઈજાઝત–રજા લઈને દાખલ થવું જોઈએ. (બુખારી : ૨/૯૨૩, નંઃ૬૨૪૪)

## બગાસાના આદાબ

(૧) જ્યારે જમાઈ–બગાસું આવે તો સુન્નત આ છે કે, મોઢું બંધ કરી લે અને અગર કોશિશ કરવા છતાં પણ મોઢું બંધ ન થઈ શકે તો ડાબા હાથની પીઠને મોઢા પર મૂકી લે અને 'હા–હા'ની અવાજ ન કાઢે. હદીસ શરીફમાં એની મનાઈ આવેલી છે. (બુખારી ૨/૯૧૯, નંઃ ૬૨૨૬)

(૨) બગાસું અલ્લાહ તઆલાને નાપસંદ છે, કારણ કે બગાસું એ શયતાન તરફથી છે, જે ઈબાદતમાં સુસ્તી અને કાહિલીનો સબબ છે અને શયતાન એનાથી ખુશ થાય છે. જ્યારે કોઈ બગાસું ખાય છે એટલે કે મોઢું ખોલે છે તો શયતાન એનાથી હસે છે. (બુખારીઃ ૨/૯૧૯, ૬૨૨૬)

## છીકને લગતા આદાબ

(૧) જ્યારે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને છીક

**આવતી તો હાથ યા કપડું મોઢા પર મૂકી દેતા હતા અને અવાજને હલકો–ધીમો કરી દેતા.** (તિરમિઝી : ૨/૧૦૩, ૨૭૪૫)

જો કોઈ છીંકનારના જવાબમાં **"યરહમુકલ્લાહ"** કહેતો તો રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) **"યહદીકુમુલ્લાહ વ યુસ્લિહુ બાલકુમ"થી એનો જવાબ આપતા હતા.** (તિરમિઝી : ૨/૧૦૩, નં:૨૭૪૧)

**ગેરમઝહબવાળાની છીંકનો જવાબ રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) "યહદીકુમુલ્લાહુ વ યુસ્લિહુ બાલકુમ"થી આપતા.**

(અબૂ દાઉદ : ૬૮૭, નં:૫૦૩૩)

**"યરહમુકલ્લાહ"** થી એનો જવાબ આપવાનું નાપસંદ ફરમાવતા હતા. (અબૂ દાઉદ : ૬૮૭, નં:૫૦૩૮, તિરમિઝી:૨/૧૦૩, નં:૨૭૪૧)

**છીંક આવે તો "અલ્હમ્દુ લિલ્લાહ" કહે. એનો સામેવાળો જવાબમાં "યરહમુકલ્લાહ" કહે. ફરી છીંકવા– વાળો "યહદીકુમુલ્લાહુ વ યુસ્લિહુ બાલકુમ" કહે .** (તિરમિઝી : ૨/૧૦૩, ૨૭૪૧)

**અથવા "યગ્ફિરૂલ્લાહુ લના વ લકુમ" કહે.**

(તિરમિઝી : ૨/૧૦૩, ૨૭૪૧)

**હઝરત અબૂહુરૈરહ (રદી.)ની હદીસ અબૂદાઉદ વગેરેમાં આ પ્રમાણે છે કે આપે (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવ્યું કે જયારે તમારા માંથી કોઈ છીંક ખાય તો "અલ્હમ્દુ લિલ્લાહિ અલા કુલ્લિહાલ" કહે, તેનો ભાઈ (જે સાંભળે) "યરહમુકલ્લાહ" કહે પછી તે (છીંક ખાનારો) "યહ્દી કુમુલ્લાહુ વ યુસ્લિહુ બાલકુમ".** (અબૂ દાઉદ : ૬૭૬, નં:૫૦૩૩)

છીંક અલ્લાહને પસંદ છે કેમકે છીંક ખાવાથી દિમાગ હલકુ થઈ જાય છે અને સમજવાની શકિતની સફાઈ થઈ જાય છે, જે ફરમાબરદારી માટે ચુસ્તી અને મનને શાંત રાખવા માટે મદદગાર થાય છે. (મિરકાતઃ૭/૨૯૮૬)

## નેકફાલી (શુભ-શુકન)ની સુન્નતો

(૧) જો કોઈનું સારૂ નામ સાંભળો તો તેનાથી પોતાના હેતુના માટે શુભ શુકન સમજવુ સુન્નત છે અને તેનાથી ખુશ થવું પણ સુન્નત છે. અપશુકનની સખ્ત મનાઈ છે જેમકે માર્ગમાં ચાલતા ચાલતા છીંક આવે તો એમ માનવું કે કામ થશે નહીં અથવા કાગડો બોલે અથવા વાંદરો જુએ અથવા ઘુવડ બોલે તો તેનાથી મુસીબત આવશે એમ વિચારવુ સખ્ત નાદાની અને બિલ્કુલ પાયા વિહોણુ અને ખોટુ છે અને સાચા માર્ગેથી ભટકી જવાની માન્યતા છે. એવી જ રીતે કોઈને અપશુકન માનવું અથવા કોઈ દિવસને મન્હૂસ માનવું ઘણુ જ ખરાબ છે. (બુખારી : નં:૨૭૩૦, ૫૭૫૬)

## ઊંચાઈ પર ચઢવા અને નીચે ઉતરવાની સુન્નતો

(૧) જયારે ઊંચાઈ પર ચઢે ભલેને પછી એક બે પગથીયા મસ્જિદના હોય કે પોતાના ઘરના ઊંચાઈ તરફ જમણો પગ વધારે અને "અલ્લાહુ અકબર" કહે. (અબૂ દાઊદઃ૩૫૦, ૨૫૯૯)

(૨) એવી જ રીતે જયારે નીચે ઉતરે તો ડાબો પગ પહેલો મુકે અને "સુબ્હાનલ્લાહ" કહે ભલેને પછી એ ઢલવાન મા'મુલી હોય તો પણ આ સુન્નતનો સવાબ મળી જશે. (અબૂ દાઊદઃ૩૫૦, ૨૫૯૯)

## વિવિધ સુન્નતો

(૧) સુન્નતઃ જયારે આપ(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ચાલતાતો આગળથી લોકોને હટાવવામાં આવતા ન હતા. (ખશાઈલે નબવી)

(૨) સુન્નતઃ આપ(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)જાઈઝ કામથી રોકતા ન હતા, જો કોઈ સવાલ કરતો અને જો તેને પુરો કરવાનો ઈરાદો કરતા તો તેને હા કહેતા નહીં તો ચુપ રહેતા. (શમાઈલે તિરમિઝીઃ૨૩/૩૧૯)

(૩) સુન્નતઃ આપ(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પોતાનું મુખ કોઈનાથી ફેરવતા ન હતા, અને જો કોઈ ધીમેથી વાત કરવા ઈચ્છતો તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પોતાનો કાન તેની તરફ કરી દેતા અને જયાં સુધી તે પરવારી જતો નહીં ત્યાં સુધી હટાવતા નહી.

(શમાઈલે તિરમિઝીઃ૨૩/૩૧૯)

(૪) સુન્નત : જયારે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની ઈચ્છા મુજબની કોઈ વાત થતી તો ફરમાવતા **"અલ્હમ્દુ લિલ્લાહિ લ્લઝી બિનિઅ્મતિહી તતિમ્મુ સ્વાલિહાત."**

(ઈબ્ને માજહઃ ૨૭૦, નંઃ૩૮૦૩)

જયારે નાપસંદ હાલત આવતી તો ફરમાવતા **"અલ્હમ્દુ લિલ્લાહિ અલા કુલ્લિ હાલિન્ વ અઉઝૂબિક મિન હાલિ અહલિન્નાર"**

(તિરમિઝી : ૨/૨૦૦, નંઃ૩૫૯૯)

અથવા આ દુઆ પઢે : **"અસા રબ્બુના અંય્યુબદિલના ખય્રમ્મિન્હા ઈન્ના ઈલા રબ્બિના રાગિબૂન "**

<u>(૫) સુન્નતઃ</u> જયારે આપ(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી કોઈનો ભેટો થતો તો પહેલા આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સલામ કરતા હતા. (શમાઈલે તિરમિઝીઃ ૨/૭)

<u>(૬) સુન્નતઃ</u> જયારે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)કોઈ વસ્તુને પડખા તરફ જોતા તો આખુ મોઢુ તે તરફ કરીને જોતા ઘમંડીઓની જેમ કાતર્યામારી ન જોતા. (શમાઈલે તિરમિઝીઃ ૧/૬)

<u>(૭) સુન્નતઃ</u> આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નજર નીચી રાખતા હતા, શરમના કારણે એક ધારૂ જોતા નહી. (શમાઈલે તિરમિઝીઃ ૨/૭)

<u>(૮) સુન્નતઃ</u> વર્તાવમાં સખ્તી કરતા ન હતા, નરમીને પસંદ કરતા. (બુખારી : ૨/૯૦૪, નંઃ ૬૧૨૫)

<u>(૯) સુન્નતઃ</u> હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ચાલતી વેળા પગ ઉપાડતા તો પગને તાકતભેર ઉઠાવતા અને આગળ તરફ જરા નમીને ચાલતા હતા, તવાજુઅ સાથે પગ વધાવતા એવી રીતે ચાલતા જેમકે ઊંચાઈ પરથી નીચાઈ તરફ ઉતરી રહયા હોય. (શમાઈલે તિરમિઝીઃ ૨/૭)

<u>(૧૦) સુન્નતઃ</u> હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)બધાની સાથે હળીમળીને રહેતા (એટલે કે મોટા બનીને ન રહેતા) બલ્કે અમુક વાર તો મજાક પણ કરી લેતા. (શમાઈલે તિરમિઝીઃ પેઃ૧૫, નંઃ૨૨૫)

<u>(૧૧) સુન્નતઃ</u> જો કોઈ ગરીબ અથવા ઘરડો આવીને આપ

(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી વાત કરવા ઈચ્છતો તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એક કિનારા પર સાંભળવા ઉભા થઈ જતા અથવા બેસી જતા. (શમાઈલે તિરમિઝીઃ ૨૨/૩૧૪)

(૧૨) સુન્નતઃ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)જયારે નમાઝમાં કુર્આન મજીદની તિલાવત કરતા તો હાંડલી ઉકળવાના અવાજ જેવી અવાજ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પવિત્ર છાતીથી આવતી હતી, અલ્લાહના ડરના કારણે એવું બનતુ હતું.

(શમાઈલે તિરમિઝીઃ ૨૧/૩૦૫)

(૧૩) સુન્નત : હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઘરવાળાઓનો ઘણો ખ્યાલ રાખતા હતા કોઈને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તકલીફ આપતા નહી. તેથી જ રાત્રે બહાર જવાનું થતું તો ધીમેથી ઉઠતા, ધીમેથી પગરખા પહેરતાં, ધીમેથી આગળો ખોલતા, ધીમેથી બહાર જતા રહેતા, એવી જ રીતે જયારે ઘરમાં આવતા તો ધીમેથી આવતા જેથી સુવાવાળાઓને તકલીફ ન પહોંચે અને કોઈની ઉંઘ ખરાબ ન થાય.

(મિશ્કાતઃ૨૮૦)

(૧૪) સુન્નતઃ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)જયારે ચાલતા તો નજર નીચે જમીન ઉપર રાખતા બધા સાથે ચાલતા તો બધાની પાછળ રહેતા અને કોઈ સામે આવતો તો બધાથી પહેલા સલામ આપ જ કરતા.

(શમાઈલે તિર્મિઝીઃ૨/૭)

(૧૫) સુન્નતઃ કોઈ કૌમનો ઈઝ્ઝતદાર માણસ હોતો તો તેની સાથે ઈઝ્ઝતથી વર્તતા. (શમાઈલે તિરમિઝીઃ ૨૨/૩૧૯)

<u>(૧૬) સુન્નતઃ</u> પોતાના સમયમાંથી થોડો સમય અલ્લાહની ઈબાદત માટે, થોડો સમય ઘરવાળાઓના હક્કો અદા કરવા માટે જેમકે તેમનાથી હંસવુ, બોલવું અને એક ભાગ પોતાના બદનના આરામ માટે કાઢતા.

(શમાઈલે તિરમિઝીઃ ૨૨/૩૧૯)

<u>(૧૭) સુન્નતઃ</u> નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર દુરૂદ શરીફ પઢતા રહેવું, પડોશીઓ સાથે સદવર્તન કરવુ, મોટેરાઓની ઈઝઝત કરવી, નાનાઓ પર દયા કરવી. (મિશ્કાત : ૨/૪૨૩)

<u>(૧૮) સુન્નતઃ</u> કોઈ સગાસંબંધી ખરાબ વર્તાવ કરે તો તેમની સાથે સારો વર્તાવ કરવો. (બુખારી : ૨/૮૮૬, ૫૯૯૧)

<u>(૧૯) સુન્નતઃ</u> પડોશીને આપણી તરફથી કોઈ તકલીફ ન પહોંચે તેનો ખ્યાલ રાખવો, તેને સારી વાત કહેવી નહીં તો ચુપ રહેવું.

(બુખારી : ૨/૮૮૬, ૫૯૯૧)

<u>(૨૦) સુન્નત :</u> સિલહ રેહમી એટલે કે ઉપકાર કરવો.

(બુખારી : ૨/૮૮૫, ૫૯૮૩)

<u>(૨૧) સુન્નત :</u> જે લોકો આર્થિક રીતે લાચાર હોય તેમનો ખ્યાલ રાખવો. (શમાઈલે તિરમિઝીઃ ૨૨/૩૧૯)

<u>(૨૨) સુન્નતઃ</u> ડાબી બાજુ ટેકો આપવો.

(શમાઈલે તિરમિઝીઃ ૨૨/૩૧૯)

<u>(૨૩) સુન્નતઃ</u> પત્નિને ખુશ કરવા માટે તેની સાથે મજાક કરે અને ખુશીની વાત કરવી પણ સુન્નત છે. (બુખારી : ૨/૭૭૯, નં: ૫૯૮૯)

(૨૪) સુન્નતઃ ફજરની નમાઝ પછી ઈશ્રાક સુધી આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) મસ્જિદમાં પલાથી વાળીને બેસતા હતા.

(અબૂ દાઉદ : ૩૬, નંઃ ૪૫૫૦)

તથા પોતાના સહાબામાં પણ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ચોકોર બેસતા હતા, પરંતુ વડીલો સામે નાનાઓએ બે પગે (જેવી રીતે કાઈદામાં બેસે છે તે રીતે) બેસવું નમ્રતાભર્યુ છે. (શામીઃભાગ :૧)

(૨૫) સુન્નતઃ પોતાના મુસલમાન ભાઈથી હસતા મુખે મળવું અને તેને બેસવા માટે પોતાની જગ્યાએથી થોડા ઘણા ખસવું ભલેને પછી પોતાની જગ્યાથી માત્ર હલે. (શમાઈલે તિર્મિઝી : ૨૨/૩૧૯)

(૨૬) સુન્નત : સવારી પર તેના માલિકને આગળ બેસવાનું કહેવું અને તેની પરવાનગી વગર આગળ ન બેસવું સુન્નત છે. **અન્ત અહક્કુ બિશદરી દાબ્બતિક.** (અબૂ દાઉદ : ૩૪૭, નંબરઃ૨૫૭૨)

મો'મિન જો ફિદા નકશે કદમ પાક નબી હો.
હો ઝેરે કદમ આજ ભી આલમ કા ખઝીના
ગર સુન્નતે નબ્વી કી કરે પૈરવી ઉમ્મત
તૂફાં સે નિકલ જાએગા ફિર ઉસકા સફીના

**રબ્બના તકબ્બલ મિન્ના ઈન્નક અન્ત સ્સમીઉલ અલીમુ વતુબ ઈલયના ઈન્નક અન્ત ત્તવ્વાબુ ર્રહીમુ.**

# મસ્નૂન દુઆઓ

**☐ સવાર પડવાની દુઆ:**

اَللّٰهُمَّ بِكَ اَصْبَحْنَا وَ بِكَ اَمْسَيْنَا وَبِكَ نَحْيٰ وَ بِكَ نَمُوْتُ وَ اِلَيْكَ الْمَصِيْرُ

**અલ્લાહુમ્મ બિક અસ્બહ્ના વ બિક અમ્સય્ના વ બિક નહ્યા વ બિક નમૂતુ વ ઈલય્કલ્મસીર.** (તિર્મિઝી:૨/૧૭૬, નં:૩૩૯૧)

**☐ સાંજ પડવાની દુઆ:**

اَللّٰهُمَّ بِكَ اَمْسَيْنَا وَبِكَ اَصْبَحْنَا وَبِكَ نَحْيٰ وَ بِكَ نَمُوْتُ وَ اِلَيْكَ النُّشُوْرُ

**અલ્લાહુમ્મ બિક અમ્સય્ના વ બિક અસ્બહ્ના વ બિક નહ્યા વ બિક નમૂતુ વ ઈલય્કન્નુશૂર.** (તિર્મિઝી:૨/૧૭૬, નં:૩૩૯૧)

**☐ ઈફતાર વખતની દુઆ :**

اَللّٰهُمَّ لَكَ صُمْتُ وَ عَلٰى رِزْقِكَ اَفْطَرْتُ

**અલ્લાહુમ્મ લક સુમ્તુ વ અલા રિઝ્કિક અફતરતુ.**

(અબૂદાઉદ: ૩૨૨, નં:૨૩૫૮)

**☐ ઈફતાર પછીની દુઆ :**

ذَهَبَ الظَّمَأُ وَابْتَلَّتِ الْعُرُوْقُ وَثَبَتَ الْاَجْرُ اِنْ شَاءَ اللّٰهُ

**ઝહબઝ્ ઝમઊ વબ્તલ્લતિલ્ ઉરૂકુ વ થબતલ્ અજ્રુ ઈન્શાઅલ્લાહુ તઆલા** (અબૂદાઉદ: ૩૨૨, નં:૨૩૫૭)

**જયારે કોઈ બીજાને ત્યાં ઈફતાર કરે તો:**

اَفْـطَـرَ عِنْدَ كُمُ الصَّائِمُوْنَ وَاَكَلَ طَعَامَكُمُ الْاَبْرَارُ وَ صَلَّتْ عَلَيْكُمُ الْمَلَائِكَةُ

**અફતર ઈન્દકુમુસ્સાઈમૂન વઅકલ તઆમકુમુલ્ અબરારુ વશલ્લત્ અલય્કુમુલ્ મલાઈકતુ. (અબૂદાઉદ:૫૩૭, નં:૩૮૫૪)**

**જયારે નવો ફળ ખાય તો આ દુઆ પઢવી**

اَللّٰهُمَّ بَارِكْ لَنَا فِىْ ثَمَرِنَا وَبَارِكْ لَنَا فِىْ صَاعِنَا وَبَارِكْ لَنَا فِىْ مُدِّنَا.

**અલ્લાહુમ્મ બારિક લના ફી ષમરિના વ બારિક લના ફી સાઈના વ બારિક લના ફી મુદ્દિના. (મુસ્લિમ:૧/૪૪૨, ૧૩૭૩)**

**ગાજ—વીજ થાય ત્યારની દુઆ:**

اَللّٰهُمَّ لَا تَقْتُلْنَا بِغَضَبِكَ وَلَا تُهْلِكْنَا بِعَذَابِكَ وَعَافِنَا قَبْلَ ذٰلِكَ

**અલ્લાહુમ્મ લા તકતુલ્ના બિગઝબિક વલા તુહ્લિકના બિ અઝાબિક વઆફિના કબ્લ ઝાલિક.**

(તિર્મિઝી:૨/૧૮૩, નં:૩૪૫૦)

**વરસાદના સમયની દુઆ:**

اَللّٰهُمَّ صَيِّبًا نَّافِعًا

**અલ્લાહુમ્મ શય્યિબં ન્નાફિઅ. (બુખારી: ૧/૧૪૦, નં:૧૦૩૨)**

**❑ મૂશળધાર વરસાદ વરસતો હોય તો:** (સઈદ બિન મુસય્યબ રદી. મુરસલન)

اَللّٰهُمَّ اجْعَلْهُ سَيْبَ رَحْمَةٍ وَّلَا تَجْعَلْهُ سَيْبَ عَذَابٍ.

**અલ્લાહુમ્મજ્અલ્હુ સચ્બ રહમતિં વલા તજ્અલ્હુ સચ્બ અઝાબિન્.**

(સુનને કુબરા લિન્નસઈ:૯/૩૩૬, નં:૧૦૬૮૬)

**❑ વધારે વરસાદ વરસતો હોય તો:**

اَللّٰهُمَّ حَوَالَيْنَا وَلَا عَلَيْنَا، اَللّٰهُمَّ عَلَى الْآكَامِ وَالْجِبَالِ وَالْآجَامِ وَالظِّرَابِ وَالْأَوْدِيَةِ وَمَنَابِتِ الشَّجَرِ

**અલ્લાહુમ્મ હવાલચ્ના વલા અલચ્ના, અલ્લાહુમ્મ અલલ્આકામિ વલ્જિબાલિ વલ્ આજામિ વઝ્ઝિરાબિ વલ્ અવ્દિયતિ વ મનાબિતિશ્શજરિ. (બુખારી : ૧/૧૩૮, નં: ૧૦૧૩)**

**❑ દુશ્મનના ડરથી બચાવ માટેની દુઆ:**

اَللّٰهُمَّ اِنَّا نَجْعَلُكَ فِيْ نُحُوْرِهِمْ وَنَعُوْذُبِكَ مِنْ شُرُوْرِهِمْ.

**અલ્લાહુમ્મ ઈન્ના નજ્અલુક ફી નુહૂરિમ વ નઉઝૂબિક મિન શુરૂરિહિમ. (અબૂ દાઉદ : ૨૧૫, નં: ૧૫૩૭)**

**❑ મુલાકાત કરતી વેળા પઢવાની દુઆ :**

يَغْفِرُ اللّٰهُ لَنَا وَلَكُمْ

**યગ્ફિરુલ્લાહુ લના વ લકુમ. (અબૂ દાઉદ : ૭૦૮, નં: ૫૨૧૧)**

## ❑ ભેટ સોગાત આપતી વેળા પઢવાની દુઆ :

بَارَكَ اللّٰهُ لَكَ فِىْ اَهْلِكَ وَمَالِكَ

**બારકલ્લાહુ લક ફી અહલિક વ માલિક. (૧/૨૭૫, નં:૨૦૪૯)**

## ❑ જયારે કોઈ ઉપકાર કરેઃ :

جَزَاكَ اللّٰهُ خَيْرًا

**જઝાકલ્લાહુ ખૈરન (તિરમિઝીઃ ૨/૨૩, નં:૨૦૩૫)**

## ❑ ગુસ્સો આવે ત્યારની દુઆઃ

اَللّٰهُمَّ رَبَّ مُحَمَّدٍ اغْفِرْ لِىْ ذَنْبِىْ اَذْهِبْ غَيْظَ قَلْبِىْ وَ اَجِرْنِىْ مِنَ الشَّيْطَانِ الرَّجِيْمِ

**અલ્લાહુમ્મ રબ્બ મુહમ્મદિન ઈગ્ફિરલી ઝંબી અઝ્હિબ ગઝ્ઝ કલ્બી વ અજિર્ની મિનશ્શય્તાનિર્રજીમિ.**

(ઈબ્ને સિન્નીઃ ૧૪૬, નં:૪૫૫)

## ❑ નવો ચાંદ જુએ તો આ દુઆ પઢેઃ

اَللّٰهُمَّ اَهِلَّهُ عَلَيْنَا بِالْيُمْنِ وَالاِيْمَانِ وَالسَّلامَةِ وَالإِسْلامِ رَبِّى وَ رَبُّكَ اللّٰه هِلالَ رُشْدٍ وَخَيْرٍ.

**અલ્લાહુમ્મ અહિલ્લહૂ અલય્ના બિલ્યુમ્નિ વલ્ ઈમાનિ વસ્સલામતિ વલ્ ઈસ્લામિ રબ્બી વ રબ્બુકલ્લાહુ હિલાલ રુશ્દિં વ ખૈરિં.**

(મુસ્નદે અહમદઃ ૩/૧૭, નં:૧૩૯૭)

## ❑ બજારમાં દાખલ થતી વેળા :

بِسۡمِ اللّٰهِ اَللّٰهُمَّ اِنِّی اَسۡئَلُكَ خَيۡرَ هٰذِهِ السُّوۡقِ وَخَيۡرَ مَافِيۡهَا وَاَعُوۡذُبِكَ مِنۡ شَرِّهَا وَشَرِّ مَا فِيۡهَا، اَللّٰهُمَّ اِنِّی اَعُوۡذُبِكَ اَنۡ اُصِيۡبَ فِيۡهَا يَمِيۡناً اَوۡ صَفۡقَةً خَاسِرَةً

**બિસ્મિલ્લાહિ અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુક ખય્ર હાઝિહિસ્સૂકિ વ ખય્ર મા ફીહા વ અઊઝૂબિક મિન શર્રિહા વ શર્રિ માફીહા, અલ્લાહુમ્મ ઈન્ની અઊઝૂબિક અન ઉસીબ ફીહા યમીનન અવ સફકતન ખાસિરતન. (મુસ્નદુર્રુઅયાનીઃ પેઃ૭૯, નંઃ૪૦)**

## ❑ તુલૂએ આફતાબની દુઆ :

اَلۡحَمۡدُلِلّٰهِ الَّذِیۡ اَقَالَنَا يَوۡمَنَا هٰذَا وَلَمۡ يُهۡلِكۡنَا بِذُنُوۡبِنَا

**અલ્હમ્દુલિલ્લાહિલ્લઝી અકાલના યવમના હાઝા વલમ્ યુહલિકના બિઝુનૂબિના. (મુસ્લિમ:૧/૨૭૪, નં:૮૨૨)**

## ❑ મગ્રિબની અઝાન સમયની દુઆ :

اَللّٰهُمَّ اِنَّ هٰذَا اِقۡبَالُ لَيۡلِكَ وَاِدۡبَارُ نَهَارِكَ وَاَصۡوَاتُ دُعَاتِكَ فَاغۡفِرۡ لِیۡ

**અલ્લાહુમ્મ ઈન્ન હાઝા ઈક્બાલુ લચ્લિક વઈદબારુ નહારિક વઅસ્વાતુ દુઆતિક ફગ્ફિરલી. (અબૂદાઉદ:૭૯, નં:૫૩૦)**

## ❑ બન્નેવ સજદા વચ્ચેની દુઆ:

اَللّٰهُمَّ اغۡفِرۡ لِیۡ وَارۡحَمۡنِیۡ وَاجۡبُرۡنِیۡ وَاهۡدِنِیۡ وَارۡزُقۡنِیۡ

**અલ્લાહુમ્મ ઝિફરલી વર્હમની વજબુર્ની વહદિની વર્ઝુકની.**

(તિર્મિઝી:૧/૬૩, નં:૨૮૪)

## ☐ સજદએ તિલાવતની દુઆ:

سَجَدَ وَجُهِیَ لِلَّذِیُ خَلَقَهٗ وَصَوَّرَهٗ وَشَقَّ سَمُعَهٗ وَبَصَرَهٗ بِحَوُلِهٖ
وَقُوَّتِهٖ تَبَارَكَ اللّٰهُ اَحُسَنُ الُخَالِقِيُنَ

**સજદ વજહી લિલ્લઝી ખલકહૂ વશવ્વરહૂ વશક્ક સમ્અહૂ વ બશરહૂ બિહવ્લિહી વ કુવ્વતિહી તબારક લ્લાહુ અહસનુલ્ ખાલિકીન.** (મુસ્તદરક લિલ્હાકિમ : ૧/૩૪૨, નં:૮૦૨)

## ☐ ફજરની નમાઝ માટે મસ્જિદ જતીવેળાની દુઆ:

اَللّٰهُمَّ اجُعَلُ فِیُ قَلُبِیُ نُوُرًا وَّفِیُ بَصَرِیُ نُوُرًا وَّفِیُ سَمُعِیُ نُوُرًا وَّعَنُ يَّمِيُنِیُ نُوُرًا وَّ عَنُ يَّسَارِیُ نُوُرًا وَّفَوُقِیُ نُوُرًا وَّمِنُ تَحُتِیُ نُوُرًا، وَاَمَامِیُ نُوُرًا وَّخَلُفِیُ نُوُرًا وَّاجُعَلُ لِّیُ نُوُرًا وَّفِیُ عَصَبِیُ نُوُرًا وَّفِیُ لَحُمِیُ نُوُرًا وَّفِیُ دَمِیُ نُوُرًا وَّفِیُ شَعُرِیُ نُوُرًا وَّفِیُ بَشَرِیُ نُوُرًا.

(بخاری:۲/۹۳۵، الرقم:۶۳۱۶)

وَّفِیُ لِسَانِیُ نُوُرًا وَّاجُعَلُ فِیُ نَفُسِیُ نُوُرًا وَّاَعُظِمُ لِیُ نُوُرًا

(مسلم:۱/۲۶۱، الرقم:۷۶۳)

**અલ્લાહુમ્મજ્અલ્ ફી કલ્બી નૂરન વફી બસરી નૂરન વફી સમ્ઈ નૂરન વઅન યમીની નૂરન વ અન્ યસારી નૂરન વફૌકી નૂરન વ**

તહતી નૂરન વઅમામી નૂરન વજઅલ લી નૂરન વફી અસબી નૂરન વફી લહ્મી નૂરન વફી દમી નૂરન વફી શઅરી નૂરન વફી બશરી નૂરા

વફી લિસાની નૂરન વજઅલ્ ફી નફસી નૂરન વ અઅ્ઝિમ્ લી નૂરા

## ❐ શાદીવેળા મુબારકબાદી આપવાની દુઆ:

بَارَكَ اللّٰهُ لَكَ وَعَلَيْكَ وَجَمَعَ بَيْنَهُمَا فِىْ خَيْرٍ

બારકલ્લાહુ લક વ અલચ્ક વ જમઅ બચ્નકુમા ફી ખૈરિ.

(તિર્મિઝી:૧/૨૦૭, નં:૧૦૯૧)

## ❐ મજલિસથી ઉભા થવાની દુઆ:

سُبْحَانَكَ اللّٰهُمَّ وَبِحَمْدِكَ اَشْهَدُ اَنْ لَّآ اِلٰهَ اِلَّآ اَنْتَ اَسْتَغْفِرُكَ وَاَتُوْبُ اِلَيْكَ

સુબ્હાનકલ્લાહુમ્મ વ બિહમ્દિક વ અશ્હદુ અલ્લાઈલાહ ઈલ્લા અન્ત અસ્તગ્ફિરુક વ અતૂબુ ઈલચ્ક. (અબૂ દાઉદ:૬૬૭, નં:૪૮૫૭)

## ❐ મહત્વનું કામ શરૂ કરવાની દુઆ:

رَبَّنَآ اٰتِنَا مِنْ لَّدُنْكَ رَحْمَةً وَّهَيِّئْ لَنَا مِنْ اَمْرِنَا رَشَدًا

رَبِّ اشْرَحْ لِىْ صَدْرِىْ وَيَسِّرْلِىْ اَمْرِىْ

રબ્બના આતિના મિન્લ્લદુન્ક રહમતંવ્વહય્યિઅ્ લના મિન્અમ્રિના

રશદા, રબ્બિશ્રહ્‌લી શદરી વ યસ્સિર્‌લી અમ્રી.

(સૂરએ કહફ:૧૦, સૂરએ તા–હા:૨૫,૨૬,૨૭)

## ❑ કર્ઝ અદા કરતીવેળા :

بَارَكَ اللّٰهُ لَكَ فِىْ اَهْلِكَ وَمَالِكَ

બારકલ્લાહુ લક ફી અહલિક વ માલિક.

(સૂનને સુગરા નસાઈ: ૨૦૨, નં:૪૬૮૩)

## ❑ હોડી અથવા જહાઝમાં સવાર થાય ત્યારે:

بِسْمِ اللّٰهِ مَجْرِيهَا وَمُرْسَاهَا إِنَّ رَبِّىْ لَغَفُورٌ رَّحِيُم

બિસ્મિલ્લાહિ મજરેહા વ મુર્સાહા ઈન્ન રબ્બી લગફૂરું ર્રહીમ.

(તબ્રાની સુગરા નસાઈ:૨૫૫, ૮૦૩)

## ❑ બન્નેવ જહાંની કામ્યાબી માટે ની દુઆ:

اَللّٰهُمَّ اَدْخِلْنَا فِى مُجَاهِدِيْنَ وَاحْيِنَا مَعَهُمْ وَاَمِتْنَا مَوْتَ الصَّالِحِيْنَ وَاحْشُرْنَا مَعَهُمْ

અલ્લાહુમ્મ અદખિલ્ના ફી મુજાહિદીન વ અહ્‌યિના મઅહુમ વ અમિત્ના મવ્તશ્શાલિહીન વહર્શુના મઅહુમ. (તિર્મિઝી)

## ❑ કોઈ વ્યકિતને હસતો જુએ તો :

اَضْحَكَ اللّٰهُ سِنَّكَ

અઝહકલ્લાહુ સિન્નક (બુખારી:૧/૪૬૫,નં:૩૨૯૪)

**આગથી આઝાદી :** જે માણસ સવારે અથવા સાંજે આ દુઆ ચાર વાર પઢશે અલ્લાહ તઆલા તેને આગથી આઝાદ કરી દેશે.

اَللّٰهُمَّ اِنِّیٓ اَصۡبَحۡتُ اُشۡهِدُكَ وَاُشۡهِدُ حَمَلَةَ عَرۡشِكَ وَمَلٰٓئِكَتَكَ
وَجَمِيۡعَ خَلۡقِكَ بِاَنَّكَ لَآ اِلٰهَ اِلَّا اَنۡتَ وَاَنَّ سَيِّدَنَا مُحَمَّدًا عَبۡدُكَ
وَرَسُوۡلُكَ

**અલ્લાહુમ્મ ઈન્ની અસ્બહ્તુ ઉશ્હિદુક વઉશ્હિદુ હમલત અર્શિક વ મલાઈકતક વજમીઅ ખલ્કિક બિઅન્નક અન્ત અલ્લાહુ લા ઈલાહ ઈલ્લા અન્ત વહ્દક લા શરીક લક વ અન્ન મુહમ્મદં અબ્દુક વ રસૂલુક.**

(અબૂદાઉદ:૬૯૧, હ.નં:૫૦૭૮)

**ગમને ખુશીમાં બદલવા માટે :**

اَللّٰهُمَّ اِنِّیۡ عَبۡدُكَ وَابۡنُ عَبۡدِكَ وَابۡنُ اَمَتِكَ ، نَاصِيَتِیۡ بِيَدِكَ مَاضٍ فِیَّ
حُكۡمُكَ عَدۡلٌ فِیَّ قَضَآؤُكَ اَسۡاَلُكَ بِكُلِّ اسۡمٍ هُوَ لَكَ سَمَّيۡتَ بِهٖ
نَفۡسَكَ اَوۡ اَنۡزَلۡتَهٗ فِیۡ كِتَابِكَ اَوۡ عَلَّمۡتَهٗ اَحَدًا مِّنۡ خَلۡقِكَ اَوِ اسۡتَأۡثَرۡتَ
بِهٖ فِیۡ عِلۡمِ الۡغَيۡبِ عِنۡدَكَ اَنۡ تَجۡعَلَ الۡقُرۡاٰنَ الۡعَظِيۡمَ رَبِيۡعَ قَلۡبِیۡ وَنُوۡرَ
بَصَرِیۡ وَجَلَاءَ حُزۡنِیۡ وَذَهَابَ هَمِّیۡ

**અલ્લાહુમ્મ અબ્દુક ઈન્ની વબ્નુ અબ્દિક વબ્નુ અમતિક નાશિયતી બિયદિક માઝિં ફિય્ય હુકમુક અદલુન ફિય્ય કઝાઉક અસ્અલુક બિકુલ્લિ ઈસ્મિં હુવ લક સમ્મય્ત બિહિ નફસક અવ**

**અન્ઝલ્તહૂ ફી કિતાબિક અવ અલ્લમ્તહૂ અહદં મ્મિન ખલ્કિક અવિસ્તઅર્થત બિહી ફી ઈલ્મિલ્ગય્બિ ઈન્દક અન્તજ્અલ લ્કુર્આન લ્અઝીમ રબીઅ કલ્બી વ નૂર બશરી વ જલાઅ હુઝ્ની વ ઝહાબ હમ્મી.**

સય્યિદના રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ઈરશાદ ફરમાવ્યું કે કોઈને કોઈ ગમ અથવા પરેશાની અથવા ચિંતામાં પડી જાય તો આ દુઆ પઢયા કરે અલ્લાહ તઆલા તેની બરકતથી માત્ર એની પરેશાની, ચિંતાઓ દૂર નહીં કરી દેશે બલ્કે તેની બરકતથી રંજ અને ગમ ખુશી અને રાહતમાં ફેરવી દેશે. સહાબાએ કિરામ (રદી.) એ પુછયુ, હે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! અમે લોકો એને યાદ કરી લઈએ? સય્યિદના રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યું હાં ! તમે પણ એને યાદ કરી લો અને તમારી અવલાદ જે પણ તેને સાંભળે એને જોઈએ કે તેને યાદ કરી લે. (મુસ્નદે અહમદ : ૭/૩૪૧, નં:૪૩૧૮)

❐ **દુનિયાની આજમાઈશ (કસોટી)થી છુટકારો :** હઝરત બુસ્ર બિન અબી અરતાત (રદી.) ફરમાવે છે કે મેં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને દુઆ માંગતા સાંભળ્યા છે.

اَللّٰهُمَّ اَحْسِنْ عَاقِبَتَنَا فِى الْاُمُوْرِ كُلِّهَا وَاَجِرْنَا مِنْ خِزْىِ الدُّنْيَا وَعَذَابِ الْاٰخِرَةِ

**અલ્લાહુમ્મ અહસિન્આકિબતના ફીલ્ઉમૂરિ કુલ્લિહા વઅર્જિરા મિન્ખિઝ્યિ દદુન્યા વઅઝાબિ લ્આખિરતિ.**

(મુસનદે અહમદઃ ૨૯, ૧૭૦, નં:૧૭૬૨૮)

## ❑ તરાવીહની દુઆ:

سُبْحَانَ ذِى الْمُلْكِ وَالْمَلَكُوتِ سُبْحَانَ ذِى الْعِزَةِ وَالْعَظْمَةِ وَالْهَيْبَةِ وَالْقُدْرَةِ وَالْكِبْرِيَاءِ وَالْجَبْرُوتِ ، سُبْحَانَ الْمَلِكِ الْحَيِّ الَّذِى لَا يَنَامُ وَلَا يَمُوتُ، سُبُّوحٌ قُدُّوسٌ رَبُّنَا وَرَبُّ الْمَلَائِكَةِ وَالرُّوحِ، لَاإِلٰهَ إِلَّا اللّٰهُ نَسْتَغْفِرُاللّٰهَ نَسْأَلُكَ الْجَنَّةَ وَنَعُوذُبِكَ النَّارَ.

સુબ્હાનઝીલ્મુલ્કિ વલ્મલકૂતિ સુબ્હાનઝી લઈઝ્ઝતિ વલ્અઝમતિ વલ્હયબતિ વલ્કુદ્રતિ વલ્કિબ્રિયાઈ વલ્જબરુતિ સુબ્હાનલ્મલકિ લહચ્યિ લ્લઝી લા યનામુ વલા યમૂત, સુબ્બૂહુન કુદુસુન રબ્બુના વ રબ્બુલ્મલાઈકતિ વર્રુહ, લાઈલાહ ઈલ્લલ્લાહુ નસ્તગ્ફિરુકલ્લાહુ નસ્અલુકલ્ જન્નત વ નઉઝૂબિકન્નાર. (શામી:૨/૪૬)

## ❑ જયારે કુર્બાનીના જાનવરને કિબ્લા તરફ સુવડાવી દે તો પહેલા આ દુઆ પઢે:

إِنِّى وَجَّهْتُ وَجْهِىَ لِلَّذِى فَطَرَ السَّمَاوَاتِ وَالْأَرْضَ حَنِيفًا وَمَا أَنَا مِنَ الْمُشْرِكِينَ ط إِنَّ صَلَاتِى وَنُسُكِى وَمَحْيَاىَ وَمَمَاتِى لِلّٰهِ رَبِّ الْعَالَمِينَ ط لَا شَرِيكَ لَهُ وَبِذٰلِكَ أُمِرْتُ وَأَنَا مِنَ الْمُسْلِمِينَ ط اَللّٰهُمَّ مِنْكَ وَلَكَ.

ઈન્ની વજ્જહતુ વજ્હિય લિલ્લઝી ફતરસ્સમાવાતિ વલ્અર્ઝ હનીફંવ્વમા અના મિનલ્ મુશ્રિકીન ઈન્ન સલાતી વ નુસુકી વ મહ્યાય વ મમાતી લિલ્લાહિ રબ્બિલ્ આલમીન લા–શરીક લહુ

**વબિઝાલિક ઉમિર્તુ વ અના મિનલ્મુસ્લિમીન. અલ્લાહુમ્મ મિન્ક વલક.**

પછી **બિસ્મિલ્લાહિ અલ્લાહુ અકબર** કહીને ઝબ્હ કરે અને ઝબ્હ કર્યા બાદ આ દુઆ પઢે :

اَللّٰهُمَّ تَقَبَّلْ مِنِّیْ كَمَا تَقَبَّلْتَ مِنْ حَبِيْبِكَ مُحَمَّدٍ وَ خَلِيْلِكَ اِبْرَاهِيْم عَلَيْهِ الصَّلَاةُ وَ السَّلَامُ

**અલ્લાહુમ્મ તકબ્બલ્હુ મિન્ની કમા તકબ્બલ્ત મિન્ હબીબિક મુહમ્મદિં વખલીલિક ઈબ્રાહીમ અલય્હિમુસ્સલાતુ વસ્સલામ.**

(અબૂદાઉદ : ૨૭૯૫)

નોટઃ– જો આ દુઆ અન્ય કોઈના માટે પઢવામાં આવે તો ઉપરોક્ત દુઆમાં મિન્ની ની જગ્યાએ મિન કહીને પછી તેનું નામ બોલે.

# ફર્ઝો, વાજિબો અને સુન્નતો

(સંકલનઃ તાલીમુલ ઈસ્લામ)

## ગુસલના ફર્ઝો

ગુસલના ફર્ઝ ત્રણ છે. (૧) કોગળા કરવા, (૨) નાકમાં પાણી નાંખવું, (૩) પુરા શરીર પર પાણી વહાવવું

## ગુસલની સુન્નતો

ગુસલની સુન્નતો પાંચ છે. (૧) બન્નેવ હાથ કાંડા સુધી ધોવા, (૨) પેશાબ – પાખાનાની જગ્યાને ધોવી અને જે જગ્યાએ નાપાકી લાગી હોય તેને ધોવી, (૩) નાપાકી હટાવવાની નિય્યત કરવી, (૪)પહેલા વુઝૂ કરી લેવું, (૫) પુરા શરીર પર ત્રણ વખતે પાણી નાંખવું.

## વુઝૂના ફર્ઝ

વઝૂના ફર્ઝ ચાર છે. (૧) આખુ મોઢુ ધોવું, (૨) બન્નેવ હાથ કોણીઓની ઉપર સુધી ધોવા, (૩) માથાના ચોથા ભાગનો મસહ કરવો, (૪) બન્નેવ પગ ઘુંટીની ઉપર સુધી ધોવા.

## વુઝૂ તોડનારી વસ્તુઓ

વુઝૂ આઠ વસ્તુઓથી તુટી જાય છે. (૧) પેશાબ અથવા સંડાશ કરવુ, અથવા એ બન્નેવ જગ્યાએથી કોઈ વસ્તુનું નીકળવું, (૨) હવાનું પાછળથી નીકળવું, (૩) શરીરના કોઈ પણ ભાગમાંથી લોહી અથવા પરૂનું નીકળીને

વહેવા લાગવું, (૪) મોઢુ ભરીને ઉલ્ટી કરવી, (૫)આડા પડીને અથવા ટેકો લગાવીને ઉંઘી જવું, (૬) બીમારી અથવા અન્ય કોઈ કારણે બેહોશ થઈ જવું, (૭) મજનૂન એટલે કે પાગલ થઈ જવું, (૮) રૂકૂઅ અને સજદાવાળી નમાઝમાં જોરથી હંસવું.

## વુઝૂના મકરૂહાત

વુઝૂમાં ચાર વસ્તુઓ મકરૂહ છે. (૧) નાપાક જગ્યાએ વુઝૂ કરવુ, (૨) જમણા હાથે નાક સાફ કરવુ, (૩) વુઝૂ કરતીવેળા દુનિયાની વાતો કરવી, (૪) સુન્નતથી વિરોધ વુઝૂ કરવુ.

## તયમ્મુમના ફર્ઝ

તયમ્મુમના ફર્ઝ ત્રણ છે. (૧) નિય્યત કરવી, (૨) બન્નેવ હથેળીઓ જમીન પર મારી ચહેરા પર ફેરવવી, (૩) બન્નેવ હથેળીઓને જમીન પર મારી કોણીઓની ઉપર સુધી ફેરવવા.

## નમાઝની શર્તો

નમાઝની શર્તો સાત છે. (૧) શરીરનું પાક હોવું, (૨) કપડાનું પાક હોવું, (૩) જગ્યાનું પાક હોવું, (૪) સતરનું ઢાંકેલુ હોવું, (૫) નમાઝના સમયનું હોવું, (૬) કિબ્લા તરફ મોઢુ કરવુ, (૭) નિય્યત કરવી.

## નમાઝના ફર્ઝ

નમાઝના ફર્ઝ છ છે. (૧) તકબીરે તહરીમા એટલે કે અલ્લાહુ અકબર બોલવું, (૨) કયામ એટલે કે ઊભા રહેવું, (૩) કિરાઅત એટલે કે

કુર્આનની નાની ત્રણ આયતો અથવા મોટી એક આયત પઢવી, (૪) રૂકૂઅ કરવુ, (૫) બન્નેવ સજદા કરવા, (૬) છેલ્લા કાઈદામાં અત્તહીયાત પઢાય એટલી વાર બેસવું.

## નમાઝના વાજિબો

નમાઝના વાજિબો ચૌદ છે. (૧) ફર્ઝની પહેલી બે રકાતોને કિરાઅત માટે નકકી કરવી, (૨) ફર્ઝ નમાઝોની ત્રીજી અને ચોથી રકાત સિવાય તમામ નમાઝોની દરેક રકાતમાં અલ્હમ્દુની સુરત પઢવી, (૩) ફર્ઝ નમાઝોની પહેલી બે રકાતોમાં અને વાજિબ,સુન્નત અને નફલ નમાઝોની દરેક રકાતોમાં અલ્હમ્દુની સુરત પઢયા બાદ અન્ય કોઈ સુરત અથવા મોટી એક આયત કે નાની ત્રણ આયતો પઢવી, (૪) અલ્હમ્દુને સુરતથી પહેલા પઢવી, (૫) કિરાઅત, રૂકૂઅ અને સજદાઓ અને રકાતોને ક્રમવાર અદા કરવુ, (૬) કૌમા એટલે કે રૂકૂઅથી સીધા ઊભા થવું, (૭) જલ્સા એટલે કે બન્નેવ સજદોની વચ્ચે બેસવું, (૮) તઅદીલે અરકાન એટલે રૂકૂઅ, સજદો વગેરેને શાંતિ અને સારી રીતે અદા કરવા , (૯) પહેલો કાઈદો એટલે કે ત્રણ અને ચાર રકાતવાળી નમાઝમાં બે રકાતો બાદ અત્તહિયાત પઢાય એટલીવાર બેસવું, (૧૦) બન્નેવ કાઈદોમાં અત્તહીયાત પઢવી, (૧૧) ઈમામે ફજર, મગ્રિબ, ઈશા, જુમ્આ, બન્નેવ ઈદો, તરાવીહ અને રમઝાન માસની વિત્રની નમાઝમાં જોરથી કિરાઅત પઢવી અને ઝોહર, અસર વગેરે નમાઝોમાં આહિસ્તા–ધીમેથી કિરાઅત કરવી, (૧૨) **'અસ્સલામુ અલયકુમ વ રહમતુલ્લાહ'** કહી સલામ ફેરવી નમાઝ પૂરી કરવી, (૧૩) વિત્રની નમાઝમાં દુઆએ કુનૂત માટે તકબીર બોલવી અને દુઆએ કુનૂત પઢવું, (૧૪) બન્નેવ ઈદોની નમાઝોમાં વધારાની છ તકબીરો કહેવી.

## નમાઝના મકરૂહાત

નમાઝમાં ૨૯ વસ્તુઓ મકરૂહ છે. (૧) કપડાને લટકાવવું. જેમકે ચાદરને માથા પર નાંખી તેના બન્નેવ છેડા લટકાવી દેવા. અથવા અચકન કે ચોગાને તેની બાંયોમાં હાથ નાખ્યા વિના ખભા પર નાખવો. (૨) વસ્ત્રોને માટીથી બચાવવા માટે હાથથી ઊંચા નીચા કરવા, (૩) પોતાના પોશાક અથવા શરીરથી રમવું, (૪) સામાન્ય પોશાક કે જેને પહેરીને કોઈ જગ્યાએ જવાનું પસંદ કરતો ન હોય એવા કપડા પહેરી નમાઝ પઢવી, (૫) મોઢામાં રૂપિયા ,પૈસા અથવા અન્ય કોઈ એવી વસ્તી નાંખવી કે જેના લઈ કિરાઅત પઢવામાં તકલીફ પડે, અને જો કિરાઅત પઢવાથી લાચાર થઈ જશે તો તો બિલ્કુલ નમાઝ થશે નહી. (૭) પેશાબ અથવા સંડાશની જરૂરત હોવા છતા પણ નમાઝ પઢવી, (૮)વાળોને માથા પર ભેગા કરી અંબોરો બાંધવો, (૯)કાંકરીઓને હટાવવી, પરંતુ જો સજદો કરવામાં તકલીફ આપતી હોય તો એકવાર હટાવવામાં કોઈ વાંધો નથી, (૧૦) આંગળીઓ ફોરવી અથવા એક હાથની આંગળીઓ બીજા હાથની આંગળીઓમાં નાંખવી, (૧૧) કમર,કુખ અથવા સીટ પર હાથ મુકવો, (૧૨) કિબ્લા તરફથી મોઢુ ફેરવીને અથવા માત્ર નજરથી આમતેમ જોવુ, (૧૩) કુતરાની જેમ બેસવું એટલે કે જાંઘોને ઊંભી કરી બેસવું અને જાંઘોને ,પેટ સાથે અને ઘુંટણોને છાતી સાથે મેળવ્વા અને હાથોને જમીન પર મુકવા, (૧૪) સજદામાં બન્નેવ કલાઈઓને જમીન પર પાથરવી પુરૂષ માટે મકરૂહ છે, (૧૫) કોઈ એવા માણસ તરફ નમાઝ પઢવી જે મોઢુ નમાઝી તરફ કરીને બેઠો હોય, (૧૬)હાથ અથવા માથાના ઈશારા વડે સલામનો જવાબ આપવો, (૧૭) કોઈ પણ કારણ વગર પલાથી

વાળી બેસવું, (૧૮) જાણીજોઈને બગાસુ ખાવુ અથવા રોકવાની શકિત હોવા છતાં ન રોકવુ, (૧૯) આંખોને બંધ કરવી પરંતુ જો નમાઝમાં દિલ લગાવવા માટે બંધ કરે તો મકરૂહ નથી, (૨૦) ઈમામનું મહેરાબની અંદર ઊભા રહેવું, પરંતુ જો પગ મેહરાબની બહાર હોય તો મકરૂહ નથી, (૨૧) ફકત ઈમામ એક હાથ ઊંચી જગ્યાએ ઊભો રહે અને જો તેની સાથે અમુક મુકતદીઓ પણ હોય તો મકરૂહ નથી, (૨૨) એવી સફની પાછળ એકલા ઊભા રહેવું કે જેમાં જગ્યા ખાલી હોય, (૨૩) કોઈ સજીવના ફોટાવાળા કપડા પહેરીને નમાઝ પઢવી, (૨૪) એવી જગ્યાએ નમાઝ પઢવી કે નમાઝીના માથા ઉપર કે ડાબી અથવા જમણી તરફ કે સજદો કરવાની જગ્યાએ ફોટો હોય, (૨૫) આયતો અથવા સૂરતો આંગળીઓની ઉપર ગણવી, (૨૬) ચાદર કે અન્ય કોઈ કપડુ એવી રીતે બાંધીને નમાઝ પઢવી કે જલ્દી હાથ નીકળી ન શકે, (૨૭) નમાઝમાં આળસ ખાવી એટલે કે સુસ્તી ઉતારવી, (૨૮) પાઘડીના છેડા પર સજદો કરવો, (૨૯) નમાઝમાં સુન્નતની વિરૂધ્ધ કોઈ કામ કરવુ.

## મુફસિદાતે નમાઝ

મુફસિદાતે નમાઝ તેને કહે કે જેનાથી નમાઝ ફાસિદ થઈ જાય છે એટલે કે તુટી જાય છે અને તેને ફરી પઢવી જરૂરી થઈ જાય છે. તે અઢાર છે.

(૧) નમાઝમાં વાત કરવી ભલેને પછી તે ઈરાદાપૂર્વક હોય કે ભૂલથી હોય, થોડુ હોય કે વધારે, દરેક સૂરતમાં નમાઝ તુટી જશે, (૨) સલામ કરવી એટલે કોઈ માણસને સલામ કરવાના ઈરાદાથી ઈરાદાપૂર્વક સલામ અથવા તસ્લીમ અથવા અસ્સલામુ અલયકુમ અથવા એવો જ કોઈ શબ્દ કહી દેવો,

(૩) સલામનો જવાબ આપવો અથવા છીંકનારને યરહમુકલ્લાહ અથવા નમાઝની બહારવાળા કોઈ માણસની દુઆ પર આમીન કહેવું, (૪) કોઈ આઘાતજનક ખબર પર ઈન્નાલિલ્લાહિ વ ઈન્ના ઈલયહિ રાજિઊન બોલવું અથવા કોઈ સારી ખબર પર અલ્હમ્દુલિલ્લાહ કહેવું, અથવા કોઈ અનોખી ખબર પર સુબ્હાનલ્લાહ કહેવુ, (૫) દર્દ અથવા રંજના કારણે આહ અથવા ઉફ કરવુ, (૬) પોતાના ઈમામ સિવાય અન્ય કોઈને કિરાઅતમાં ભૂલ બતાવવી, (૭) કુર્આન શરીફ જોઈને પઢવું, (૮) કુર્આન મજીદ પઢવામાં ભારે ભૂલ કરવી, (૯) અમલે કષીર એટલે કે કોઈ એવું કામ કરવુ જેને જોવા વાળો એમ સમજે કે આ માણસ નમાઝ પઢતો નથી, (૧૦) ખાવુ–પીવું ઈરાદાપૂર્વક હોય કે ઈરાદા વગર હોય, (૧૧) બે શફો જેટલુ ચાલવુ, (૧૨)કિબ્લા તરફથી કારણ વિના મોઢુ ફેરવી લેવુ, (૧૩) નાપાક જગ્યાએ સજદો કરવો, (૧૪) એક રૂકન અદા થઈ જાય એટલો સમય સતરનું ખુલ્લુ રહેવુ, (૧૫) દુઆમાં એવી વસ્તુ માંગવી કે જે માણસો પાસે માંગવામાં આવે છે. જેમકે હે અલ્લાહ આજે મને સો રૂપિયા આપી દે, (૧૬) દર્દ અથવા મુસીબતના કારણે એવી રીતે રડવુ કે અવાજમાં કોઈ હર્ફ નીકળી જાય, (૧૭) બાલિગ માણસનું નમાઝમાં જોરથી હસવું, (૧૮) રૂકન અદા કરવામાં ઈમામથી આગળ વધી જવુ,

# નફલ નમાઝોનો સવાબ

સુન્નતની પાબંદીથી માણસ અલ્લાહનો પ્યારો બને છે અને નફલથી અલ્લાહની નજદીક થઈ જાય છે. અમુક નફલોનો સવાબ ઘણો વધારે છે તેથી તેની પાબંદી કરવી જોઈએ, જેમકે તહિય્યતુલ વુઝૂ, તહિય્યતુલ મસ્જિદ, ઈશ્રાક, ચાશ્ત, અવ્વાબીન, તહજ્જુદ અને સલાતુત્તસ્બીહ છે.

## તહિય્યતુલ વુઝૂ

તહિય્યતુલ વુઝૂ તેને કહે છે કે જયારે પણ વુઝૂ કરે તો વુઝૂ કર્યા બાદ બે રકાત નફલ પઢી લે, હદીસ શરીફમાં છે કે જે માણસ સંપૂર્ણરીતે વુઝૂ કર્યાબાદ બે રકાત નફલ નમાઝ એવી રીતે પઢે કે પોતાના વિચારો ન લાવે તો તેના તમામ ગુનાહો માફ થઈ જાય છે, પરંતુ મકરૂહ સમયોમાં ન પઢે.

(અબૂ દાઉદ:૧૩૧, નં:૯૦૪)

## તહિય્યતુલ મસ્જિદ

મસ્જિદમાં દાખલ થયા પછી બે રકાત અદા કરવી જોઈએ, હદીષ શરીફમાં તેની ઘણી જ ફઝીલત આવી છે. (બુખારીઃ ૧/૬૩, નં:૪૪૪)

## અવ્વાબીન

મગ્રિબની ફર્ઝ અને સુન્નતો પછી ઓછામાં ઓછી છ રકાતો અને વધુમાં વધુ વીસ રકાતો પઢે તેને અવ્વાબીન કહેવામાં આવે છે. તેની હદીસ શરીફમાં ઘણી ફઝીલતો છે કે જે માણસ આ નફલોને એવી રીતે પઢે કે તે દર્મિયાન કોઈ ખરાબ વાત ન કરે તો તેને બાર વર્ષની નફલોના બરાબર સવાબ મળશે. (તિરમિઝીઃ ૧/૯૮, ૪૩૫)

## ઈશ્રાકની નમાઝ

હદીસ શરીફમાં આવે છે કે અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમે ફરમાવ્યુ કે જે માણસ ફજરની નમાઝ જમાઅત સાથે પઢે અને પછી સુરજ નિકળતા સુધી ત્યાં જ બેસી રહે અને કુર્આન અથવા દુરૂદ શરીફ અથવા પહેલો કલિમો અથવા કોઈ અન્ય વઝીફો પઢતો રહે. પછી બે રકાતો ઈશ્રાકની પઢે (પછી મસ્જિદેથી પાછો આવે)તો એને એક મકબૂલ હજ્જ અને ઉમરહનો સવાબ મળે છે. (અબૂ દાઉદ : ૮૨, નં:૫૫૮)

**જેવો કે આજે જ મા ની કુખે જન્મ્યો છે :**

જે માણસ ફજરની નમાઝ પઢીને પોતાની જગ્યાએ બેસી રહે, અલ્લાહનો ઝિક્ર કરતો રહે અને કોઈ દુનિયાની વાત ન કરે પછી ઈશ્રાકના સમયે ચાર રકાત નમાઝ પઢે તો તે પોતાના ગુનાહોથી એવો પાક સાફ થઈ જાય છે જેવો કે આજે જ મા ના પેટે જન્મ્યો હોય.

(ઈબ્ને સુન્ની : ૧૨૬, નં:૧૪૫)

## ચાશ્તની નમાઝ

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નું ફરમાન છે કે જે માણસ અલ્લાહ માટે (એટલે કે ઈખ્લાસથી) બાર રકાત ચાશ્તની નમાઝ દરરોજ પઢતો રહે હકતઆલા શાનહુ તેના માટે જન્નતમાં એક મહેલ બનાવે છે.

(ઈબ્ને માજહ: ૯૮, નં:૧૩૮૦, તિરમિઝી:૧/૧૦૮, નં:૪૭૩)

હદીસ શરીફમાં છે કે ચાશ્તની માત્ર ચાર રકાત પઢવાથી શરીરમાં જે ત્રણ સો સાઈઠ અવયવો છે તે બધા અવયવોનો સદકો અદા થઈ જાય છે અને તમામ નાના ગુનાહો માફ થઈ જાય છે. (મુસ્લિમ:૧/૨૫૦, નં:૭૨૦)

આ નમાઝ તંગી અને ગરીબી દુર કરવાનો અજીબ નુસ્ખો છે તેની ઓછામાં ઓછી બે અને વધુમાં વધુ ૧૨ રકાતો છે, તેનો સમય સુરજમાં ઘણી જ રોશની અને ચમક આવી ગયા બાદ નિશ્ફુન્નહાર શરૂ થતા સુધી છે એટલે કે લગભગ દસ થી અગ્યિાર વાગ્યા સુધી.

## તહજ્જુદની નમાઝ

(૧) હઝરત અબૂહુરૈરહ (રદી.)થી રિવાયત છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે આપણા માલિક અલ્લાહ તબારક વ તઆલા દરરોજ રાતના સમયે જયારે કે રાત્રીનો ત્રીજો ભાગ આવે છે ત્યારે આકાશથી ધરતી તરફ ઉતરાણ કરે છે અને કહે છે કે કોણ છે જે મારાથી દુઆ કરે અને હું તેની દુઆ કબૂલ કરૂ, કોણ છે કે જે મારાથી માંગે અને હું તેને અપર્ણ કરૂ, કોણ છે જે મારાથી મગ્ફિરત અને બખ્શિશ ઈચ્છે અને હું તેને બક્ષિ આપુ. (બુખારીઃ૧/૧૫૩, નં:૧૧૪૩)

(૨) હઝરત આઈશા (રદી.)થી એક લાંબી હદીસમાં રિવાયત છે કે જયારે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની તહજ્જુદ સુઈ રહેવાના કારણે અથવા કોઈ દર્દ કે બિમારીના કારણે છુટી જતી તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)દિવસે કઝા પેટે બાર રકાત પઢી લેતા હતા.

(મુસ્લિમઃ૧૨૫૨, નં:૭૪૬)

અર્ધી રાતે ઉઠીને નમાઝ પઢવાનો ઘણો જ સવાબ છે તેને જ તહજ્જુદ કહે છે, આ નમાઝ અલ્લાહને ઘણી મકબૂલ છે અને સૌથી વધુ તેનો સવાબ મળે છે તહજ્જુદની નમાઝ ઓછામાં ઓછી ચાર રકાત અને વધુમાં વધુ બાર

રકાતો છે નહી તો બે રકાત તો સાચી જ, જો છેલ્લી રાતની હિમ્મત ન થતી હોય તો ઈશા પછી પઢી લે, એક સહાબીનો અમલ હતો કે તેઓ ઈશા પછી જ પઢી લેતા હતા, પરંતુ ઈશા પછી એવો સવાબ મળશે નહી, સહેરીના સમયે પઢવાની અલગ જ વાત છે.

હદીસ શરીફમાં આવ્યું છે કે ફર્ઝ નમાઝ પછી બધાથી વધારે શ્રેષ્ઠ નમાઝ રાતના છેલ્લા પહોરમાં તહજ્જુદની નમાઝ પઢવી.

## તહજ્જુદ વેળાની દુઆ

اَللّٰهُمَّ لَكَ الحَمْدُ اَنْتَ نُورُ السَّمٰوٰتِ وَالاَرْضِ وَمَنْ فِيهِنَّ وَلَكَ الْحَمْدُ اَنْتَ قَيِّمُ السَّمٰوٰتِ وَالاَرْضِ وَمَنْ فِيهِنَّ وَلَكَ الحَمْدُ اَنْتَ الحَقُّ وَوَعْدُكَ الحَقُّ وَّلِقَائُكَ حَقٌّ وَّالجَنَّةُ حَقٌّ وَّ النَّارُ حَقٌّ وَّ النَّبِيُّوْنَ حَقٌّ وَّ مُحَمَّدٌ حَقٌّ اَللّٰهُمَّ لَكَ اَسْلَمْتُ وَبِكَ اٰمَنْتُ وَعَلَيْكَ تَوَكَّلْتُ وَاِلَيْكَ اَنَبْتُ وَبِكَ خَاصَمْتُ وَاِلَيْكَ حَاكَمْتُ وَاَنْتَ رَبُّنَا وَاِلَيْكَ الْمَصِيْرُ فَاغْفِرْلِىْ مَاقَدَّمْتُ وَمَآ اَخَّرْتُ وَمَآ اَسْرَرْتُ وَمَا اَعْلَنْتُ وَمَآ اَسْرَفْتُ وَمَآ اَنْتَ اَعْلَمُ بِهٖ مِنِّىْ اَنْتَ الْمُقَدِّمُ وَاَنْتَ الْمُؤَخِّرُ لَآاِلٰهَ اِلَّآ اَنْت

**અલ્લાહુમ્મ લકલ્હમ્દુ અન્ત નૂરુસ્સમાવાતિ વલ્અરદિ વમન ફીહીન્ન, વલકલ હમ્દુ અન્ત કય્યિમુસ્સમાવાતિ વલઅર્ઝિ વ મન્ ફીહિન્ન વલકલ્હમ્દુ અન્તલ્હક્કુ વ વઅ્દુકલ્ હક્કુ વ લિકાઉક હક્કુંવ વલ્જન્નતુ હક્કુન્ વન્નારુ હક્કુન્ વસ્સાઅતુ હક્કુન**

વલ્નબીય્યુન હક્કુન્ વ મુહમ્મદું હક્કુન્ અલ્લાહુમ્મ લક અસ્લમ્તુ વ બિક આમન્તુ વ અલય્ક તવક્કલ્તુ વ ઈલય્ક અનબ્તુ વ બિક ખાશમ્તુ વ ઈલય્ક હાકમ્તુ અન્ત રબ્બુના વ ઈલય્કલ મસીરુ ફગ્ફિરલી મા કદ્દમ્તુ વમા અખ્ખરતુ વમા અસ્રર્તુ વમા અઅ્લન્તુ વમા અન્ત અઅ્લમુ બિહી મિન્ની અન્તલ્ મુકદ્દિમુ વ અન્તલ મુઅખ્ખિરુ લા ઈલાહ ઈલ્લા અન્ત.

(બુખારી શરીફ:૨/૯૫૩, નં:૬૩૧૭)

નબીએ અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)નો ફરમાન છે કે જો કોઈ વ્યકિત રાત્રે ઉઠીને આ પ્રમાણે કહે

لَآاِلٰـهَ اِلَّااللّٰهُ لَا شَرِيْكَ لَهُ لَهُ الْمُلْكُ وَلَهُ الْحَمْدُ وَ هُوَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ اَلْحَمْدُ لِلّٰهِ وَسُبْحَانَ اللّٰهِ وَلَآاِلٰهَ اِلَّااللّٰهُ وَاللّٰهُ اَكْبَرُ وَلَاحَوْلَ وَلَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ

લા ઈલાહ ઈલ્લલ્લાહુ લા શરીક લહુ લહુલ્ મુલ્કુ વલહુલ્ હમ્દુ વ હુવ અલા કુલ્લિ શૈઈન કદીર. અલ્હમ્દુલિલ્લાહિ વ સુબ્હાનલ્લાહિ વલા ઈલાહ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર વલા હૌલ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહ

અને ત્યાર બાદ અલ્લાહુમ્મગ્ફિરલી અથવા અન્ય કોઈ દુઆ માંગે તો તે દુઆ સાંભળવામાં આવે છે અને જો વઝૂ કરીને નમાઝ પણ પઢે તો તે કબૂલ થઈ જાય છે. (બુખારી : ૧/૧૫૫, નં:૧૧૫૪)

## સલાતુલ હાજત

હઝરત અબ્દુલ્લાહ બિન અબી ઔફા (રદી.)ફરમાવે છે કે

અલ્લાહના રસૂલ સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ અમારી પાસે આવ્યા અને ફરમાવ્યુંઃ જેને કોઈ જરૂરત આવી પડે જેનો સંબંધ અલ્લાહ તઆલા સાથે હોય અથવા સૃષ્ટિમાંથી કોઈની સાથે હોય તો તે વુઝૂ કરે પછી બે રકાત નમાઝ પઢે ત્યારબાદ અલ્લાહ તઆલાના વખાણ કરે ત્યારબાદ નબી સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ પર દુરૂદ શરીફ મોકલે, ત્યારબાદ આ પ્રમાણે દુઆ કરે.

لَآ اِلٰـهَ اِلَّا اللّٰـهُ الْحَلِيْمُ الْكَرِيْمُ سُبْحَانَ اللّٰهِ رَبِّ الْعَرْشِ الْعَظِيْمِo الْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ o اَسْاَلُكَ مُوْجِبَاتِ رَحْمَتِكَ وَعَزَآئِمَ مَغْفِرَتِكَ وَالْعِصْمَةَ مِنْ كُلِّ ذَنْبٍ وَّ الْغَنِيْمَةَ مِنْ كُلِّ بِرٍّ وَّ السَّلَامَةَ مِنْ كُلِّ اِثْمٍ ، لَاتَدَعْ لِىْ ذَنْبًا اِلَّا غَفَرْتَهٗ وَلَا هَمًّا اِلَّا فَرَّجْتَهٗ وَلَا كَرْبًا اِلَّا نَفَّسْتَهٗ وَلَا ضُرًّا اِلَّا كَشَفْتَهٗ وَلَا حَاجَةً هِىَ لَكَ رِضًى اِلَّا قَضَيْتَهَا يَآ اَرْحَمَ الرَّاحِمِيْنَo

**લાઈલાહ ઈલ્લલ્લાહુલ્ હલીમુલ્ કરીમુ સુબ્હાનલ્લાહિ રબ્બિલ્ અર્શિલ્ અઝીમિ, અલ્હમ્દુલિલ્લાહિ રબ્બિલ આલમીન, અસ્અલુક મૂજિબાતિ રહમતિક વ અઝાઈમ મગ્ફિરતિક વલ્ગનીમત મિન્કુલ્લિ ઈષ્મિન્ લા તદ્અલી ઝંબન્ ઈલ્લા ગફરતહૂ વલા હમ્મન્ ઈલ્લા ફર્રજતહૂ વલા હાજતન્ હિય લક રિઝન્ ઈલ્લા કઝયતહા યા અરહમ રાહિમીન.**

(તિરમિઝી : ૧/૧૦૯, હદીષ નં: ૪૭૯)

*તરજુમો:– અલ્લાહ તઆલા સિવાય કોઈ ઈબાદતને પાત્ર નથી તે ઘણા હિલ્મવાળો અને ઘણો સખી છે. અલ્લાહ તઆલા દરેક ખામીથી*

પવિત્ર છે મોટા અર્શના માલિક છે, બધા જ વખાણ અલ્લાહ માટે છે જે તમામ જહાંનોનો રબ છે. હે અલ્લાહ ! હું તારાથી તે બધી જ વસ્તુઓ માંગુ છું જે તારી રહમત માટે જરૂરી છે અને જેના કારણે તારે મગ્ફિરત કરવી જરૂરી થઈ જાય છે હું તારાથી દરેક નેકીમાંથી ભાગ લેવાનું અને દરેક ગુનાહથી સુરક્ષિત રહેવાની માંગણી કરૂ છું. અને હું તારાથી આ પણ માંગણી કરૂ છું કે મારો કોઈ પણ ગુનાહો એવો બાકી ન રાખ કે જેને તુ બખ્શિ ન આપે અને ન કોઈ ચિંતા જેને તુ દૂર ન ફરમાવીદે અને ન કોઈ જરૂરત બાકી છોડ કે જેમાં તારી ખુશી હોય તેને મારા માટે પુરી ફરમાવી આપ. આ દુઆ પછી અલ્લાહ તઆલાથી દુનિયા અને આખિરત વિશે જે ચાહે માંગે તેને મળશે.

## હાજત-જરૂરતની દુઆ

હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.)થી રિવાયત છે કે જેને પણ જરૂરત પડે તો તે કોઈ એવી છુપી જગ્યાએ જાય કે જયાં કોઈ તેને ન જુએ, સારી રીતે વુઝૂ કરે, ચાર રકાત નમાઝ એવી રીતે પઢે કે પહેલી રકાતમાં 'અલ્હમ્દુ'ની સુરત એક વખતે અને "કુલહુવલ્લાહુ અહદ" દસ (૧૦) વખતે, બીજી રકાતમાં "અલ્હમ્દુ"ની સૂરત એક વખતે અને "કુલહુવલ્લાહુ અહદ" વીસ (૨૦) વખતે, ત્રીજી રકાતમાં "અલ્હમ્દુ"ની સૂરત એક વખતે અને "કુલહુવલ્લાહુ અહદ" ત્રીસ (૩૦) વખતે, ચોથી રકાતમાં "અલ્હમ્દુ"ની સૂરત બાદ "કુલહુવ–લ્લાહુ અહદ" ચાલીસ (૪૦) વખતે પઢે. પછી જયારે નમાઝથી પરવારી જાય (સલામ ફેરવ્યાબાદ) "કુલહુવલ્લાહુ અહદ" (૫૦) વખતે પઢે અને દુરૂદ શરીફ (ગમે તે)૭૦ વખતે પઢે, ત્યાર બાદ "લા હવલ

વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહ ....." છેલ્લે સુધી ૭૦ વખતે પઢે. (પછી દુઆ માંગે) જો તેના પર કર્ઝ હશે તો કર્ઝ અદા થઈ જશે, વતનથી દુર હશે તો વતનમાં પહોંચી જશે, આકાશ ભરીને ગુનાહો હશે અને ગુનાહોથી માફી માંગશે તો ગુનાહો માફ થઈ જશે, જો અવલાદ નહી હોય તો અવલાદ થશે. મતલબ કે તેની દરેક દુઆ કબૂલ થશે, આ વાત તમે બેવકુફોને ન જણાવશો કે તેઓ નાજાઈઝ કામોમાં તેની મદદ લેશે.

(અલ કૌલુલ બદીઅ:૨૨૬)

હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.)થી રિવાયત છે કે સારી રીતે વુઝૂ કરે પછી બે રકાત નમાઝ પઢી સલામ ફેરવ્યા બાદ આ દુઆ પઢે:

اَللّٰهُمَّ اَسْئَلُكَ بِاِسْمِكَ الَّذِىْ لَا اِلٰهَ اِلَّا هُوَ الْحَىُّ الْقَيُّوْمُ لَا تَأْخُذُهٗ سِنَةٌ وَّلَا نَوْمٌ اَلْعَلِىُّ الْعَظِيْمُ بِاِسْمِكَ الَّذِىْ لَا اِلٰهَ اِلَّا هُوَ الْمُؤْمِنُ الْمُهَيْمِنُ الْعَزِيْزُ الْجَبَّارُ، بِاِسْمِكَ الَّذِىْ لَا اِلٰهَ اِلَّا هُوَ عَالِمُ الْغَيْبِ وَالشَّهَادَةِ اَلرَّحْمٰنُ الرَّحِيْمُ، بِاِسْمِكَ الَّذِىْ لَا اِلٰهَ اِلَّا هُوَ الْخَالِقُ اَلْبَارِئُ الْمُصَوِّرُ لَهُ الْاَسْمَاءُ الْحُسْنٰى ،بِاِسْمِكَ الَّذِىْ لَا اِلٰهَ اِلَّا هُوَ نُوْرُ السَّمٰوٰتِ وَالْاَرْضِ اَلْحَىُّ الَّذِى لَا يَمُوْتُ الْاَحَدُ ذُو الْقَوْلِ لَا اِلٰهَ اِلَّا هُوَ وَاِلَيْهِ الْمَصِيْرُ ذُوْ الْحَوْلِ بَدِيْعُ السَّمٰوٰتِ وَالْاَرْضِ الْقَدِيْمُ ذُوْ الْجَلَالِ وَالْاِكْرَامِ بِاِسْمِكَ الَّذِىْ لَا اِلٰهَ اِلَّا هُوَ الْاَوَّلُ وَالْاٰخِرُ اَلْمَلِكُ الْحَقُّ لَا اِلٰهَ اِلَّا هُوَ رَبُّ الْعَرْشِ الْكَرِيْمِ ذُوْ الْمَعَارِجِ وَالْقَوِىُّ بِعِزٍّ اسْمِكَ الَّذِى تَنْشُرُ بِهِ الْمَوْتٰى وَتُحْيِ بِهِ وَتَنْبُتُ بِهِ

الشَّـجَرُ وَتُرْسَلُ بِهِ الْمَطَرُ وَتَقُوْمُ بِهِ السَّمٰوٰتُ وَالْاَرْضُ بِعِزِّ اسْمِكَ الَّـذِىْ لَا اِلٰـهَ اِلَّا هُوَ الْمَلِكُ الْقُدُّوسُ وَلَا يَمَسُّ اِسْمَ اللّٰهِ نَصَبٌ وَلَا لُغُوْبٌ تَعٰلٰى اِسْمُ اللّٰهِ وَلِاِقْتِرَابِ عِلْمِهٖ وَلِثَبَاتِ اِسْمِ اللّٰهِ الَّذِى لَا اِلٰهَ اِلَّا هُوَ لَهُ الْاَسْمَاءُ الْحُسْنٰى الَّذِى هٰذِهِ الْاَسْماءُ مِنْهُ وَهُوَ مِنْهَا الَّذِى لَا يُدْرِكُ وَلَا يَنَالُ وَلَا يُحْصٰى، اِسْتَجِبْ لِدُعَائِى وَقُلْ لَهٗ يَا اَللّٰهُ كُنْ فَيَكُوْنَ، اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا وَمَوْلَانَا مُحَمَّدٍ عَبْدِكَ وَرَسُوْلِكَ اَفْضَلَ مَا صَلَّيْتَ عَلٰى اَحَدٍ مِّنْ خَلْقِكَ اَجْمَعِيْنَ.

**અલ્લાહુમ્મ અસ્અલુક બિસ્મિકલ્લાહિલ્લઝી લાઈલાહ ઈલ્લા હુવલ્ હય્યુલ્ કૈયુમ્ લા તઅ્ખુઝુહુ સિનતુંવ્વલાનવમું અલ્ અલિય્યુલ્ અઝીમુ બિસ્મિકલ્લાહિલ્લઝી લાઈલાહ ઈલ્લાહુ અલ્ મલિકુલ્ કુદુસુસ્સલામુલ્ મુમિનુલ્ મુહય્મિનુલ્ અઝીઝુલ્ જબ્બારુ, બિસ્મિકલ્લાહિલ્લઝી લાઈલાહ ઈલ્લાહુ આલિમુલ્ ગય્બિ વશ્શહાદતિ અર્રહમાનુ ર્રહીમુ, બિસ્મિકલ્લાહિલ્લઝી લાઈલાહ ઈલ્લાહુ અલ્ ખાલિકુલ બારિયુલ્ મુસવ્વિરુ લહુલ અસ્માઉલ હુસ્ના, બિસ્મિકલ્લાહિલ્લઝી હુવ નૂરુસ્સમાવાતિ વલ્ અર્ઝિ અલ્ હય્યુલ્લઝી લા યમૂતુલ્ અહદુ ઝુલ્ કૌલિ લાઈલાહ ઈલ્લાહુવ વ ઈલય્હિલ્ મસીરુ, ઝુલ્ હવ્લિ બદીઉસ્સમાવાતિ વલ્ અર્ઝિલ્ કદીમુ ઝુલ્ જલાલિ વલ્ ઈકરામિ, બિસ્મિકલ્લાહિલ્લઝી લાઈલાહ ઈલ્લાહુવલ્ અવ્વલુ વલ્ આખિરુલ્ મલિકુલ્ હક્કુ લાઈલાહ ઈલ્લાહુવ રબ્બુલ્ અર્શિલ્ કરીમિ ઝુલ્ મઆરિજિ વલ્ કવિય્યુ બિઈઝ્ઝિઝ ઈસ્મિકલ્લઝી તન્શુરુ બિહીલ મવ્તા વ તુહઈ બિહી વ તન્બુતુ બિહીશ્શજરુ વ તુર્સલુ બિહિલ્ મતરુ વ તકૂમુ બિહિસ્સમાવાતુ વલ્ અર્ઝુ બિઈઝ્ઝિઝ ઈસ્મિકલ્લઝી લાઈલાહ ઈલ્લા**

**હુવલ્ મલિકુલ્ કુદુસુ વલા યમુસ્સુ, ઈસ્મલ્લાહિ નશબુન્ વલા લુગૂબુન્ તઆલા ઈસ્મુલ્લાહિ વલિઈકતિરાબિ ઈલ્મિહી વલિષબાતિ ઈસ્મિલ્લાહિ લાઈલાહ ઈલ્લા હુવ લહૂલ્ અસ્માઉલ્ હુસ્ના અલ્લઝી હાઝિહિલ અસ્માઉ મિન્હૂ વહુવ મિન્હલ્લઝી લા યુદરકુ વલા યનાલુ વલા યુહસા, ઈસ્તજિબ લિદુઆઈ, વકુલ્ લહૂ યા અલ્લાહુ કુન્ ફયકૂન્, અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિના વ મવલાના મુહમ્મદિન અબ્દિક વ રસૂલિક અફઝલ મા સલ્લયત અલા અહદિમ્મિન્ ખલ્કિક અજમઈન.**

(અલ કવલુલ બદીઅ:૨૨૫)

## ઈસ્તિખારહની નમાઝનું વર્ણન

જયારે કોઈ કામ કરવાનો ઈરાદો કરે તો અલ્લાહ તઆલાથી સલાહ લેવી, આ સલાહ લેવાને ઈસ્તિખારહ કહે છે. હદીષમાં તેનો ઘણો શોખ અપાવવામાં આવ્યો છે, નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે અલ્લાહ તઆલાથી સલાહ ન લેવી અને ઈસ્તિખારહ ન કરવુ બદબખ્તી અને કમનસીબીની વાત છે. કોઈ જગ્યાએ સગાઈ કરે અથવા શાદી કરે અથવા સફર કરે અથવા અન્ય કોઈ કામ કરે તો ઈસ્તિખારહ વગર ન કરે તો ઈન્શાઅલ્લાહુ તઆલા કદી પણ પોતાના કરેલા પર પસ્તાવો થશે નહી. ઈસ્તિખારહની નમાઝની રીત આ છે કે પહેલા બે રકાત નફલ નમાઝ પઢે ત્યારબાદ દિલથી દુઆ કરે.

اَللّٰهُمَّ اِنِّی اَسْتَخِيْرُكَ بِعِلْمِكَ وَاَسْتَقْدِرُكَ بِقُدْرَتِكَ وَاَسْئَلُكَ مِنْ فَضْلِكَ الْعَظِيْمِ فَاِنَّكَ تَقْدِرُ وَلَا اَقْدِرُ وَتَعْلَمُ وَلَا اَعْلَمُ وَاَنْتَ عَلَّامُ

اَلْغُيُوبِ، اَللّٰهُمَّ اِنْ كُنْتَ تَعْلَمُ اَنَّ هٰذَا الْاَمْرَ خَيْرٌ لِّيْ فِيْ دِيْنِيْ وَمَعَاشِيْ وَعَاقِبَةِ اَمْرِيْ فَاقْدِرْهُ وَيَسِّرْهُ لِيْ ثُمَّ بَارِكْ فِيْهِ، وَاِنْ كُنْتَ تَعْلَمُ اَنَّ هٰذَا الْاَمْرَ شَرٌّ لِّيْ فِيْ دِيْنِيْ وَمَعَاشِيْ وَعَاقِبَةِ اَمْرِيْ فَاصْرِفْهُ عَنِّيْ وَاصْرِفْنِيْ عَنْهُ وَاقْدِرْ لِيَ الْخَيْرَ حَيْثُ كَانَ ثُمَّ اَرْضِنِيْ بِهٖ.

**અલ્લાહુમ્મ ઈન્ની અસ્તખીરુક બિઈલ્મિક વઅસ્તકદિરુક બિકુદરતિક વઅસ્અલુક મિન્ ફઝલિકલ્ અઝીમિ ફઈન્નક તકદિરુ વલા અકદિરુ વ તઅલમુ વલા અઅ્લમુ વ અન્ત અલ્લામુલ ગુયૂબિ. અલ્લાહુમ્મ ઈન્ કુન્ત તઅલમુ <u>અન્ન હાઝલ અમ્ર</u> ખૈરુંલ્લી ફી દીની વ મઆસી વ આકિબતિ અમ્રી ફકદિર્હુ વ યસ્સિર્હુ લી, षुम्म બારિક્ લી ફીહિ વ ઈન્ કુન્ત તઅ્લમુ <u>અન્ન હાઝલ અમ્ર</u> શર્રુલ્લી ફી દીની વ મઆશી વ આકિબતિ અમ્રી ફસ્રિફ્હુ અન્ની વસ્રિફની અન્હુ વકદિર્ લીયલ્ ખૈર હયષુ કાન षुम्म અર્દિની બિહી.**

(સુનને કુબ્રાઃ ૫/૨૪૬, નં:૫૫૫૧)

અને જયારે <u>હાઝલ અમ્ર</u> પર પહોંચે જે શબ્દની નીચે લીટી છે તો તેને પઢતી વખતે તે કામનો વિચાર કરી લે જેના માટે ઈસ્તિખારહ કરે છે, ત્યારબાદ પાક સાફ બિસ્તર પર કિબ્લા તરફ મોઢુ કરીને વુઝૂની સાથે સુઈ જાય. જયારે સુઈને ઉઠે તે સમયે દિલમાં જે વાત મજબુતી સાથે આવે તે જ સારી છે તેને જ કરવી જોઈએ.

જો એક દિવસમાં કંઈ ખબર ન પડે અને દિલના વિચારો ન ભાગે તો

બીજા દિવસે પણ એવું જ કરે, આ પ્રમાણે સાત દિવસ સુધી કરે, ઈન્શા અલ્લાહ જરૂર આ કામનું સારપણ અથવા બુરાઈ સામે આવી જશે.

## તૌબહની નમાઝ

જો કોઈ વાત શરીઅત વિરુધ્ધ બની જાય તો બે રકાત નફલ પઢીને અલ્લાહ તઆલા સમક્ષ ખુબ રડી રડીને તૌબા કરે અને પોતાના કૃત્યો પર ખુબ પસ્તાવો વ્યકત કરે અને અલ્લાહથી માફી માંગે અને ફરીવાર પાકો ઈરાદો કરે કે હવે પછી કયારેય કરીશ નહી. તેનાથી અલ્લાહના ફઝલથી ગુનોહ માફ થઈ જાય છે. (તિરમિઝી : ૧/૯૨, નં:૪૦૨૬)

## સલાતુત્તસ્બીહનું વર્ણન

હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.)રિવાયત બયાન કરે છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ હઝરત અબ્બાસ (રદી.)થી ફરમાવ્યું: અબ્બાસ ! મારા કાકા ! શું હું તમને એક ભેટ ન આપુ ? શું એક હદિયો ન આપુ ? શું એક સોગાદ ન આપુ ? શું હું આપને એવા અમલની જાણકારી ન આપું કે જયારે આપ તેને કરશો તો આપને તેનાથી દસ ફાયદા થશે એટલે કે અલ્લાહ તઆલા તમારા આગલા અને પાછલા, જુના અને નવા, ભુલથી કરેલા, ઈરાદાપૂર્વક કરેલા, નાના મોટા, છુપીને કરેલા અને ખુલ્લમ ખુલ્લા કરેલા ગુનાહ બધા જ માફ કરી દેશે, તે અમલ આ છે કે આપ ચાર રકાત (સલાતુત્તસ્બીહ) પઢો અને દરેક રકાત માં અલ્હમ્દુની સૂરત સાથે અન્ય કોઈ સૂરત પઢે.

જયારે આપ પહેલી રકાતમાં કિરાઅત પઢી લો ત્યારબાદ ઉભા રહેવાની હાલતમાં જ રૂકૂઅમાં જતા પહેલા સુબ્હાનલ્લાહિ વલ હમ્દુલિલ્લાહિ વલા ઈલાહ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર પંદર વખતે પઢે. ત્યારબાદ રૂકૂઅ કરે, રૂકૂઅમાં પણ આજ શબ્દો દસ વખતે પઢે, ત્યારબાદ રૂકૂઅથી ઉભા થઈને આ જ શબ્દો દસ વાર કહે, પછી સજદામાં જતા રહે અને તેમાં પણ આ શબ્દો દસ વખતે પઢે, પછી સજદામાંથી ઉઠીને જલ્સામાં આ જ શબ્દો દસ વાર કહે, ત્યારબાદ બીજા સજદામાં પણ આ જ શબ્દો દસ વખતે પઢે, પછી બીજા સજદાથી ઉઠીને ઉભા થતા પહેલા બેઠા બેઠા આ શબ્દો દસ વાર કહે. ચારેવ રકાતો આ જ પ્રમાણે પઢે અને આ રીતે દરેક રકાતમાં આ શબ્દો (૭૫) વખતે કહે. (મારા કાકા!) જો આપથી બની શકે તો દરરોજ આ નમાઝ પઢી લો, જો રોજ ન પઢાય તો દરેક જુમ્અહના દિવસે એક વાર પઢયા કરો, જો એ પણ ન થઈ શકે તો દરેક મહીનામાં એક વાર પઢો, જો એ પણ ન પઢી શકો તો વર્ષમાં એક વાર પઢી લો, અને જો આ પણ ન બની શકે તો જીવનમાં એક વાર પઢી લો.

(અબૂદાવૂદ :૧૮૪, નં: ૧૨૯૭)

# રોઝીમાં આસાની માટે અમલ

હઝરત સહલ બિન સઅદ (રદિ.) ફરમાવે છે કે એ માણસ આપ (સ.અ.વ.)ની સેવામાં આવ્યો, ફક્ર અને ફાકહ તેમજ રોઝીની તંગીની ફરિયાદ કરવા લાગ્યો, તો આપ (સ.અ.વ.) એ તેનાથી ફરમાવ્યું ક. જયારે તમે તમારા ઘરમાં દાખલ થાવ તો સલામ કરો ભલે ને ઘરમાં કોઈ ના હોય, ત્યાર પછી મારી ઉપર સલામ મોકલો.

اَلصَّلٰوۃُ وَالسَّلَامُ عَلٰی رَسُوْلِ اللّٰہِ ﷺ

**અસ્સલાતુ વસ્સલામુ અલા રસૂલિલ્લાહિ** (સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ)

ત્યાર બાદ એક વખતે સૂરએ ઈખ્લાસ (કુલ હુવલ્લાહુ અહદ) પઢી લો. તે માણસે આ પ્રમાણે અમલ કર્યો. અલ્લાહ પાકે તેને પુષ્કળ પ્રમાણમાં રોઝી આપી, અહિંયા સુધી કે તે સગાવહાલા અને પડોશીઓ પાછળ ખર્ચવા લાગ્યો.

(અલ–કવ્લુલ બદીઅ: ૧૨૪)

# કામ નાનુ અને ફાયદો વધુ

હઝરત તમીમ દારી (રદિ.)થી રિવાયત છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : જે માણસ આ ચાર શબ્દોને દસ વાર પઢે તો તેના માટે ચાર કરોડ નેકીઓ લખી આપવામાં આવે છે.

اَشْھَدُ اَنْ لَّآ اِلٰـہَ اِلَّا اللّٰہُ وَحْدَہٗ لَا شَرِیْکَ لَہٗ اِلٰھاً وَّاحِداً اَحَداً صَمَداً
لَّمْ یَتَّخِذْ صَاحِبَۃً وَّلَا وَلَداً وَّ لَمْ یَکُنْ لَّہٗ کُفُوًا اَحَدٌ.

**અશ્હદુ અન લાઈલાહ ઈલ્લલ્લાહુ વહદહૂ લા શરીકલહૂ**

**ઈલાહંવ્વાહિદા અહદન્ શમદન્ લ્લમ્યત્તખિઝ શાહિબતં વ્વલા વલદંવ્વલમ્ યકુલ્લહૂ કુફુવન્ અહદ.** (તિરમિઝી : ૧/૧૮૫, નં:૩૪૭૩)

*અર્થ : હું ગવાહી આપુ છું કે અલ્લાહ તઆલા સિવાય કોઈ ઈબાદતને પાત્ર નથી જે એકલો છે, તેનો કોઈ ભાગીદાર નથી, જે એકલો જ ઈબાદતને પાત્ર અને એક જ છે, બેપરવા છે જેણે ન તો કોઈને પત્નિ બનાવી અને ન તો અવલાદ તેના જેવો કોઈ નથી.*

## આગથી બચવાનો પરવાનો

**ફજર અને મગ્રિબની નમાઝ બાદ વાત કર્યા વિના આ દૂઆ પઢેઃ**

હઝરત મુસ્લિમ ઈબ્ને હારિષ અત્તયમી (રદી.) ફરમાવે છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે જયારે તુ સવારની નમાઝ પઢી લે તો વાત કરતા પહેલા આ દુઆ પઢી લે (સાત વખતે) **"અલ્લાહુમ્મ અજિર્ની મિનન્નાર"**

હે અલ્લાહ ! આગ (જહન્નમ)થી મને સુરક્ષા આપ. બસ જો તુ તે દિવસે મૃત્યુ પામ્યો તો અલ્લાહ તઆલા તને આગથી બચવાની ચિઠ્ઠી લખી આપશે અને એવી જ રીતે મગ્રિબની નમાઝ પછી વાત કર્યા વિના આજ દુઆ સાત વાર પઢી લે તો રાતમાં જો મરી જાય તો તેને પણ આજ ફઝિલત મળશે. (અબૂદાઉદ : ૬૯૩, નં:૫૦૭૯)

## અધૂરા કામને પૂર્ણ કરવા માટે

હઝરત અબૂદરદા (રદી.)થી રિવાયત છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યુઃ જે માણસ સવાર સાંજ સાત વાર આ

આયતોને પઢશે તો અલ્લાહ તઆલા તેની દુનિયા અને આખિરતના સઘળા કાર્યોને પુરા થવા સુધી પહોંચાડશે. એટલે કે તે અધુરા રહેશે નહી અને ખરાબ પણ થશે નહી બલ્કે એવા માધ્યમો બનાવી દેશે કે તે પુરા થઈ જશે.

حَسْبِیَ اللّٰهُ لَآ اِلٰهَ اِلَّا هُوَ عَلَيْهِ تَوَكَّلْتُ وَهُوَ رَبُّ الْعَرْشِ الْعَظِيْمِ

**હસ્બીયલ્લાહુ લાઈલાહ ઈલ્લાહુવ અલૈહિ તવક્કલ્તુ વહુવ રબ્બુલ અર્શિલ અઝીમિ.** **(અદ્ દુઆ લિત્તબરાનીઃ૧/૩૧૬, નંઃ૧૦૩૮)**

*અર્થ : મને અલ્લાહ તઆલા પુરતા છે તેના સિવાય કોઈ ઈબાદતને લાયક નથી તેના પર જ મે ભરોસો કર્યો અનુ તે જ મહાન અર્શનો રબ છે.*

## સિત્તેર જાતની બલાઓથી હિફાઝત

જે માણસ ફજરની નમાઝ પછી માત્ર સાત વખતે આ નાનકડો શબ્દ પઢી લે તો અલ્લાહ તઆલા સિત્તેર જાતની બલાઓથી તેને દૂર કરી દેશે. તે નાનકડો શબ્દ આ છે.

لَاحَوْلَ وَلَاقُوَّةَاِلَّا بِاللّٰهِ لَا حِيْلَةَ وَلَا اِحْتِيَالَ وَلَا مَلْجَاً وَلَا مَنْجَا مِنَ اللّٰهِ اِلَّا اِلَيْهِ

**લા હવ્લ વલાકુવ્વત ઈલ્લા બિલ્લાહિ લા હીલત વલા ઈહતિયાલ વલા મલ્જઅ વલા મન્જઅ મિન્ લ્લાહિ ઈલ્લા ઈલયહિ.**

## ચાર લાઈલાજ બીમારીઓથી હિફાઝત

હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) ફરમાવે છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યુ કે જયારે ફજરની નમાઝ પઢી

લે તો પોતાની દુનિયા માટે ત્રણ વાર આ પઢી લે.

سُبُحَانَ اللّٰهِ وَبِحَمُدِهٖ لَا حَوُلَ وَ لَاقُوَّةَ اِلَّا بِاللّٰهِ

**સુબ્હાનલ્લાહિલ અઝીમિ વ બિહમ્દિહી વલાહવ્લ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહિ.**

*અર્થ :– હું મહાન અને ઊંચા અલ્લાહની પવિત્રતા બયાન કરુ છું અને તેના વખાણ કરુ છું. ગુનાહોથી બચવું અને નેકીઓની શકિત આપવી બધુ જ અલ્લાહ તરફથી છે. (અદુઆ લિત્તબરાની:૨૧૨/નં:૬૬૬)*

તો અલ્લાહ તઆલા તને ચાર બીમારીઓથી સ્વસ્થ રાખશે. (૧)પાગલ બનવાથી (૨) કોઢથી (૩) આંધળા થવાથી (૪) લકવાથી.

અને પોતાની આખિરત માટે ત્રણ વખતે આ દુઆ પઢી લે.

اَللّٰهُمَّ اهُدِنِیُ مِنُ عِنُدِكَ وَاَفِضُ عَلَیَّ مِنُ فَضُلِكَ ٥ وَاَسُبِغُ عَلَیَّ مِنُ رَّحُمَتِكَ وَاَنُزِلُ عَلَیَّ مِنُ بَرَكَاتِكَ٥

**અલ્લાહુમ્મહ્દિની મિન ઈન્દિક વ અફિઝ અલય્ય મિન ફઝલિક વઅ્બિગ અલય્ય મિન રહમતિક વ અન્ઝિલ અલય્ય મિન બરકાતિક.**

*અર્થ:– હે અલ્લાહ ! મને હિદાયત આપ તારી પાસે થી અને મારા પર તારો ફઝલ કર અને મારા પર તારી રહમત ફેલાવી દે અને મારા પર તારી બરકતો ઉતાર.*

કસમ છે તે ઝાતની જેના કબ્ઝામાં મારા પ્રાણ છે જે આ દુઆને કયામતના દિવસે લઈને આવશે (એટલે કે જે પાબંદીથી પઢતો રહેશે) તો અલ્લાહ તઆલા તેના માટે જન્નતના ચાર દરવાજા ખોલી આપશે જેમાંથી ચાહે દાખલ થઈ જશે. (ઈબ્ને સુન્નીઃ ૧૧૮, નં:૧૩૪)

# રાત અને દિવસનો શુક્ર અદા કરવા માટે

હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને ગનામ (રદી.)થી રિવાયત છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યુ કે જેણે સવારમાં આ દુઆ પઢી લીધી :

اَللّٰهُمَّ مَآ اَصْبَحَ بِىْ مِنْ نِّعْمَةٍ اَوْبِاَحَدٍ مِّنْ خَلْقِكَ فَمِنْكَ وَحْدَكَ لَا شَرِيْكَ لَكَ فَلَكَ الْحَمْدُ وَلَكَ الشُّكْرُ٥

**અલ્લાહુમ્મ માઅશબહ બી મિન નિઅમતિન્ અવ બિઅહદિમ્મિન ખલ્કિક ફમિન્ક વહ્દક લા શરીક લક ફ-લકલ હમ્દુ વલકશ્શુકરુ.**

*તરજુમો:– હે અલ્લાહ ! સવારના સમયમાં જે કંઈ નેઅમતો મારા પર અથવા આપની સૃષ્ટિમાંથી કોઈના પર છે તે માત્ર તારા તરફથી છે તુ એકલો છે તારો કોઈ ભાગીદાર નથી તારા માટે જ વખાણ અને તારા માટે જ આભાર છે.*

તો તેણે એ દિવસનો આભાર વ્યકત કરી દીધો અને જેણે એજ રીતે સાંજે નીચે મુજબની દુઆ પઢી તો તેણે રાતનો આભાર વ્યકત કરી દીધો.

اَللّٰهُمَّ مَآ اَمْسٰى بِىْ مِنْ نِّعْمَةٍ اَوْبِاَحَدٍ مِّنْ خَلْقِكَ فَمِنْكَ وَحْدَكَ لَا شَرِيْكَ لَكَ فَلَكَ الْحَمْدُ وَلَكَ الشُّكْرُ

**અલ્લાહુમ્મ મા અમ્સા બી મિન નિઅમતિં અવ્ બિઅહદિમ્મિન્ ખલ્કિક ફમિન્ક વહદક લા શરીક લક ફલકલ હમ્દુ વલક શ્શુકરુ.**

*તરજુમો:– હે અલ્લાહ ! સાંજના સમયમાં જે કંઈ નેઅમતો મારા પર અથવા આપની સૃષ્ટિમાંથી કોઈના પર છે તે માત્ર તારા તરફથી છે તુ*

*એકલો છે તારો કોઈ ભાગીદાર નથી તારા માટે જ વખાણ અને તારા માટે જ આભાર છે. (સુનને કુબ્રા નસાઈઃ ૯/૮, નંઃ૯૭૫૧, ૯૭૫૦)*

# પરેશાની દૂર કરવા માટેનો નબવી નુસ્ખો

હઝરત અબૂહુરૈરહ (રદી.) ફરમાવે છે કે એક દિવસે હું રસૂલુલ્લાહ સલ્લલ્લાહૂ અલયહી વસલ્લમની સાથે બાહર નીકળ્યો એવી રીતે મારો હાથ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના હાથમાં હતો. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એક એવા માણસ પાસેથી પસાર થયા કે જેની હાલત કફોડી હતી અને પેરેશાન હતો. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેનાથી પુછયુ કે તારી એવી હાલત કેવી રીતે થઈ ? તે માણસે કહયું કે બીમારી અને તંગીએ માને એવી પરિસ્થિતીમાં મુકી દીધો છે આપે (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ફરમાવ્યું કે હું તમને અમુક શબ્દો કહું છું તે પઢશો તો તમારી બીમારી અને તંગી દૂર થઈ જશે તે શબ્દો આ પ્રમાણે છેઃ

تَوَكَّلْتُ عَلَى الْحَيِّ الَّذِى لَا يَمُوْتُ ، اَلْحَمْدُ لِلّٰهِ الَّذِى لَمْ يَتَّخِذْ وَلَداً وَّلَمْ يَكُنْ لَّهُ شَرِيْكٌ فِى الْمُلْكِ وَّلَمْ يَكُنْ لَّهُ وَلِىٌّ مِنَ الذُّلِّ وَكَبِّرْهُ تَكْبِيْرا.

**તવક્કલ્તુ અલલ્ હય્યિલ્લઝી લા યમૂતુ. અલ્હમ્દુલિલ્લાહિલ્ લઝી લમ્ યત્તખિઝ વલદંવ્વલમ યકુલ્લહૂ શરીકુન્ ફીલ્ મુલ્કિ વલમ્ યકુલ્લહૂ વલિય્યુમ્મિનઝ઼ ઝુલ્લિ વ કબ્બિરહૂ તકબીરા.**

એના થોડા સમય બાદ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)તે તરફ તશ્રીફ લાવ્યા તો તેને સારી હાલતમાં જોયો આપે (સલ્લલ્લાહુ

અલયહિ વ સલ્લમ)ખુશી જાહેર કરી. તેણે પુછયુ કે આપે (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) જયાર ના મને આ શબ્દો કહયા હતા ત્યારનો હું એ શબ્દોને પાબંદીથી પઢતો હતો. (અબૂ યઅલા :૧૨/૨૩, નં:૬૬૭૧)

ઈમામ અહમદ (રહ.)એ મુસ્નદમાં અને તબરાનીએ ઉત્તમ સનદની સાથે હઝરત મઆઝ જહની (રદી.)ની રિવાયત બયાન કરી છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ફરમાવે છે :

اَلْـحَمْدُ لِلّٰهِ الَّذِى لَمْ يَتَّخِذْ وَلَداً وَّ لَمْ يَكُنْ لَّهُ شَرِيْكٌ فِى الْمُلْكِ وَّ لَمْ يَكُنْ لَّهُ وَلِىٌّ مِنَ الذُّلِّ وَكَبِّرْهُ تَكْبِيْرا.

**અલ્હમ્દુલિલ્લાહિલ્ લઝી લમ્ યત્તખિઝ્ વલદંવ્વલમ્ યકુંલ્લહૂ શરીકું ફીલ્ મુલ્કિ વલમ્ યકુલ્લહૂ વલિય્યુંમ્મિનઝ્ ઝુલ્લિ વ કબ્બિરહૂ તકબીરા.**

આ આયત આયતે ઈઝ્ઝત છે.

(મુઅજમે તબરાની કબીર: ૨૦/૧૯૨, નં: ૪૩૦)

# કુફ્રિયા ગુનાહના વિચારો આવે તે સમયે આ પઢવુ સુન્નત છે.

اَعُوْذُ بِاللّٰهِ مِنَ الشَّيْطَانِ الرَّجِيْمِ اور آمَنْتُ بِاللّٰهِ وَرَسُوْلِه

**અઊઝુ બિલ્લાહિ મિન શ્શયતાનિ ર્રજીમિ અને આમન્તુ બિલ્લાહિ વ રસુલિહી.** (મુસ્લિમ:૧/૭૯, નં:૧૩૪)

બીજી સુન્નત આ છે કે તે અલ્લાહની ઝાતમાં વિચાર–વિમર્સ ન કરે.

કુફ્રનો સંબંધ સૃષ્ટિ સાથે છે ન કે તેના સર્જક સાથે છે. જેમકે અલ્લાહ તઆલા ફરમાવે છે :

وَيَتَفَكَّرُونَ فِى خَلْقِ السَّمَاوَاتِ وَالْأَرْض

વયતફક્કરૂન ફી ખલ્કિ સ્સમાવાતિ વલ અર્ઝિ.

(રૂહુલ મઆની:૩/૧૫૯)

# દરેક બુરાઇ અને ધોકાથી સુરક્ષા

હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઊદ (રદી.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમે ફરમાવ્યું કે સુરએ બકરહની છેલ્લી બે આયતો "આમનર્રસૂલુ" થી સૂરતના અંત સુધી જે માણસ રાત્રે પઢી લેશે તો આ બન્નેવ આયતો તેના માટે પૂરતી થઈ જશે. એટલે કે તે દરેક બુરાઈ અને ધોકાથી સુરક્ષિત રહેશે.

آمَنَ الرَّسُولُ بِمَا أُنزِلَ إِلَيْهِ مِن رَّبِّهِ وَالْمُؤْمِنُونَ كُلٌّ آمَنَ بِاللّٰهِ وَمَلاَئِكَتِهِ وَكُتُبِهِ وَرُسُلِهِ لاَ نُفَرِّقُ بَيْنَ أَحَدٍ مِّن رُّسُلِهِ وَقَالُواْ سَمِعْنَا وَأَطَعْنَا غُفْرَانَكَ رَبَّنَا وَإِلَيْكَ الْمَصِيرُ o لاَ يُكَلِّفُ اللّٰهُ نَفْساً إِلاَّ وُسْعَهَا لَهَا مَا كَسَبَتْ وَعَلَيْهَا مَا اكْتَسَبَتْ رَبَّنَا لاَ تُؤَاخِذْنَا إِن نَّسِينَا أَوْ أَخْطَأْنَا رَبَّنَا وَلاَ تَحْمِلْ عَلَيْنَا إِصْراً كَمَا حَمَلْتَهُ عَلَى الَّذِينَ مِن قَبْلِنَا رَبَّنَا وَلاَ تُحَمِّلْنَا مَا لاَ طَاقَةَ لَنَا بِهِ وَاعْفُ عَنَّا وقفه وَاغْفِرْ لَنَا وقفه وَارْحَمْنَا وقفه أَنتَ مَوْلاَنَا فَانصُرْنَا عَلَى الْقَوْمِ الْكَافِرِينَ o

**આમનર્રસૂલુ બિમા ઉન્ઝિલ ઈલૈહિ મિર્રબ્બિહી વલ્મૂમિનૂન. કુલ્લું આમન બિલ્લાહિ વ મલાઈકતિહી વ કુતુબિહી વ રુસુલિહી, લા નુફર્રિકુ બૈન અહદિમ્મિર્રસુલિહી, વ કાલૂ સમિઅ્ના વ અતઅ્ના ગુફરાનક રબ્બના વઈલય્કલ મસીર. લા યુકલ્લિફુલ્લાહુ નફસન્ ઈલ્લા વુસ્અહા. લહા માકસબત વ અલય્હા મકતસબત્, રબ્બના લા તુઆખિઝ્ના ઈન્નસીના અવ અખ્તાના. રબ્બના વલા તહ્મિલ અલૈના ઈશ્રન્ કમા હમલ્તહૂ અલલ્લઝીન મિન્કબ્લિના, રબ્બના વલા તુહમ્મિલ્ના માલા તાકત લના બિહી વઅફુ અન્ના, વગ્ફિર લના, વર્હમ્ના, અન્ત મૌલાના ફન્સુર્ના અલલ્ કૌમિલ્ કાફિરીન.**

(બુખારી : ૧/૨૭૧, નં:૮૦૭)

એક હદીસમાં છે કે સુરએ બકરહની બે આયતો " આમનર્રસૂલુ થી સૂરત પૂર્ણ થતા સુધી જે ઘરમાં પઢવામાં આવે તો ત્રણ દિવસ સુધી શયતાન તેની નજીક આવતો નથી. (તિરમિઝી : ૨/૧૧૬, નં:૨૮૮૨)

# કોઈ પણ નુકસાનથી સુરક્ષા

હઝરત ઉસ્માન બિન અફફાન (રદી.)એ ફરમાવ્યું કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યુ કે જે બંદો દરરોજ સવારે અને દરરોજ સાંજે આ દુઆ ત્રણ ત્રણ વાર પઢી લે.

بِسْمِ اللّٰهِ الَّذِىْ لَا يَضُرُّ مَعَ اسْمِهٖ شَيْءٌ فِى الْاَرْضِ وَلَا فِى السَّمَآءِ وَهُوَالسَّمِيْعُ الْعَلِيْمُ

**બિસ્મિલ્લાહિલ્લઝી લાયઝુર્રુ મઅ ઈસ્મિહી શૈઉન ફીલ્ અર્ઝિ વલા ફીસ્સમાઈ વહુવસ્સમીઉલ અલીમ.**

*તરજુમોઃ– અલ્લાહના નામથી (અમે સવારની અથવા સાંજની) જેના નામની સાથે આકાશ અને જમીનમાં કોઈ વસ્તુ નુકસાન નથી આપી શકતી અને તે સાંભળનાર અને જાણનાર છે.*

તો એને કદી કોઈ વસ્તુ નુકસાન નથી પહોંચાડી શકતો. અન્ય એક હદીસમાં છે કે તેના પર અચાનક કોઈ આફત, બલા અને મુસીબત આવશે નહી. (તિર્મિઝી : ૨/૮૭૬, નંઃ૩૩૮૮)

# ઝેરીલી વસ્તુના કરડવાથી સુરક્ષા

હઝરત અબૂહુરૈરહ (રદી.)ફરમાવે છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યુ કે જે સવાર થતાની સાથે ત્રણ વાર અને સાંજ થતાની સાથે જ ત્રણ વાર

اَعُوْذُ بِكَلِمَاتِ اللّٰهِ التَّآمَّاتِ مِنْ شَرِّمَاخَلَقَ

**"અઊઝૂ બિકલિમાત્તિલ્લાહિત્ તામ્મતિ મિન્ શર્રિ મા ખલક"**

*તરજુમોઃ– હું અલ્લાહ તઆલાના સંપૂર્ણ શબ્દોના વાસ્તાથી સૃષ્ટિની બુરાઈથી પનાહ ચાહું છું.*

પઢી લેતો ગમે તે ઝેરીલી વસ્તુના કરડીલેતો એ રાત્રે તેને કોઈ નુકસાન થશે નહી અને ન તો તે દિવસે તેને કોઈ નુકસાન થશે.

(તિરમિઝીઃ ૨/૩૬૦૪)

# દરેક વસ્તુ માટે કાફી થઈ જશે

હઝરત અબ્દુલ્લાહ બિન ખુબૈબ (રદી.)થી રિવાયત છે ફરમાવે છે કે એક રાતે જયારે કે વરસાદ વર્ષી રહયો હતો અને ભારે અંધારૂ થઈ ગયું, અમે

રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહી વસ્સલ્લમને શોધવા માટે નીકળ્યા, બસ અમોએ આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને શોધી કાઢયા, આપે (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું : કહો, મેં કહયું કે શું કહું ? ફરમાવ્યું કે :

કુલ હુવલ્લાહુ અહદ, કુલ અઊઝુબિરબ્બિલ ફલક, અને કુલ અઊઝુબિરબ્બિન્નાસિ. સવારે અને સાંજે ત્રણ ત્રણ વખતે પઢયા કરો આ તારા માટે દરેક વસ્તુ માટે પુરતી થઈ જશે.

(અબૂદાવૂદઃ૪/૫૦૮, તિર્મિઝીઃ ૩/૧૮૨)

## દરેક નુકસાનથી સુરક્ષા

સુરએ ઈખ્લાસ, સુરએ ફલક અને સુરએ નાસ ત્રણ ત્રણ વાર સવાર સાંજ પઢીલો. તો દરેક નુકસાનથી સુરક્ષા થઈ જાય છે. (તિર્મિઝી)

## ખરાબ નજર ઉતારવાનો વઝીફો

હઝરત જિબ્રઈલ (અલ.)એ બુરી નઝરને હટાવવાનો એક અગત્યનો વઝીફો હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને શિખવાડયો અને ફરમાવ્યું હઝરત હસન અને હઝરત હુસૈન (રદી.)ની ઉપર પઢીને દમ કર્યા કરો.

ઈબ્ને અસાકિરમાં છે કે હઝરત જિબ્રઈલ (અલ.) હુઝૂરે અકરમ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમની પાસે તશરીફ લાવ્યા. આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તે સમયે રંજમાં હતા, કારણ પુછ્યુ તો ફરમાવ્યું કે હસન અને હુસૈનને ખરાબ નઝર લાગી ગઈ છે. ફરમાવ્યુ કે આ સત્ય માનવાને પાત્ર વસ્તુ છે નઝર ખરેખર લાગે છે. આપે આ શબ્દો પઢીને તેમને

પનાહમાં કેમ ન સોપી દીધા ? હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પુછયુ કે તે શબ્દો કયા છે ? ફરમાવ્યું એમ કહો:

اَللّٰهُمَّ ذَا السُّلْطَانِ الْعَظِيْمِ، ذَا الْمَنِّ الْقَدِيْمِ ذَا الْوَجْهِ الْكَرِيْمِ وَلِيُّ الْكَلِمَاتِ التَّامَّاتِ وَالدَّعَوَاتِ الْمُسْتَجَابَاتِ عَافِ الْحَسَنَ وَالْحُسَيْنَ مِنْ اَنْفُسِ الْجِنِّ وَاَعْيُنِ الْإِنْسِ.

**અલ્લાહુમ્મ ઝસ્સુલ્તાનિલ્ અઝીમિ ઝલ્ મન્નિલ્ કદીમિ ઝલ્વજહિલ્ કરીમિ વલિય્યલ્કલિમાતિ વદ્દઅવાતિલ મુસ્તજાબાતિ આફિલ્ હસન વલ્ હુસૈન મિન્ અન્ફુસિલ્ જિન્નિ વ અઅયુનિલ્ ઈન્સિ.**

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ દુઆ પઢી ત્યાં જ બન્નેવ બાળકો ઉભા થયા અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) સમક્ષ રમવા લાગ્યા. હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું લોકો ! તમારા જીવોને, પોતાની ઓરતો અને પોતાની અવલાદને આ પનાહ વડે પનાહ આપતા રહો. આના જેવી અન્ય કોઈ પનાહ માટે દુઆ નથી.

(જામિઉ અહાદીષ લિસ્સુયૂતી : ૧/૩૦૪, નં:૩૨૪૦)

નોટઃ– જયારે આ દુઆ પઢે તો હસન અને હુસૈનની જગ્યાએ પોતાના બાળકો વગેરેના નામો લઈને દુઆ કરે.

# ખરાબ નજર દૂર કરવા માટેની અન્ય એક દુઆ

بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ٥ وَمَا اَنْفَقْتُمْ مِّنْ نَّفَقَةٍ اَوْ نَذَرْتُمْ مِّنْ نَّذْرٍ فَاِنَّ اللّٰهَ يَعْلَمُهٗ وَمَا لِلظّٰلِمِيْنَ مِنْ اَنْصَارٍ

**બિસ્મિલ્લાહી ર્રહમાનિ ર્રહીમ – વમા અન્ફકતુમ મિન ન્નફકતિં અવ નઝરતુમ મ્મિન નઝરિં ફઈન્નલ્લાહ યઅલમહૂ વમા લિઝ્ઝાલિમીન મિન અન્શારિ. (સુરએ બકરહ પારા :૩)**

આ આયતને સાત વાર પઢીને દમ કરે.

# બાળકો માટે મસ્નૂન તા'વીઝ

હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.)ફરમાવે છે કે હઝરત હસન અને હઝરત હુસૈન (રદી.) માટે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)આ શબ્દો વડે તા'વીઝ બનાવતા હતા.

اَعُوْذُ بِكَلِمَاتِ اللّٰهِ التَّامَّاتِ مِنْ كُلِّ شَيْطَانٍ وَّهَامَّةٍ وَمِنْ كُلِّ عَيْنٍ لَّامَّةٍ.

**અઊઝુ બિકલિમાતિલ્લાહિત્ તામ્માતિ મિન્કુલ્લિ શૈતાનિંવ્ વહામ્મતિન્ વમિન્કુલ્લિ અયનિંલ્લામ્મતિન.**

*અર્થ :– હું અલ્લાહની સંપૂર્ણ શબ્દોના વાસ્તા વડે પનાહ ઈચ્છું છું દરેક શયતાન અને ઝેરીલા જાનવરોથી અને દરેક બુરી નઝર લગાડવા વાળી આંખોથી.*

અને ફરમાવે છે કે હઝરત ઈબ્રાહીમ (અલ.) હઝરત ઈસ્માઈલ (અલ.)અને હઝરત ઈસ્હાક(અલ.) માટે આ જ શબ્દો વડે તા'વીઝ બનાવતા હતા. (ઈબ્ને માઝહ:૨૫૧, નં:૩૫૨૫)

ફાયદોઃ– આ દૂઆઓ નો ઉપયોગ એવી રીતે કરે કે જયારે જરૂરત પડે ત્યારે પઢે અને પઢીને પોતાના ઉપર અથવા બીજા પર દમ કરવામાં

આવે. અને જો પઢી ન શકાય જેમકે નાના બાળકો હોય તો આ શબ્દો લખીને ગળામાં અથવા હાથે બાંધે. તેથી જ અબ્દુલ્લાહ બિન અમ્ર બિન આશ (રદી.)પોતાના નાના બાળકોના ગળામાં તા'વીઝ લખીને પેહરાવી દેતા.

(હિસ્ને હસીન:૧૫૨)

# દરેક રંજ, ગમ, ઘુટન, ઉલ્જન અને કર્ઝથી બચાવ

હદીસે પાકમાં છે કે આપે (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઈર્શાદ ફરમાવ્યોઃ મારા ભાઈ હઝરત યૂનુસ (અલ.)ની દુઆ ઘણી અનોખી અને નોખી છે કે તેની શરૂઆત લાઈલાહ ઈલ્લલ્લાહુ છે અને તેનો વચ્ચેનો શબ્દ અલ્લાહની તસ્બીહના શબ્દ છે અને તેના છેલ્લા શબ્દો ગુનાહનો ઈકરાર છે તે દુઆ આ છે :

لَآ اِلٰهَ اِلَّا اللّٰهَ اِلَّآ اَنْتَ سُبْحَانَكَ اِنِّی كُنْتُ مِنَ الظّٰلِمِيْنَ

**લાઈલાહ ઈલ્લા અન્ત સુબ્હાનક ઈન્ની કુન્તુ મિન ઝ્ઝાલિમીન.**

*તરજુમોઃ– તારા વિના કોઈ મા'બુદ નથી તારી ઝાત પવિત્ર છે અમે ગુનેહગારો માંથી છીએ.*

હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યુઃ જે પણ પરેશાનહાલ, ગમગીન અને મુસીબતમાં સપડાયેલો અથવા મકરૂઝ માણસ દિવસમાં માત્ર ત્રણ વાર (સાચા દિલથી દુઆ કબુલ થવાની ઉમ્મીદની સાથે) તેને પઢશે તો અલ્લાહ તઆલા તેની દુઆ જરૂર કબૂલ કરશે.

(કન્ઝુલ ઉમ્માલ:૨/૧૨, નં:૩૪૨૮)

# રંજ, ગમ અને મુસીબતથી છુટકારો

જે માણસને કોઈ રંજ, ગમ અથવા કોઈ બીમારી અથવા કોઈ મુસીબત આવે અને તે (સાચા દિલથી)માત્ર આ નાનકડા શબ્દો કહે :

اَللّٰهُ اَللّٰهُ رَبِّى لَا اُشْرِكُ بِهٖ شَيْئًا

**અલ્લાહુ અલ્લાહુ રબ્બી લા ઉશ્રિકુ બિહી શૈઅન.**

તો હદીસ શરીફમાં વાયદો કરવામાં આવ્યો છે કે અલ્લાહપાક તેની મુસીબત, તેનો ગમ અને તેની બીમારી દૂર કરીદેશે.

(અબૂ દાઉદઃ ૨૧૩, નં:૧૫૨૫)

# રંજ અને ગમના સમયે

હઝરત અનસ બિન માલિક (રદી.)થી રિવાયત છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)રંજ અને ગમના સમયે આ દુઆ પઢતા હતાઃ

اَللّٰهُمَّ لَا سَهْلَ اِلَّا مَا جَعَلْتَهٗ سَهْلًا وَّاَنْتَ تَجْعَلُ الْحَزَنَ

سَهْلًا اِذَا شِئْتَ

**અલ્લાહુમ્મ લા સહલ ઈલ્લા માજઅલ્તહુ, સહલં વ્વઅન્ત તજઅલુલ્ હઝન સહલં ઈઝા શિઅ્ત.** (ઈબ્ને સિન્નીઃ૩૧૧, ૩૫૧)

*અર્થ :–હે અલ્લાહ ! કોઈ વસ્તુ સરળ નથી પરંતુ જેને તુ સરળ કરે અને તુ ગમને જ્યારે ચાહે સરળ બનાવીદે.*

# ચાર વાકયો જે ઘણા વજનદાર છે

હઝરત જુવેરિયા ઉમ્મુલ મુ'મિનીન (રદી.)થી રિવાયત છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) તેમના ઘરથી ફજરની નમાઝ માટે નીકળ્યા તો તે પોતે પોતાના ઘરની મસ્જિદમાં બેઠી હતી પછી જયારે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમ ચાશ્તની નમાઝ માટે ઘરે આવ્યા તો ફરમાવ્યુઃ હે જુવેરિયા ! આજે તુ એજ હાલતમાં (ઘરની મસ્જિદમાં) બેઠી છે જે હાલતમાં હું ઘરેથી નીકળતી વખતે જોઈને ગયો હતો ? અરઝ કરી, હાં! તો નબીએ કરીમ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે ફરમાવ્યું કે મે અહીયાથી ગયા પછી એવા ચાર વાકયો પઢ્યા કે જો તેમનું વજન એનાથી કરવામાં આવે કે જે તમે ફજરથી લઈને અત્યાર સુધી પઢ્યુ તો આ ચાર વાકયો તેનાથી ભારે થઈ જશે. તે ચાર વાકયો આ છેઃ (ત્રણ વાર પઢે)

سُبْحَانَ اللّٰهِ وَبِحَمْدِهٖ عَدَدَ خَلْقِهٖ، وَرِضٰى نَفْسِهٖ وَزِنَةَ عَرْشِهٖ

وَمِدَادَ كَلِمَاتِهٖ.

**સુબ્હાનલ્લાહિ વબિહમ્દિહી અદદ ખલ્કિહી, વરિઝાનફ્સિહી, વઝિનત અર્શિહી, વ મિદાદ કલિમાતિહી.**

(મુસ્લિમઃ૨/૩૫૦ , નંઃ૨૭૨૬)

*અર્થ :– અલ્લાહની પવિત્રતા બયાન કરૂ છું અને તેના વખાણ કરૂ છું તેની સૃષ્ટિના પ્રમાણમાં અને તેની પસંદ પ્રમાણે અને તેના અર્શના વજનના પ્રમાણમાં અને તેના શબ્દોની સહીના બરાબર.*

# માફ થયેલો ઉઠશે

જે માણસ નમાઝથી પરવારીને માત્ર ત્રણ વખતે આ નાનકડા શબ્દો પઢશે તો તે પોતાની જગ્યાએથી એવો બનીને ઉઠશે કે તેની મગ્ફિરત થઈ ગઈ હશે.

سُبْحَانَ اللّٰهِ الْعَظِيْمِ وَبِحَمْدِهٖ لَاحَوْلَ وَلَاقُوَّةَ اِلَّا بِاللّٰهِ

**સુબ્હાનલ્લાહિલ અઝીમિ વબિહમ્દિહી લા હવ્લ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહિ.**

*અર્થ :– પવિત્ર છે ખુદા શ્રેષ્ઠ અને ઉત્તમ છે, વખાણ તેના જ માટે છે અલ્લાહ સિવાય કોઈ તાકત કે મજબુતી નથી.*

(ઈબ્ને સિન્ની : ૧૧૪, ૧૨૯)

# અલ્લાહ તઆલા નેઅમતોનો હકદાર બનાવી દે છે

હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.)ફરમાવે છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે જે માણસ ત્રણ વાર સવારે :

اَللّٰهُمَّ اِنِّىْ اَصْبَحْتُ مِنْكَ فِىْ نِعْمَةٍ وَعَافِيَةٍ وَسِتْرٍ فَاَتِمَّ عَلَىَّ نِعْمَتَكَ وَعَافِيَتَكَ وَسِتْرَكَ فِى الدُّنْيَا وَالْاٰخِرَةِ

**અલ્લાહુમ્મ ઈન્ની અસ્બહ્તુ મિન્ક ફી નિઅ્મતિં વ્વઆફિયતિં વ્વસિત્રિન્ ફઅતિમ્મ અલૈય નિઅ્મતક વ આફિયતક વ સિત્રક ફીદ્ દુન્યા વલ્ આખિરતિ.**

*અર્થ :–હે અલ્લાહ ! મે સવાર કરી તારા તરફથી નેઅમતોમાં અને આફિયતમાં અને પર્દાપોશીમાં, બસ મારા પર તારી સંપૂર્ણ નેઅમતો વર્ષાવી આપ અને તારી આફિયત અને તારી પર્દાપોશીને દુનિયા અને આખિરતમાં.*

**અને ત્રણ વખતે સાંજે :**

اَللّٰهُـمَّ اِنِّیْ اَمْسَیْتُ مِنْكَ فِیْ نِعْمَةٍ وَعَافِیَةٍ وَسِتْرٍ فَاَتِمَّ عَلَیَّ نِعْمَتَكَ وَعَافِیَتَكَ وَسِتْرَكَ فِی الدُّنْیَا وَالْاٰخِرَةِ

**અલ્લાહુમ્મ ઈન્ની અમ્સય્તુ મિન્ક ફી નિઅ્મતિં વ્વઆફિયતિં વ્વસિત્રિં ફઅતિમ્મ અલય્ય નિઅ્મતક વ આફિયતક વ સિત્રક ફીદ્દ દુન્યા વલ્ આખિરતિ.**

*અર્થ : –હે અલ્લાહ ! મે સાંજ કરી તારા તરફથી નેઅમતોમાં અને આફિયતમાં અને પર્દાપોશીમાં, બસ મારા પર તારી સંપૂર્ણ નેઅમતો વર્ષાવી આપ અને તારી આફિયત અને તારી પર્દાપોશીને દુનિયા અને આખિરતમાં. (ઈબ્ને સિન્ની : પર, નંબર : પપ)*

# માત્ર દસ વખતે "લાહવ્લ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહ" પઢવા પર મોટુ ઈનામ

**સવારે દસ વાર પઢવાથી અલ્લાહના ગુસ્સાથી સુરક્ષા, સુતી વખતે દસ વાર પઢવાથી દુનિયાની આપત્તિઓથી સુરક્ષા.**

**અલ્લાહ તઆલા પોતાના મહબૂબ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને સંબોધીને ઈર્શાદ ફરમાવે છે કે તમે તમારી ઉમ્મતને કહી આપો કે તે સવારે દસ વખતે લાહવ્લ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહ પઢી લે તો મારા**

ગુસ્સાથી સુરક્ષિત થઈ જશે, અને સાંજે દસ વાર પઢી લે તો શયતાનની ચાલોથી સુરક્ષિત થઈ જશે અને સુતી વખતે દસ વાર પઢી લેશે તો દુનિયાની આપત્તિઓથી બચવાની વ્યવસ્થા થઈ જશે.

(કન્ઝુલ ઉમ્માલઃ૨/૧૭૦, નંઃ૩૬૦૭, દયલમીઃ૫/૨૪૮,નંઃ૮૦૯૩)

## સચ્યિદુલ ઈસ્તિગ્ફાર

હઝરત શદ્દાદ બિન અવસ (રદી.)થી રિવાયત છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યુઃ સચ્યિદુલ ઈસ્તિગ્ફાર આ છે કે બંદો આ વાકયોને ઉચ્ચારે :

اَللّٰهُمَّ اَنْتَ رَبِّی لَا اِلٰهَ اِلَّا اَنْتَ خَلَقْتَنِیْ وَاَنَا عَبْدُكَ وَاَنَا عَلٰی عَهْدِكَ وَوَعْدِكَ مَااسْتَطَعْتُ اَعُوْذُبِكَ مِنْ شَرِّ مَا صَنَعْتُ اَبُوْءُ لَكَ بِنِعْمَتِكَ عَلَیَّ وَاَبُوْءُ بِذَنْبِیْ فَاغْفِرْلِیْ فَاِنَّهٗ لَايَغْفِرُالذُّنُوْبَ اِلَّا اَنْتَ ۝

**અલ્લાહુમ્મ અન્ત રબ્બી લાઈલાહ ઈલ્લા અન્ત ખલકતની વ અના અબ્દુક વઅના અલા અહ્દિક વવઅ્દિક મસ્તતઅ્તુ અઊઝુબિક મિન્ શર્રિ મા શનઅ્તુ, અબૂઊલક બિનિઅ્મતિક અલચ્ય વઅબૂઊ બિઝંબી ફગ્ફિરલી ફઈન્નહુ, લા યગ્ફિરુ ઝઝુનૂબ ઈલ્લા અન્ત. (બુખારીઃ૨/૯૩૬, નંઃ ૬૩૦૬)**

*તરજુમોઃ– હે અલ્લાહ ! તુ મારો રબ છે તારા વિના કોઈ મા'બુદ નથી તે મને પૈદા કર્યો અને હું તારો બંદો છું અને હું તારા અહદ અને વાયદા પર કાયમ છું જેટલું મારાથી બની શકે એટલું, મે જે ગુનાહો કર્યા છે એની બુરાઈથી તારી પનાહ ઈચ્છુ છું હું મારા પર થયેલ તારી*

*નેઅમતોનો ઈકરાર કરૂ છું અને મારા ગુનાહોનો ઈકરાર કરૂં છું માટે મને માફ કરી દે કેમકે તારા સિવાય ગુનાહોને કોઈ માફ કરી શકતુ નથી.*

જેણે આને યકીનની સાથે સાંજે પઢી લીધુ અને તેનુ તે રાતે મૃત્યુ થઈ ગયું તો તે જન્નત માં દાખલ થઈ જશે અને જેણે યકીનની સાથે સવારે પઢી લીધુ અને તેનુ મરણ તે દિવસે થઈ ગયું તો તે જન્નતમાં દાખલ થઈ જશે.

## કર્ઝની અદાયગી

હઝરત અબૂવાઈલ (રહ.)ફરમાવે છે કે એક મુકાતબ ગુલામે હઝરત અલી (રદી.)ની સેવામાં આવીને કહયું કે હું લખાણમાં નકકી કરેલ માલથી તંગ આવી ગયો છું, આપ એમા મારી સહાય કરો, હઝરત અલી (રદી.)એ ફરમાવ્યુ : શું હું તને અવા વાકયો શિખાવું કે જે મને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ શિખવ્યા હતા ? જો તમારા પર (યમનના) શીર પહાડ જેટલું પણ કર્ઝ હશે તો પણ અલ્લાહ તમારા કર્ઝને અદા કરી દેશે. તમે આ દુઆ પઢયા કરો.

اَللّٰهُـمَّ اكْفِـنِىْ بِحَلَالِكَ عَنْ حَرَامِكَ وَاَغْـنِـنِىْ بِفَضْلِكَ عَمَّنْ سِوَاكَ

**અલ્લાહુમ્મ ઈકફિની બિહલાલિક અન હરામિક વ અગ્નિની બિફઝલિક અમ્મન સિવાક. (તિર્મિઝી:૨/૧૯૭, નંબર:૩૫૬૩)**

## પોતાની જરૂરત અલ્લાહ સમક્ષ રજુ કરે

હઝરત હસન (રદી.)ફરમાવે છે કે હઝરત સમુરહ બિન જુન્દુબ (રદી.)એ ફરમાવ્યુ શું હું તમને એક એવી હદીસ સંભળાવું જે મે રસૂલુલ્લાહ

સલ્લલ્લાહુ અલયહી વ સલ્લમથી કેટલીએ વાર સાંભળી અને હઝરત અબૂબક્ર (રદી.) અને હઝરત ઉમર (રદી.) થી પણ કેટલીએ વાર સાંભળી છે. મેં કહયું જરૂર સંભળાવો, હઝરત સમુરહ (રદી.)એ ફરમાવ્યું જે માણસ સવાર સાંજ :

اَللّٰهُمَّ اَنْتَ خَلَقْتَنِىْ وَاَنْتَ تَهْدِيْنِىْ وَاَنْت تُطْعِمُنِىْ وَاَنْت تُسْقِيْنِىْ وَاَنْتَ تُمِيْتُنِىْ وَاَنْت تُحْيِيْنِىْ.

**અલ્લાહુમ્મ અન્ત ખલક્તની વ અન્ત તહ્દીની વ અન્ત તુત્અિમુની વ અન્ત તસ્કીની વ અન્ત તુમીતુની વ અન્ત તુહ્યીની.**

પઢે તો પછી અલ્લાહ થી જે કંઈ માંગશે અલ્લાહ તઆલા જરૂર તેને તે અપર્ણ કરશે.

(તબરાનીએ અવ્સતમાં હસનની સનદની સાથે રિવાયત કરેલ છેઃ ૧/૩૦૬, નં:૧૦૨૮)

# ઈસ્મે આ'ઝમ

હઝરત બુરદહ (રદી.) બયાન કરે છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે એક માણસને આ શબ્દો વડે દુઆ કરતા સાંભળ્યો:

اَللّٰهُمَّ اِنِّىْ اَسْئَلُكَ بِاَنِّىْ اَشْهَدُ اَنَّكَ اَنْتَ اللّٰهُ لَآ اِلٰهَ اِلَّا اَنْتَ الْاَحَدُ الصَّمَدُ الَّذِىْ لَمْ يَلِدْ وَلَمْ يُوْلَدْ o وَلَمْ يَكُنْ لَّهٗ كُفُوًا اَحَدٌ

**અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુક બિઅન્ની અશ્હદુ અન્નક અન્તલ્લાહુ લાઈલાહ ઈલ્લા અન્તલ્ અહદુસ્સમદુલ્લઝી લમ્ યલિદ્ વલમ્ યૂલદ્ વલમ્ યકુલ્લહુ કુફુવન અહદ.**

આ સાંભળી રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું, તમે અલ્લાહ તઆલાથી (તેના) એવા નામોથી સવાલ કર્યો છે કે જયારે તેને તે (નામ)થી સવાલ કરવામાં આવે તો તે આપશે અને જયારે તે (નામ) વડે દુઆ કરવામાં આવે તો કબુલ કરે છે.

(અબૂદાઉદ:૧૪૯૩, તિર્મિઝી:૨/૧૮૫, ઈબ્નેમાઝા, અત્તરગીબુ વત્તરહીબ:૨ ૪૮૫)

# મુસીબત દૂર કરવા અને કર્ઝની અદાયગી માટે

હઝરત અબૂ સઈદ ખુદરી (રદી.) ફરમાવે છે કે એક દિવસે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) મસ્જિદમાં ગયા તો અચાનક એક અન્સારી સહાબીને જોયા જેમનું નામ અબૂઉમામા હતુ, ફરમાવ્યું હે અબૂ ઉમામા ! શું વાત છે નમાઝનો સમય ન હોવા છતાં પણ આપ મસ્જિદમાં છો, બસ તેમણે જવાબ આપ્યો કે હે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) મુસીબતો અને કર્ઝાઓએ પકડી રાખ્યો છે, રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે શું હું તને દુઆઓની એવી ભેટ તમને આપુ કે જેને પઢવાથી અલ્લાહ તઆલા તમારી મુસીબતોને દુર કરીદેશે અને કર્ઝને અદા કરીદેશે, (હઝરત અબૂ સઈદ ખુદરી (રદી.))ફરમાવે છે કે એમણે કહયું કે હે અલ્લાહના રસૂલ! (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) કેમ નહી ? તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યુ કે જયારે સવાર અને સાંજ થાય તો આ દુઆ પઢયા કરો:

اَللّٰهُمَّ اِنِّىۤ اَعُوْذُبِكَ مِنَ الْهَمِّ وَالْحُزْنِ وَاَعُوْذُبِكَ مِنَ الْعَجْزِ

وَالْكَسَلِ وَاَعُوْذُبِكَ مِنَ الْجُبْنِ وَالْبُخْلِ وَاَعُوْذُبِكَ مِنْ غَلَبَةِ الدَّيْنِ

وَقَهْرِ الرِّجَالِ.

**અલ્લાહુમ્મ ઈન્ની અઊઝુબિક મિનલ્હમ્મિ વલ્હુઝનિ વ અઊઝુબિક મિનલ્ અજ્ઝિ વલ્ કસ્લિ વ અઊઝુબિક મિનલ્ જુબ્નિ વલ બુખ્લિ વ અઊઝુબિક મિન ગલબતિદ્દૈનિ વકહ્રિ રિજાલ.**

*તરજુમો:– હે અલ્લાહ હું તારી પનાહ ચાહુ છું ફકીરી અને રંજથી અને તારી પનાહ ચાહુ છું લાચાર થઈ જવાથી અને સુસ્તીથી અને તારી પનાહ ઈચ્છુ છુ બુઝદિલ બનવાથી અને કંજુસીથી અને તારી પનાહ ઈચ્છુ છુ કર્ઝના વધારાથી અને લોકોની કડકાઈથી.*

**હઝરત અબૂ ઉમામા (રદી.)ફરમાવે છે કે મેં એવુ જ કર્યુ બસ અલ્લાહ તઆલાએ મુસીબત દૂર કરી અને મારા દેવાની ભરપાઈ કરી.**

(અબૂદાવૂદ:૧/૨૧૭, નં:૧૫૫૫)

# મામૂલાતની ઉણપને પુરી કરી દેનાર દુઆ

**હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) રિવાયત બયાન કરે છે કે અલ્લાહના સૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ ફરમાવ્યું કે જે માણસ સવાર થતાની સાથે જ:**

فَسُبْحَانَ اللّٰهِ حِيْنَ تُمْسُوْنَ وَحِيْنَ تُصْبِحُوْنَ ٥ وَلَهُ الْحَمْدُ فِي

السَّمٰوٰتِ وَالْاَرْضِ وَعَشِيًّاوَّحِيْنَ تُظْهِرُوْنَ ٥ يُخْرِجُ الْحَيَّ مِنَ

الْمَيِّتِ وَيُخْرِجُ الْمَيِّتَ مِنَ الْحَيِّ وَيُحْيِ الْاَرْضَ بَعْدَ مَوْتِهَا ط

وَكَذٰلِكَ تُخْرَجُوْنَ ٥

**ફસુબ્હાનલ્લાહિ હીન તુમ્સૂન વહીન તુસ્બિહૂન્, વલહુલ્ હમ્દુ ફીસ્સમાવાતિ વલ્ અર્ઝિ વ અશિય્યંવ્વહીન તુઝ્હિરૂન, યુખ્રિજુલ્ હય્ય મિનલ્ મય્યિતિ વ યુખ્રિજુલ્ મય્યિત મિનલ્ હય્યિ, વ યુહયિલ્ અર્ઝ બઅ્દ મવ્તિહા વ કઝાલિક તુખ્રજૂન.**

(અબૂદાઉદ:૬૯૨, નં:૫૦૭૬)

*તરજુમોઃ– હું અલ્લાહની પવિત્રતાનું વર્ણન કરૂ છું સાંજના સમયે અને સવારના સમયે અને તમામ આકાશો અને ધરતીઓમાં તેના માટે વખાણ છે અને ઝવાલ પછી અને ઝોહરના સમયે પણ, તે જીવતાને મરેલાથી અને મરેલાને જીવતાથી બહાર કાઢે છે અને જમીનને તેના મરી ગયા પછી જીવતી કરે છે એવી જ રીતે તમને કાઢવામાં આવશે.*

આ દુઆ પઢી લીધી તો તે દિવસે જે ઉણપ રહી હશે તે ઉણપ પુરી કરનાર ગણવામાં આવશે, અને જો સાંજના સમયે પઢશે તો તે પોતાની રાતની ઉણપ પુરી કરનાર ગણવામાં આવશે.

# જાન માલ અવલાદની સુરક્ષા

## હઝરત અનસ બિન માલિક (રદી.)ની મહાન દુઆ

હઝરત અનસ (રદી.)થી હજજાજ બિન યૂસુફ ઘણા નારાજ થયા અને કહયુ કે જો ફલાણુ કારણ ન હોત તો હું તમને કતલ કરી દેત. હઝરત અનસ (રદી.)એ ફરમાવ્યુ તુ કદી પણ મને કતલ કરી શકતો નથી. મને રસૂલે પાક (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ એવી દુઆ શિખવાડી છે કે જેના વડે દરેક ઝાલિમ કાતિલ માણસ, શયતાનથી બચાવ થઈ જાય છે. (તે આપણોને નુકસાન નથી પહોંચાડી શકતા) હજજાજે જયારે સાંભળ્યુ તો ઘુઠણીયે પડી ગયો અને કહેવા લાગ્યો કાકા મને શિખાવો. હઝરત અનસ (રદી.)એ

ફરમાવ્યુ કે તુ એના લાયક નથી ત્યાર બાદ મરણના અમુક સમય પહેલા તેમના બાળકોને આ દુઆ કહી હતી:

اَللّٰهُ اَكْبَرُ اَللّٰهُ اَكْبَرُ اَللّٰهُ اَكْبَرُ ، بِسْمِ اللّٰهِ عَلٰى نَفْسِىْ وَدِيْنِىْ، بِسْمِ اللّٰهِ عَلٰى كُلِّ شَيْءٍ اَعْطَانِىْ رَبِّىْ، بِسْمِ اللّٰهِ خَيْرِ الْاَسْمَاءِ بِسْمِ اللّٰهِ الَّذِىْ لَا يَضُرُّ مَعَ اِسْمِهٖ دَاءٌ ، بِسْمِ اللّٰهِ اِفْتَتَحْتُ وَعَلَى اللّٰهِ تَوَكَّلْتُ اَللّٰهُ اَللّٰهُ رَبِّىْ لَا اُشْرِكُ بِهٖ اَحَدًا، اَسْئَلُكَ اَللّٰهُمَّ بِخَيْرِكَ مِنْ خَيْرِكَ الَّذِىْ لَايُعْطِيْهِ اَحَدٌ غَيْرُكَ عَزَّ جَارُكَ وَجَلَّ ثَنَاؤُكَ وَلَا اِلٰهَ غَيْرُكَ اِجْعَلْنِىْ فِىْ عِيَاذِكَ مِنْ شَرِّ كُلِّ سُلْطَانٍ وَمِنَ الشَّيْطَانِ الرَّجِيْمِ، اَللّٰهُمَّ اِنِّىْ اَحْتَرِسُ بِكَ مِنْ شَرِّ جَمِيْعِ كُلِّ ذِىْ شَرٍّ خَلَقْتَهٗ، وَاَحْتَرِزُ بِكَ مِنْهُمْ، وَاُقَدِّمُ بَيْنَ يَدَىَّ : بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ۝ قُلْ هُوَ اللّٰهُ اَحَدٌ ۝ اَللّٰهُ الصَّمَدُ ۝ لَمْ يَلِدْ ۝ وَلَمْ يُوْلَدْ ۝ وَلَمْ يَكُنْ لَّهٗ كُفُوًا اَحَدٌ ۝ وَمِنْ خَلْفِىْ مِثْلَ ذٰلِكَ وَعَنْ يَمِيْنِىْ مِثْلَ ذٰلِكَ وَعَنْ يَّسَارِىْ مِثْلَ ذٰلِكَ، وَمِنْ فَوْقِىْ مِثْلَ ذٰلِكَ.

**અલ્લાહુ અકબર, અલ્લાહુ અકબર, અલ્લાહુ અકબર, બિસ્મિલ્લાહિ અલા નફસી વ દીની, બિસ્મિલ્લાહિ અલા કુલ્લિ શૈઈન અઅતાની રબ્બી, બિસ્મિલ્લાહિ ખયરિલ અસ્માઈ, બિસ્મિલ્લાહિલ્લઝી લા યદુર્રુ મઅ ઈસ્મિહી દાઉન, બિસ્મિલ્લાહિ ઈફતતહતુ વ અલલ્લાહિ તવક્કલ્તુ અલ્લાહુ અલ્લાહુ રબ્બી લા ઉશ્રિકુ બિહી અહદન, અસ્અલુક અલ્લાહુમ્મ બિખયરિક મિન**

**ખસ્કિલ્લઝી લા યુઅતીહિ અહદુન ગયરૂક, અઝ્ઝ જારૂક વ જલ્લ ષનાઉક, વલા ઈલાહ ગયરૂક, ઈજઅલ્ની ફી ઈયાદિક મિન શર્રિ કુલ્લિ સુલ્તાનિન, વ મિનશ્શય્તાનિર્રજીમ, અલ્લાહુમ્મ ઈન્ની અહતરિસુ બિક મિન શર્રિ જમીઈ કુલ્લિ ઝી શર્રિ ખલકતહુ, વ અહતરિઝુ બિક મિન્હુમ, વ ઉકદ્દિમુ બય્ન યદય્ય :બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ - કુલ હુવલ્લાહુ અહદ. અલ્લાહુ સ્સમદ. લમ યલિદ વલમ યૂલદ. વલમ યકુલ્લહૂ કુફુવન અહદ. વ મિન ખલ્ફી મિષ્લ ઝાલિક વ અન યમીની મિષ્લ ઝાલિક, વ અન યસારી મિષ્લ ઝાલિક, વ મિન ફવ્કી મિષ્લ ઝાલિક.**

(ઈબ્નુ સુન્નીઃ૧/૩૦૭, નં:૩૪૬)

# હઝરત આદમ (અલ.)ની દુઆ

હઝરત આઈશા (રદી.)બયાન કરે છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યુ કે જયારે અલ્લાહ તઆલાએ હઝરત આદમ (અલ.)ને જમીન પર ઉતાર્યા તો તે ઉઠીને કા'બા સ્થળે આવ્યા અને બે રકાત નમાઝ પઢીને આ દુઆને પઢી. અલ્લાહતઆલાએ તે જ સમયે વહી મોકલી કે હે આદમ ! મે તારી તોબા કબૂલ કરી અને તારા ગુનાહ માફ કર્યા અને તારા સિવાય જે કોઈ મારાથી આ વાકયો વડે દુઆ કરશે હું તેના પણ ગુનાહ માફ કરી દઈશ અને તેના ભારી કાર્યોને સફળ કરી દઈશ અને શયતાનને તેનાથી રોકી દઈશ અને દુનિયા તેના દ્વાર પર નાક ઘસતી આવી જશે. ભલેને પછી તે એને જોઈ ન શકે. તે દુઆ આ છે :

اَللّٰهُمَّ اِنَّكَ تَعْلَمُ سِرِّیْ وَعَلَانِيَتِیْ فَاقْبَلْ مَعْذِرَتِیْ وَتَعْلَمُ حَاجَتِیْ

فَاَعْطِنِیْ سُؤْلِیْ ٥ وَتَعْلَمُ مَافِیْ نَفْسِیْ، فَاغْفِرْلِیْ ذُنُوْبِیْ ٥ اَسْئَلُكَ اِیْمَانًا یُبَاهِیْ قَلْبِیْ ٥ وَیَقِیْنًا صَادِقًا حَتّٰی اَعْلَمَ اَنَّهٗ لَنْ یُّصِیْبُنِیْ اِلَّا مَا كَتَبْتَ لِیْ ٥ وَرَضِّنِیْ بِقَضَائِكَ.

**અલ્લાહુમ્મ ઈન્નક તઅ્લમ સિર્રી વઅલાનિય્યતી ફકબલ મઅ્ઝિરતી વ તઅ્લમુ હાજતી ફઅ્અતિની સુઅ્લી વતઅ્લમુ માફી નફસી ફગ્ફિરલી ઝંબી. અસ્અલુક ઈમાનંય્યુબાહિ કલ્બી વયકીનં સાદિકન્ હત્તા અઅ્લમ અન્નહૂ લા યુશીબુની ઈલ્લા મા કતબ્તલી વરદ્દિની બિકઝાઈક.**

(તબરાની ફી દુઆ : ૧/૩૫૨, નં:૨૬૨)

# મુસીબતો અને આપત્તિઓથી બચવાનો વઝીફો

## હઝરત અબૂ દરદા (રદી.)ની દુઆ

તલક બિન હબીબ (રદી.)ફરમાવે છે કે એક માણસ હઝરત અબૂદરદા (રદી.)ની સેવામાં હાજર થયો અને કહયું કે તમારૂ મકાન બળી ગયુ, તેમણે કહયું નથી સળગ્યું, ફરી બીજા માણસે આવીને આ જ સમાચાર આપ્યા, હઝરત અબૂદરદા (રદી.)એ કહયું નથી બળ્યુ, ત્રીજા માણસે આવી ને આ ખબર આપી કે આગ લાગી અને તેનો ભડકો ઉચે સુધી ગયો પરંતુ જયારે તમારા મકાન સુધી આગ ગઈ તો ઓલવાઈ ગઈ. તો હઝરત અબૂદરદા (રદી.)એ ફરમાવ્યું કે મને ખબર હતી કે અલ્લાહ પાક એવું નહી કરે, તેણે કહયું કે અમને સમજ નથી પડતી કે અમે તમારી કઈ વાત પર આશ્ચર્ય કરીએ. નથી સળગ્યુ તેના પર કે પછી તેના પર (જે આપે ફરમાવ્યુ) કે મને ખબર હતી કે અલ્લાહ એવું નહી કરે, તો હઝરત અબૂદરદા

(રદી.)એ કહયુ કે મે આ એ કારણથી કહયુ કે મેં રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી સાંભળ્યુ છે કે આપે (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ફરમાવ્યું કે જે માણસ આ દુઆ સવારે પઢે તો સાંજ સુધી અને સાંજે પઢે તો સવાર સુધી કોઈ મુસીબત અને આપત્તિમાં નહી સપડાય મે તે પઢી લીધી હતી.

اَللّٰهُمَّ اَنْتَ رَبِّى لَا اِلٰهَ اِلَّا اَنْتَ عَلَيْكَ تَوَكَّلْتُ وَاَنْتَ رَبُّ الْعَرْشِ الْعَظِيْمِ، مَاشَاءَ اللّٰهُ كَانَ وَمَالَمْ يَشَأْ لَمْ يَكُنْ، وَ لَا حَوْلَ وَلَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ الْعَظِيْمِ ، اَعْلَمُ اَنَّ اللّٰهَ عَلٰى كُلِّ شَىْءٍ قَدِيْر، وَاَنَّ اللّٰهَ قَدْ اَحَاطَ بِكُلِّ شَىْءٍ عِلْماً، اَللّٰهُمَّ اِنِّى اَعُوْذُبِكَ مِنْ شَرِّ نَفْسٍ وَمِنْ كُلِّ دَابَّةٍ اَنْتَ آخِذٌ بِنَاصِيَتِهَا، اِنَّ رَبِّى عَلٰى صِرَاطٍ مُسْتَقِيْم .

**અલ્લાહુમ્મ અન્ત રબ્બી, લાઈલાહ ઈલ્લા અન્ત, અલૈક તવક્કલતુ વઅન્ત રબ્બુલ્ અર્શિલ્ અઝીમિ, માશાઅલ્લાહુ કાન વમાલમ્ યશઅ્ લમ્ યકુન્, વલા હવ્લ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહિલ અઝીમિ, અઅ્લમુ અન્નલ્લાહ અલા કુલ્લિ શયઈન કદીરું વ્વઅન્નલ્લાહ કદ્ અહાત બિકુલ્લિ શયઈન ઈલ્મં, અલ્લાહુમ્મ ઈન્ની અઊઝુબિક મિન્ શર્રિ નફસી વમિન્ શર્રિ કુલ્લિ દાબ્બતિં અન્ત આખિઝું બિનાશિયતિહા, ઈન્ન રબ્બી અલા શિરાતિં મ્મુસ્તકીમિં.**

(અદદુઆ લીત્તબરાનીઃ ૧/૧૨૮, નંઃ૩૪૩)

*તરજુમોઃ– હે અલ્લાહ તુ મારો રબ છે, તારા સિવાય કોઈ મા'બૂદ નથી. તારા પર મેં ભરોસો કર્યો અને તુ મોટા અર્શનો રબ છે. જે કઈ અલ્લાહે*

ઈચ્છયુ તે થઈ ગયુ અને જે અલ્લાહ તઆલાએ નથી ઈચ્છયુ તે થશે નહી. ગુનાહોથી ફરવુ અને નેકીની તાકત અલ્લાહ તરફથી છે જે મોટા રૂતબાવાળો અને અઝમતવાળો છે, હું જાણું છું કે બેશક અલ્લાહ તઆલા દરેક વસ્તુ પર કુદરત વાળો છે અને બેશક અલ્લાહ તઆલાની જાણકારી દરેક વસ્તુને આવરી લીધી છે, હે અલ્લાહ ! હું તારી પનાહ માંગુ છુ મારી આત્માની બુરાઈથી અને દરેક જાનવરની બુરાઈથી જેની પેશાની તારા કબ્ઝામાં છે, ખરેખર મારો રબ સીધા રસ્તે છે.

## ડરના સમયની દુઆ

હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.)થી રિવાયત છે કે જયારે તમને કોઈ ખતરનાક ઝાલિમ બાદશાહથી ઝુલ્મ અને કડકાઈ તથા નુકસાનની બીક લાગતી હોય તો આ દુઆ ત્રણ વાર પઢો :

اَللّٰهُ اَكْبَرُ اَللّٰهُ اَعَزُّ مِنْ خَلْقِهٖ جَمِيْعًا اَللّٰهُ اَعَزُّ مِمَّا اَخَافُ وَاَحْذَرُ، اَعُوْذُ بِاللّٰهِ الَّذِىْ لَا اِلٰهَ اِلَّا هُوَ الْمُمْسِكُ السَّمٰوٰتِ السَّبْعِ اَنْ يَّقَعْنَ عَلَى الْاَرْضِ اِلَّا بِاِذْنِهٖ مِنْ شَرِّ عَبْدِكَ فُلَانٍ.... وَجُنُوْدِهٖ وَاَتْبَاعِهٖ وَاَشْيَاعِهِمْ مِنَ الْجِنِّ وَالْاِنْسِ، اَللّٰهُمَّ كُنْ لِّىْ جَارًا مِّنْ شَرِّهِمْ جَلَّ ثَنَاؤُكَ وَتَبَارَكَ اسْمُكَ وَلَا اِلٰهَ غَيْرُكَ ثَلَاثَ مَرَّاتٍ.

**અલ્લાહુ અકબર અલ્લાહુ અઅઝઝુ મિન્ખલ્કિહી જમીઅન અલ્લાહુ અઅઝઝુ મિમ્મા અખાફુ વ અહઝરુ, અઊઝુ બિલ્લાહિલ્લઝી લાઈલાહ ઈલ્લા હુવલ્મુમ્સિકુ સ્સમાવાતિ સ્સબ્ઇ અંચ્યકઅ્ન અલલ અર્ઝિ ઈલ્લા બિઈઝનિહી મિન્શર્રિ અબ્દિક**

**ફુલાનિં ............ વજુનૂદિહી વઅત્બાઈહી વઅશ્યાઈહિમ મિનલ જિન્નિ વલ ઈન્સિ, અલ્લાહુમ્મ કુનલી જારં મિન્શર્રિહિમ જલ્લ ષનાઉક વતબારકસ્મુક વલા ઈલાહ ગયરૂક ષલાષ મર્રાતિ.**

(અલ અદબુલ મુફરદ:૭૦૮, તબરાની: ૧૨૯૫, કન્ઝ:૬૬૦)

*તરજુમો:—અલ્લાહ મોટો છે અલ્લાહ પોતાની સમગ્ર સૃષ્ટિથી મહાન છે, અલ્લાહ તેનાથી ઘણો વધારે છે જેનાથી હું ડરી રહયો છુ અને ગભરાઈ રહયો છુ, હું તે અલ્લાહની પનાહ ઈચ્છુ છુ જેના વગર કોઈ અન્ય કોઈ મા'બુદ નથી. જેણે સાતેવ આસમાનોને જમીન પર પડવાથી રોકી રાખ્યા છે પરંતુ જયારે અલ્લાહનો હુકમ થઈ જાય (હું પનાહ ચાહું છું) તારા ફલાણા બંદા અને તેના લશ્કર અને તેના સેવકો તથા સહાયકો જિન્નાતો અને માણસોની બુરાઈથી. હે અલ્લાહ ! તુ એમની શરારતોથી મારો રક્ષક બની જા, તારા વખાણ મોટા છે અને પવિત્ર છે તારૂ નામ અને તારા સિવાય કોઈ મા'બુદ નથી.*

**નોટઃ— "મિન્ શર્રિ અબ્દિક ફુલાનિં" પઢતી વખતે પોતાના તે દુશ્મનનો વિચાર કરે જેની બીક લાગતી હોય.**

**હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઉદ (રદી.)થી રિવાયત છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યુ કે જયારે તમને કોઈની બીક લાગતી હોય ત્યારે આ પઢી લો.**

اَللّٰهُمَّ رَبَّ السَّمٰوٰتِ السَّبْعِ وَمَنْ فِيهِنَّ وَرَبَّ الْعَرْشِ الْعَظِيمِ،
وَرَبَّ جِبْرَئِيلَ وَمِيكَائِيلَ وَاِسْرَافِيلَ كُنْ لِّيْ جَارًا مِّنْ فُلَانٍ
وَاَشْيَاعِهٖ اَنْ يَفْرُطُوا عَلَيَّ اَوْ اَنْ يَّطْغَوْا عَلَيَّ اَبَدًا عَزَّ جَارُكَ، وَجَلَّ

ثَنَائُكَ، وَلَآاِلٰهَ اِلَّآ اَنْتَ لَا حَوْلَ وَ لَاقُوَّةَ اِلَّا بِكَ .

**અલ્લાહુમ્મ રબ્બ સ્સમાવાતિ સ્સબ્અિ વમન્ફીહિન્ન વ રબ્બલ અર્શિ લ્અઝીમિ વ રબ્બ જિબ્રઈલ વ મીકાઈલ વ ઈસ્રાફીલ કુન્લી જારં મ્મિન્ફુલાનિં વ્વઅશ્યાઈહી અં ય્યફ્રુતૂ અલય્ય અવ અંય્યત્ગવ અલય્ય અબદં અઝઝજારુક વજલ્લ ષનાઉક વ લાઈલાહ ઈલ્લા અન્ત વલાહવ્લ વલાકુવ્વત ઈલ્લાબિક.**

(અદ્દુઆ: ૧/૩૨૩, નં:૧૦૫૭)

*તરજુમો:– હે સાતેવ આકાશ અને જે કંઈ એમા છે તેના રબ અને મહાન અર્શના રબ અને જિબ્રઈલ તથા મીકાઈલ અને ઈસ્રાફીલના રબ તુ મને ફલાણાથી અને તેની ટુકડીથી પનાહ આપી દે કે તેઓ કદી પણ મારા પર ઝુલ્મ અને અત્યાચાર કરે, તારી પનાહ ઉચ્ચ છે અને તારા વખાણ મહાન છે અને તારા સિવાય કોઈ મા'બૂદ નથી, તારા વિના કોઈને શકિત છે ન તાકત.*

# ઝાલિમના ઝુલ્મથી રક્ષણ

હઝરત અબૂરાફેઅ (રહ.) કહે છે કે હઝરત અબ્દુલ્લાહ બિન જઅફર (રદી.)એ (લાચાર થઈને) હજ્જાજ બિન યૂસુફથી પોતાની દિકરીની શાદી કરી અને દિકરીથી કહયુ કે જયારે તે તમારા પાસે અંદર આવે તો આ દુઆ પઢજો.

لَآ اِلٰـهَ اِلَّا الـلّٰـهُ الـحَـلِيْـمُ الكَرِيْمُ سُبْحَانَ اللّٰهِ رَبِّ العَرْشِ العَظِيْمِ

وَالحَمْدُ لِلّٰهِ رَبِّ العٰلَمِيْنَ

**લાઈલાહ [illegible]લ્લાહુલ હલીમુલ કરીમુ સુબ્હાનલ્લાહિ રબ્બિલ અર્શિલ [illegible] વલ્હમ્દુ લિલ્લાહિ રબ્બિલ આલમીન.**

હઝરત અબ્દુલ્લાહ (રદી.)એ કહયુ જયારે હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને કોઈ ભારે સખ્ત કામ આવતુ તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)આ દુઆ પઢતા. રાવી કહે છે (હઝરત અબ્દુલ્લાહની દિકરીએ આ દુઆ પઢી, જેના કારણે) હજજાજ એની નજીક ન આવી શકયો. (મુસ્નદે અહમદઃ૩/૨૮૬, નંઃ૧૭૬૨)

# ફરિશ્તાઓથી પણ સવાબ લખવું મુશ્કેલ થઈ ગયું

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યુ કે અલ્લાહ તઆલાના એક નેક બંદાએ આ દુઆ પઢી.

يَا رَبِّ لَكَ الْحَمْدُ كَمَا يَنْبَغِى لِجَلَا لِ وَجْهِكَ وَعَظِيْمِ سُلْطَانِكَ

**યા રબ્બિ લકલ્હમ્દુ કમા યંબગી લિજલાલિ વજ્હિક વઅઝીમિ સુલ્તાનિક.**

*તરજુમોઃ– હે મારા રબ તારા માટે જ વખાણ છે જેમકે તારા પવિત્ર મુખ(ઝાત)ના જલાલ અને તારી મહાન બાદશાહતને પાત્ર છે.*

તો એનો સવાબ લખવો ફરિશ્તાઓને પણ ભારે પડી ગયુ કે કેવી રીતે લખે તો અલ્લાહ તઆલા આ જાણવા છતા કે આ બંદાએ આ દુઆ પઢી છે ફરિશ્તાઓથી પ્રશ્ન કરે છે કે મારા આ બંદાએ શું પઢયુ તો ફરિશ્તાઓએ કહયુ :

يَا رَبِّ لَكَ الْحَمْدُ كَمَا يَنْبَغِى لِجَلَا لِ وَجْهِكَ وَعَظِيْمِ سُلْطَانِكَ

યા રબ્બિ લકલ્હમ્દુ કમા યંબગી લિજલાલિ વજહિક વઅઝીમિ સુલતાનિક.

આ પઢયુ તો અલ્લાહ રબ્બુલ ઈઝ્ઝત ફરમાવે છે કે હમણા તો આ પ્રમાણે જ લખી લો જેવુ કે તેણે પઢયુ. જયારે મારો બંદો મારાથી મળશે હું જ એનો બદલો અને સવાબ એને આપીશ.

(ઈબ્ને માજહઃ ૨૬૯, નં:૩૮૦૧)

# જે માણસ અલ્લાહનું નામ લેતા લેતા સુઈ જાય તેના માટે અલ્લાહ તરફથી ઈનામ

હદીસ શરીફમાં આવે છે કે જયારે માણસ પથારી પર સુવા માટે જાય છે તો એક ફરિશ્તો તેની તરફ આવે છે, અને એક શૈતાન પણ દોડીને આવે છે. શૈતાનની કોશિષ એ હોય છે કે માણસનો છેલ્લો બોલ કોઈ બુરો શબ્દ હોય અને ફરિશ્તો કહે છે કે તુ કોઈ સારા કાર્ય પર તારા અમલને પુરો કર. બસ બંદો અલ્લાહનો ઝિક્ર કરતો કરતો સુઈ જાય છે તો શૈતાન નારાજ થઈને ભાગી છુટે છે અને ફરિશ્તો તે જ બંદા સાથે રાત વિતાવે છે.

# નફ્સને કબ્જામાં રાખવાનો વઝીફો

જે માણસની આત્મા તેના કબ્જામાં ન હોય તે સુતી વખતે છાતી પર હાથ મુકીને યા મુમીતુ (એ મોત આપનાર) પઢતા પઢતા સુઈ જાય તો ઈન્શા અલ્લાહ તેની નફ્સ (આત્મા) તેનું તાબેઅ (માનનાર) બની જશે.

(હિસ્ને હસીનઃ ૫૨)

# આસમાની રક્ષક

**અઊઝુ બિલ્લાહિ મિનશ્શૈતાનિ ર્રજીમ** اَعُوْذُبِاللّٰهِ مِنَ الشَّيْطَانِ الرَّجِيْمِ

*તરજુમોઃ– હું અલ્લાહ તઆલાની પનાહ ચાહું છુ મલઊ શૈતાન થી.*

**હદીસ શરીફમાં છે કે જે માણસ દિવસમાં દસ વાર શૈતાનથી પનાહ માંગશે તો અલ્લાહ તઆલા શૈતાનથી તેની રક્ષા માટે એક ફરિશ્તો નક્કી કરી દેશે. (અબૂ યઅલાઃ ૭/૧૪૬, નંઃ૪૧૪)**

# જાન,માલ અને ધર્મના રક્ષણ માટેની દુઆ

بِسْمِ اللّٰهِ عَلٰى دِيْنِى وَ نَفْسِىْ وَوَلَدِىْ وَاَهْلِىْ وَمَالِىْ ○

**બિસ્મિલ્લાહિ અલા દીની વ નફ્સી વ વલદી વ અહ્લી વ માલી**

**(ત્રણ વાર પઢે)**

*તરજુમોઃ– અલ્લાહનું નામ મારા ધર્મ પર અને મારા જીવ પર અને મારી અવલાદ પર અને મારા ઘરવાળો પર અને મારા માલ પર.*

(કન્ઝુલ ઉમ્માલઃ૨/૬૩૬, નંઃ૫૬૪૯)

# હિદાયત દિલમાં નાખવા અને આત્મા (નફ્સ)ની બુરાઈઓથી સુરક્ષા

**હઝરત ઈમરાન બિન હુસૈન (રદી.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ સલ્લલ્લાહુ અલયહી વસલ્લમે મારા પિતા હુસૈન (રદી.)ને બે વાકયો શિખવાડયા હતા જેને તેઓ પઢતા રહેતા હતા.**

اَللّٰهُمَّ اَلْهِمْنِىْ رُشْدِىْ وَاَعِذْنِىْ مِنْ شَرِّ نَفْسِىْ

**અલ્લાહુમ્મ અલ્હિમ્ની રુશ્દી વઅઈઝ્ની મિન્ શર્રિ નફ્સી.**

*અર્થ :– હે અલ્લાહ મારા દિલમા મારી લાયકાત નાખી આપ અને મને પનાહ આપ આત્માની બુરાઈથી. (તિર્મિઝી:૨/૧૮૬, નં:૩૪૮૩)*

# દુઆ કબૂલ કરાવવા માટેનો અમલ

اَللّٰهُمَّ اِغْفِرْلِىْ وَلِلْمُؤْمِنِيْنَ وَالْمُؤْمِنٰتِ وَالْمُسْلِمِيْنَ وَالْمُسْلِمَاتِ

**અલ્લાહુમ્મગ્ફિરલી વલિલ્મુ'મિનીન વલ્મુ'મિનાતિ વલ્ મુસ્લિમીન વલ મુસ્લિમાતિ.**

*અર્થ :– હે અલ્લાહ મારી મગ્ફિરત ફરમાવ અને સર્વે મો'મિન પુરૂષોની અને સૌ મો'મિન સ્ત્રીઓની અને બધા મુસલમાન પુરૂષોની અને બધી મુસલમાન સ્ત્રીઓની.*

**ફાયદો:–** હદીસ શરીફમાં છે કે જે માણસ દિવસમાં સત્તાવીસ અથવા પચ્ચીસ વખતે બધા મો'મિન પુરૂષો અને સ્ત્રીઓ માટે મગ્ફિરતની દુઆ માંગશે તો તે અલ્લાહના પાસે તે "મુસ્તજાબુદઅવાત" લોકોમાં (જેમની દુઆઓ કબૂલ થાય છે,) તેમનામાં ગણાશે જેમની દુઆઓના કારણે ધરતી વાળોને રોઝી આપવામાં આવે છે.

(મજમઉઝઝવાઈદ અન અબીદરદા : ૧૦/૨૧૦, ૧૭૬૦૦)

# એક અરબથી પણ વધારે નેકીઓ

ઈમામ તબરાનીએ પોતાની "મોઅજમે કબીર"માં એક હદીસ નકલ

કરી છે, જેમાં જનાબે રસૂલે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યું છે કે જે માણસ દરરોજ ઓછામાં ઓછા એક વખતે આ પઢશે તેને દરેક મુસલમાનોમાંથી દરેકના તરફથી એક નેકી મળશે.

اَللّٰهُمَّ اغْفِرْلِىْ وَلِلْمُؤْمِنِيْنَ وَالْمُؤْمِنٰتِ

**અલ્લાહુમ્મગ્ફિરલી વલિલમુ'મિનીન વલ્ મુ'મિનાતિ.**

(મુસ્નદે શામીઈન લિત્તબરાનીઃ ૩/૩૩૪, નંઃ૨૧૫૫)

**નોટઃ–** અત્યારે દુનિયામાં એક અરબથી પણ વધારે મુસલમાનો છે, માટે જે માણસ આ નાનકડી દુઆને પઢશે તેને એક અરબથી પણ વધારે નેકીઓ મળશે.

## મોટી ફઝીલત

હઝરત અબૂ ઐયૂબ અન્સારી (રદી.)થી મરફુઅન રિવાયત છે કે જયારે, સુરએ ફાતિહા, આયતુલ કુરસી, શહિદલ્લાહુ અને કુલિલ્લાહુમ્મ માલિકલ મુલ્કિ થી બિગય્રિ હિસાબિં સુધી ઉતરી તો અર્શથી ચોંટીને ફરીયાદ કરી કે તમે અમોને એવી કૌમ પર ઉતારો છો કે જેઓ ગુનાહો કરશે. તો ફરમાવ્યું કે મારી ઈઝ્ઝત અને જલાલ અને મારા ઊંચા સ્થાનની કસમ કે જે લોકો દરેક ફર્ઝ નમાઝ પછી તમને પઢશે હું તેમની મગ્ફિરત કરી દઈશ અને જન્નતુલ ફિરદોસમાં સ્થાન આપીશ અને દરરોજ સિત્તેર વખતે રહમતની નઝરથી જોઈશ અને તેની સિત્તેર જરૂરતો પુરી કરીશ જેમાંથી નાનામાં નાની જરૂરત મગ્ફિરત છે. અમુક રિવાયતોમાં છે કે હું તેમને તમામ દુશ્મનો પર વિજય આપીશ. (તફસીરે રૂહુલમા'નીઃ ૩/૧૦૬)

જે માણસ સુરએ ફાતિહા એક વખતે, આયતુલ કુરસી એક વખતે અને એક વખતે આ શહિદલ્લાહુ, કુલિલ્લાહુમ્મ માલિકલ મુલ્કિ. પાંચેવ નમાઝો પછી પઢશે, તો જન્નત તેનું સ્થાન હશે અને હઝીરતુલ કુદુસમાં રહેશે અને અલ્લાહ તઆલા દરરોજ સિત્તેર વખતે તેને રહમતની નઝરે જોશે અને તેની સીત્તેર જરૂરતો પુરી કરશે અને તેની મગ્ફિરત કરશે. (ઈબ્ને સિન્નીઃ ૧૧૧, નં:૧૨૫)

﴿بِسْمِ اللّٰهِ الرَّحْمٰنِ الرَّحِيْمِ ۝ اَلْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعَالَمِيْنَ ۝ الرَّحْمٰنِ الرَّحِيْمِ ۝ مَالِكِ يَوْمِ الدِّيْنِ ۝ إِيَّاكَ نَعْبُدُ وَإِيَّاكَ نَسْتَعِيْنُ ۝ اِهْدِنَا الصِّرَاطَ الْمُسْتَقِيْمَ ۝ صِرَاطَ الَّذِيْنَ أَنْعَمْتَ عَلَيْهِمْ غَيْرِ الْمَغْضُوْبِ عَلَيْهِمْ وَلَا الضَّالِّيْنَ ۝﴾

﴿اَللّٰهُ لَا إِلٰهَ إِلَّا هُوَ الْحَيُّ الْقَيُّوْمُ لَا تَأْخُذُهُ سِنَةٌ وَلَا نَوْمٌ لَهُ مَا فِي السَّمَاوَاتِ وَمَا فِي الْأَرْضِ مَنْ ذَا الَّذِيْ يَشْفَعُ عِنْدَهُ إِلَّا بِإِذْنِهِ يَعْلَمُ مَا بَيْنَ أَيْدِيْهِمْ وَمَا خَلْفَهُمْ وَلَا يُحِيْطُوْنَ بِشَيْءٍ مِّنْ عِلْمِهِ إِلَّا بِمَا شَاءَ وَسِعَ كُرْسِيُّهُ السَّمَاوَاتِ وَالْأَرْضَ وَلَا يَؤُدُهُ حِفْظُهُمَا وَهُوَ الْعَلِيُّ الْعَظِيْمُ ۝﴾

﴿شَهِدَ اللّٰهُ أَنَّهُ لَا إِلٰهَ إِلَّا هُوَ وَالْمَلَائِكَةُ وَأُولُوا الْعِلْمِ قَائِمًا بِالْقِسْطِ لَا إِلٰهَ إِلَّا هُوَ الْعَزِيْزُ الْحَكِيْمُ ۝﴾

﴿قُلِ اللّٰهُمَّ مَالِكَ الْمُلْكِ تُؤْتِي الْمُلْكَ مَنْ تَشَاءُ وَتَنْزِعُ الْمُلْكَ مِمَّنْ تَشَاءُ وَتُعِزُّ مَنْ تَشَاءُ وَتُذِلُّ مَنْ تَشَاءُ بِيَدِكَ الْخَيْرُ إِنَّكَ عَلٰى

كُلِّ شَىْءٍ قَدِيْر ٥ تُولِجُ اللَّيْلَ فِى النَّهَارِ وَتُولِجُ النَّهَارَ فِى اللَّيْلِ
وَتُخْرِجُ الْحَىَّ مِنَ الْمَيِّتِ وَتُخْرِجُ الْمَيِّتَ مِنَ الْحَىِّ وَتَرْزُقُ مَن
تَشَاءُ بِغَيْرِ حِسَابٍ ٥

**બિસ્મિલ્લાહિર્રહમાનિર્રહીમ**

**☆ અલ્હમ્દુલિલ્લાહિ રબ્બિલ્ આલમીન. અર્રહમાનિર્રહીમિ. માલિકિ યૌમિદ્દીન. ઈય્યાક નઅ્બુદુ વ ઈય્યાક નસ્તઈન. ઈહ્દિન--સ્સિરાતલ્ મુસ્તકીમ. સિરાતલ્લઝીન અન્અમ્ત અલૈહિમ ગૈરિલ મગ્ઝૂબિ અલૈહિમ વલદ્ દોલ્લીન.**

**☆ અલ્લાહુ લાઈલાહ ઈલ્લા હુવલ્ હય્યુલ્ કૈયૂમુ લા તઅ્ખુઝુહૂ સિનતુંવ્વલા નૌમ લહૂ માફીસ્સમાવાતિ વમાફીલ્ અર્ઝિ મઝ્ઝલ્લઝી યશ્ફઉ ઈન્દહૂ ઈલ્લા બિઈઝ્નિહી યઅ્લમુ માબૈન ઐદીહિમ વમા ખલ્ફહુમ્ વલા યુહીતૂન બિશઈમ્મિન્ ઈલ્મિહી ઈલ્લા બિમા શાઅ વસિઅ કુરસિય્યુહુસ્સમાવાતિ વલ્અર્ઝિ વલા યઊદુહૂ હિફ્ઝુહુમા વ હુવલ્ અલિય્યુલ્અઝીમ.**

**☆શહિદલ્લાહુ અન્નહૂ લાઈલાહ ઈલ્લા હુવ વલ્મલાઈકતુ વ ઉલૂલ્-ઈલ્મિ કાઈમં બિલ્કિસ્તિ લાઈલાહ ઈલ્લા હુવલ્ અઝીઝુલ્ હકીમ.**

**☆ કુલિલ્લાહુમ્મ માલિકલ્મુલ્કિ તુઅ્તીલ મુલ્ક મન્ તશાઉ વતન્ઝિઉલ્ મુલ્ક મિમ્મન્ તશાઉ વ તુઈઝ્ઝુ મન્ તશાઉ વતુઝિલ્લુ મન્ તશાઉ બિયદિકલ્ ખૈર. ઈન્નક અલા કુલ્લિ શૈઈન્ કદીર. તૂલિજુલ્ લય્લ ફીન્નહારિ વતૂલિજુન્નહાર ફીલ્લય્લિ વ તુખ્રિજુલ્ હય્ય મિનલ્ મય્યિતિ વતુખ્રિજુલ્ મય્યિત મિનલ્ હય્યિ વતરઝુકુ મન્ તશાઉ બિગૈરિલ્ હિસાબ.**

(૧) એક હદીસમાં છે કે જે માણસ ફર્ઝ નમાઝ પછી આયતુલ કુરસી

પઢશે, તેને જન્નતમાં જવાથી મોત સિવાય કોઈ વસ્તુ રોકી શકતી નથી.

(અમલુલ યવ્મિ વ લ્લયલતી લીઈબ્નિસ્સિન્નીઃ૧૧૦/૧૨૪)

હઝરત અબૂ હુરૈરહ (રદી.)થી રિવાયત છે કે હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું: જેણે દરેક નમાઝ પછી ૩૩ વખતે **સુબ્હાનલ્લાહ**, ૩૩ વખતે **અલ્હમ્દુ લિલ્લાહ** અને ૩૪ વખતે **અલ્લાહુ અકબર** કહયુ અને એક વખતે **લાઈલાહ ઈલ્લલ્લાહુ વહદહૂ લા શરીકલહૂ લહૂલ્મુલ્કુ વલહૂલ્હમ્દુ વહુવ અલા કુલ્લિ શય્ઈ કદીર.** પઢીને સો સંખ્યા પુરી કરી, તો તેના તમામ ગુનાહો માફ કરી દેવામાં આવશે ભલેને પછી તે ગુનાહ સંમદરના મોજાઓ જેટલા મોટા કેમ ન હોય.

(મુસ્લિમ શરીફ:૧/૨૧૯, નં: ૫૯૭)

હઝરત કઅબ બિન ઉઝરા (રદી.)થી રિવાયત છે કે હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યુ: નમાઝ પછી પઢવામાં આવતા અમુક વાકયો પઢનાર અથવા ફરમાવ્યું કરનાર, કદી નામુરાદ થશે નહી. દરેક ફર્ઝ નમાઝ પછી ૩૩ વખતે **સુબ્હાનલ્લાહ**, ૩૩ વખતે **અલ્હમ્દુલિલ્લાહ** અને ૩૪ વખતે **અલ્લાહુ અકબર** પઢવુ છે.

(મુસ્લિમ શરીફ:૧/૨૧૯)

## થોડા સમયમાં ઘણી વધારે નેકીઓ મેળવો

اَللّٰهُمَّ اغْفِرْ لِاُمَّةِ مُحَمَّدٍ ﷺ ، اَللّٰهُمَّ ارْحَمْ اُمَّةَ مُحَمَّدٍ ﷺ، اَللّٰهُمَّ
اَصْلِحْ اُمَّةَ مُحَمَّدٍ ﷺ، اَللّٰهُمَّ تَجَاوَزْ عَنْ اُمَّةِ مُحَمَّدٍ ﷺ، اَللّٰهُمَّ
فَرِّجْ كُرَبَ اُمَّةِ مُحَمَّدٍ ﷺ، اَللّٰهُمَّ اهْدِ النَّاسَ وَالْجِنَّ جَمِيْعًا.

**અલ્લાહુમ્મગ્ફિર્ લિઉમ્મતિ મુહમ્મદિન્ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ, અલ્લાહુમ્મર્હમ્ ઉમ્મત મુહમ્મદિન સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ, અલ્લાહુમ્મ અસ્લિહ ઉમ્મત મુહમ્મદિન્ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ અલ્લાહુમ્મ તજાવઝ્ અન્ ઉમ્મત મુહમ્મદિન્ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ અલ્લાહુમ્મ ફર્રિજ્ કુરબ ઉમ્મતિ મુહમ્મદિન્ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમ અલ્લાહુમ્મહ્દિન્નાસ વલ્ જિન્ન જમીઅન્.**

*અર્થ :– હે અલ્લાહ ! મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની ઉમ્મતની મગ્ફિરત ફરમાવ, હે અલ્લાહ ! મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની ઉમ્મત પર રહમ ફરમાવ, હે અલ્લાહ ! મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની ઉમ્મતમાં સુધારો ફરમાવ, હે અલ્લાહ! મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની ઉમ્મત સાથે દરગુઝરનો મઆમલો ફરમાવ, હે અલ્લાહ ! મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહિ વસલ્લમની ઉમ્મતની પરેશાનીઓને દૂર ફરમાવ, હે અલ્લાહ ! તમામ માનવો અને જિન્નાતોને હિદાયત આપ.*

## દિકરાની સાથે સાથે મા-બાપના ગુનાહો પણ માફ

**હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.)થી રિવાયત છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યુ કે જે માણસ જુમ્આની નમાઝ પછી સો વખતઃ સુબ્હાનલ્લાહિલ અઝીમિ વ બિહમ્દિહી.**

(અમલુલ યવ્મિ વલ્લયલિઃ૧૩૪)

*તરજુમોઃ– મહાન શાનવાળા અલ્લાહની પવિત્રતા અને તેના વખાણ કરૂ છું.*

**પઢે તો અલ્લાહ પાક તેના હજાર ગુનાહો માફ કરી દે છે અને તેના મા–બાપના ચોવીસ હજાર ગુનાહો માફ થશે.**

# જયારે કોઈ મુસીબત વાળાને જુએ તો

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِیْ عَافَانِیْ مِمَّا ابْتَلَاكَ بِهٖ وَ فَضَّلَنِیْ عَلٰی كَثِیْرٍ مِّمَّنْ خَلَقَ تَفْضِیْلًا

**અલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી આફાની મિમ્મબ્તલાક બિહી વફદ્દલની અલા કષીરિમ્મિમ્ન્ ખલક તફઝીલા.**

*અર્થ :– સઘળા વખાણ તે અલ્લાહ માટે છે જેણે મને આફીયતથી રાખ્યો તે આફતથી જેમાં તુ સપડાયેલો છે અને મને પોતાની ઘણી સૃષ્ટિથી શ્રેષ્ઠતા આપી.*

**જે માણસ કોઈ બીમારીમાં સપડાયેલાને જોઈને આ દુઆ પઢે તો અલ્લાહ તેને તે બિમારીથી રક્ષણ આપશે.**

(સુનને ઈબ્ને માજહઃ ૨૭૭, નં:૩૮૯૨, તિરમિઝીઃ૨/૧૮૧, નં:૩૪૩૧)

# શફાઅત (ભલામણ) વાજિબ

**હઝરત રુવૈફાઅ બિન ષાબિત (રદી.) રિવાયત કરે છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો કે જે માણસ મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)પર આ પ્રમાણે દુરૂદ મોકલે.**

اَللّٰهُمَّ صَلِّ عَلٰی مُحَمَّدٍ وَّ اَنْزِلْهُ الْمَقْعَدَ الْمُقَرَّبَ عِنْدَكَ يَوْمَ الْقِيَامَةِ

**અલ્લાહુમ્મ સલિ અલા મુહમ્મદિં વ્વઅન્ઝિલ્હુલ મકઅદલ મુકર્રબ ઈન્દક યૌમલ કિયામતિ.**

**એના માટે મારી ભલામણ વાજિબ થઈ જાય છે.**

(બઝઝારઃ૬/૨૯૯, નં:૨૩૧૫, તબરાનીઃ ૫/૨૫, નં:૪૪૮૦)

# દરેક સમયે દુરૂદ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ فِىْ اَوَّلِ كَلَامِنَا، اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ فِىْ اَوْسَطِ كَلَامِنَا، اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدٍ فِىْ آخِرِ كَلَامِنَا،

**અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન્ ફી અવ્વલિ કલામિના, અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન ફી અવ્સતિ કલામિના, અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિન ફી આખિરિ કલામિના.**

*અર્થ :– હે અલ્લાહ મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)પર રહમત ઉતાર હમારી શરૂની વાતમાં, હે અલ્લાહ મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)પર રહમત ઉતાર હમારી વાતની વચ્ચે, હે અલ્લાહ મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર રહમત ઉતાર હમારી વાતના છેવાડે.*

**શૈખુલ ઈસ્લામ અબૂલ અબ્બાસ (રહ.)એ ફરમાવ્યું કે જે માણસ રાત–દિવસ માં ત્રણ ત્રણ વખતે આ દુરૂદ શરીફ પઢે તે એવો છે કે જાણે તેણે રાત–દિવસના તમામ સમયમાં દુરૂદ મોકલતો રહયો હોય.**

# ઐંસી વર્ષની ઈબાદત અને ઐંસી વર્ષના ગુનાહ માફ

**હઝરત અબૂ હુરૈરહ (રદી.)થી રિવાયત છે કે જે માણસ જુમ્આના દિવસે અસરની નમાઝ પછી પોતાની જગ્યાએથી ઉઠતા પહેલા ઐંસી વખતે આ દુરૂદ શરીફ પઢે.**

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدِ نِ النَّبِيِّ الْاُمِّيِّ وَعَلٰى آلِهٖ وَسَلِّمْ تَسْلِيْمًا

**અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિનિ ન્નબિય્યીલ ઉમ્મિય્યી વઅલા આલિહી વ સલ્લિમ તસ્લીમા.**

*અર્થ :– હે અલ્લાહ ! ઉમ્મિ નબી મુહમ્મદ સલ્લલ્લાહુ અલયહી વ સલ્લમ પર અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના બાલ–બચ્ચાઓ પર રહમત ઉતાર અને સલામ ઉતાર.*

તો તેના એંસી વર્ષના ગુનાહ માફ થઈ જશે અને એંસી વર્ષની ઈબાદતનો સવાબ લખવામાં આવશે.

(ફઝાઈલે દુરૂદ, તબરાની, દારે કુત્ની)

# જુમ્આના દિવસે એક હજાર દુરૂદની ફઝીલત

હઝરત અનસ (રદી.)થી રિવાયત છે કે રસૂલેપાક (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યુ: જે જુમ્આના દિવસે એક હજાર દુરૂદ પઢતો રહેશે તે જયાં સુધી પોતાનું સ્થાન જન્નતમાં જોઈ લેશે નહી ત્યાં સુધી તેની મોત આવશે નહી. (અત્તરગીબ ફી ફઝાઈલિલ્આમાલ લિ–ઈબ્ને શાહીનઃ૪/૧૯)

હઝરત ઈબ્ને મસ્ઉદ (રદી.)થી રિવાયત છે કે તેમણે ઝૈદ બિદ વહબથી કહયું કે જુઓ જુમ્આના દિવસે એક હજાર દુરૂદ પઢવાને છોડશો નહી, એને પઢતા રહો.

اَللّٰهُمَّ صَلِّ عَلٰى مُحَمَّدِ نِ النَّبِيِّ الْأُمِّيِّ

**અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિનિન્નબિય્યીલ ઉમ્મિય્યી.**

(તારીખ અસ્બહાનઃ ૨/૧૪૨, નંઃ૧૩૨૦)

# પરેશાની દૂર કરવા અને જરૂરત પૂરી કરવા માટેનું દુરૂદ

اَللّٰهُمَّ صَلِّ عَلٰى سَيِّدِنَا مُحَمَّدٍ صَلٰوةً تُنَجِّيْنَا بِهَا مِنْ جَمِيْعِ الْاَهْوَالِ وَالْاٰفَاتِ وَتَقْضِيْ لَنَا بِهَا جَمِيْعَ الْحَاجَاتِ وَتُطَهِّرُنَا بِهَا مِنْ جَمِيْعِ السَّيِّئَاتِ وَتَرْفَعُنَا بِهَا اَعْلَى الدَّرَجَاتِ وَتُبَلِّغُنَا بِهَا اَقْصَى الْغَايَاتِ مِنْ جَمِيْعِ الْخَيْرَاتِ فِى الْحَيٰوةِ وَبَعْدَ الْمَمَاتِ اِنَّكَ عَلٰى كُلِّ شَىْءٍ قَدِيْرٌ

## સલાતું તુનજીના

**અલ્લાહુમ્મ સલ્લિ અલા સય્યિદિના વ મૌલાના મુહમ્મદિવ્વઅલા આલિ સય્યિદિના વ મૌલાના મુહમ્મદિન સલાતં તુનજ્જીના બિહા મિન્જમીઈલ અહ્‌વાલિ વલ્ આફાતિ વ તક્ઝી લના બિહા જમીઅલ હાજાતિ વતુતહિહ્‌રુના બિહા મિન્ જમીઈસ્સૈયિઆતિ વતરફઉના બિહા અઅ્‌લદ્દરજાતિ વતુબલ્લિગુના બિહા અકસલ્ ગાયાતિ મિન્ જમીઈલ ખૈરાતિ ફીલ હયાતિ વબઅ્‌દલ્ મમાતિ ઈન્નક અલા કુલ્લિ શૈઈન કદીર.**

*અર્થ :– હે અલ્લાહ ! અમારા આકા અને મવલા મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)પર અને અમારા આકા અને મવલા મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ના બાલ–બચ્ચાઓ પર એવુ રહમત ઉતાર જેનાથી તું એમને દરેક ડર અને મુસીબતોથી રક્ષણ આપે અને એનાથી તુ અમારી બધી જ જરૂરતો પુરી કર અને તેનાથી તુ અમને બધી જ બુરાઈઓથી પાક ફરમાવ અને તેના વડે તુ અમને ઉચ્ચ સ્થાન પર*

પહોંચાડ અને એના વડે અમને દુનિયામાં અને મૃત્યુબાદ બધી ભલાઈઓના છેલ્લા સ્થાન સુધી પહોંચાવી આપ ખરેખર તુ દરેક વસ્તુ પર કુદરત વાળો છે. (મકતુબાત:૮૫)

# સિત્તેર હજાર ફરિશ્તોને મુસીબતમાં મુકી દેશે

હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.) હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો ઈર્શાદ નકલ કરે છે કે જે માણસ આ દુઆ કરે :

جَزَى اللّٰهُ عَنَّا مُحَمَّدًا صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ بِمَا هُوَ اَهْلُهٗ۔

**જઝલ્લાહુ અન્ના મુહમ્મદન્ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) બિમા હુવ અહલુહ.**

તરજુમો:- અલ્લાહ જલ્લ શાનુહુ બદલો આપે હઝરત મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને અમારી તરફથી એવો બદલો કે જેના આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)લાયક છે.

તો એનો સવાબ સિત્તેર હજાર ફરિશ્તાઓ એક હજાર દિવસ સુધી તકલીફમાં મુકી દેશે. (મુઅજમુલ્અવ્સત લિત્તબરાની:૧/૮૨, નં:૨૩૫)

# સિત્તેર હજાર ફરિશ્તાઓની દુઆ

જે માણસ ત્રણ વખતે

اَعُوْذُ بِاللّٰهِ السَّمِيْعِ الْعَلِيْمِ مِنَ الشَّيْطَانِ الرَّجِيْمِ

**અઊઝુબિલ્લાહિસ્સમીઈલ્ અલીમિ મિનશ્શૈતાનિર્રજીમ**

*(હું તે અલ્લાહ કે જે ઘણો સાંભળનાર, જાણકાર છે ની પનાહ ઈચ્છુ છું ધુતકારેલા શૈતાનથી)*

**પઢીને સુરએ હશ્રની નીચે આપેલ આયતો સવાર અને સાંજ એક એક વખતે પઢે તો સવાર થી સાંજ સુધી અને સાંજ થી સવાર સુધી સીત્તેર હજાર ફરિશ્તા તેના માટે મગ્ફિરતની દુઆ કરતા રહેશે અને મરી જાય તો શહીદની મોત લખવામાં આવશે. (તિર્મિઝીઃ૨/૧૨૦, નંઃ૨૯૨૨)**

﴿ هُوَ اللَّهُ الَّذِىْ لَا إِلَهَ إِلَّا هُوَ عَالِمُ الْغَيْبِ وَالشَّهَادَةِ هُوَ الرَّحْمَنُ الرَّحِيْمُ ○ هُوَ اللَّهُ الَّذِىْ لَا إِلَهَ إِلَّا هُوَ الْمَلِكُ الْقُدُّوسُ السَّلَامُ الْمُؤْمِنُ الْمُهَيْمِنُ الْعَزِيْزُ الْجَبَّارُ الْمُتَكَبِّرُ سُبْحَانَ اللَّهِ عَمَّا يُشْرِكُونَ ○ هُوَ اللَّهُ الْخَالِقُ الْبَارِئُ الْمُصَوِّرُ لَهُ الْأَسْمَاءُ الْحُسْنَى يُسَبِّحُ لَهُ مَا فِي السَّمَاوَاتِ وَالْأَرْضِ وَهُوَ الْعَزِيْزُ الْحَكِيْمُ ﴾

**હુવલ્લાહુલ્લઝી લાઈલાહ ઈલ્લા હુવ આલિમુલ ગૈબિ વશ્શહાદતિ હુવર્રહમાનુર્રહીમ, હુવલ્લાહુલ્ લઝી લાઈલાહ ઈલ્લા હુવલ્ મલિકુલ કુદ્દુસુસ્સલામુલ્ મુ'મિનુલ મુહયમિનુલ અઝીઝુલ જબ્બારુલ મુતકબ્બિર, સુબ્હાનલ્લાહિ અમ્મા યુશ્રિકૂન. હુવલ્લાહુલ્ ખાલિકુલ્ બારિઉલ્ મુશવ્વિરુ લહુલ્ અસ્મા-ઉલ્હુસ્ના, યુસબ્બિહુ લહૂ માફીસ્સમાવાતિ વલ્ અર્ઝિ વહુવલ્ અઝીઝુલ્ હકીમ.**

*અર્થ:– તે એવો મા'બૂદ છે કે તેના સિવાય કોઈ મા'બૂદ નથી તે જાણવા વાળો છે છુપી વસ્તુઓને અને જાહેરી વસ્તુઓને તે ઘણો મહેરબાન અને રહમવાળો છે. તે એવો મા'બૂદ છે કે તેના વગર કોઈ મા'બૂદ નથી. તે*

*બાદશાહ છે, પાક છે સલામત છે, અમન આપનાર છે, રક્ષક છે, ઝબરદસ્ત છે, ખરાબીને સુધારનાર છે, મોટી અઝમતવાળો છે, અલ્લાહ તઆલા લોકોના શિર્કથી પાક છે, તે મા'બૂદ છે, તે પૈદા કરનાર છે, ઠીક ઠીક બનાવવા વાળો છે, સૂરત બનાવનાર છે, તેના સારા સારા નામો છે બધી વસ્તુઓ તેની તસ્બીહ પઢે છે જે આકાશોમાં અને ઝમીનમાં છે અને તે જ ઝબરદસ્ત હિકમત વાળો છે.*

## જામેઅ દુઆ

**હઝરત અબૂ ઉમામા (રદી.)એ હુઝૂરે અકદસ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી પુછયુ કે હુઝૂર દુઆઓ તો આપે (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ઘણી જણાવી છે અને બધી યાદ રહેતી નથી કોઈ એવી નાનકડી દુઆ શિખવાડો કે જે બધી દુઆઓને શામેલ હોય, તો આપ તેમના જવાબમાં હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ દુઆ શિખવાડી :**

اَللّٰهُمَّ اِنَّا نَسْاَلُكَ مِنْ خَيْرِ مَاسَاَلَكَ مِنْهُ نَبِيُّكَ سَيِّدُنَا مُحَمَّدٌ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ وَنَعُوْذُبِكَ مِنْ شَرِّ مَا اسْتَعَاذَكَ مِنْهُ نَبِيُّكَ سَيِّدُنَا مُحَمَّدٌ صَلَّى اللّٰهُ عَلَيْهِ وَسَلَّمَ اَنْتَ الْمُسْتَعَانُ وَعَلَيْكَ الْبَلَاغُ ٥ وَلَاحَوْلَ وَلَاقُوَّةَ اِلَّا بِاللّٰهِ الْعَلِيِّ الْعَظِيْمِ٥

**અલ્લાહુમ્મ ઈન્ના નસ્અલુક મિન્ ખૈરિ મા-સઅલક મિન્હુ નબિય્યુક મુહમ્મદુન્ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) વ નઊઝુ બિક મિન્ શર્રિ મસ્તઆઝ મિન્હુ નબિય્યુક મુહમ્મદુન્ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) વ અન્તલ્ મુસ્તઆનુ વ અલૈકલ્ બલાગુ વલા હૌલ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહિલ્ અલિય્યિલ્ અઝીમ.**

*હે અલ્લાહ ! અમે તારાથી તે ભલાઈઓની માંગણી કરીએ છે જેને તારાથી તારા નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ માંગ્યું અને અમે તારાથી તે બુરાઈઓથી પનાહ માંગીએ છીએ જેનાથી તારા નબી મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પનાહ માંગી છે કોઈ તાકત અને શકિત નથી તારા વગર હે અલ્લાહ. (તિર્મિઝી:૨/૧૯૨, નં:૩૫૨૧)*

## અલ્લાહ તઆલાથી મુહબ્બતની દુઆ

હઝરત અબૂદરદા (રદી.)થી રિવાયત છે કે હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે હઝરત દાવૂદ (અલ.)ની દુઆમાં આ શબ્દો પણ હતાઃ હે અલ્લાહ ! હું તારાથી તારી મોહબ્બત માંગુ છું અને તેની મુહબ્બત જે તારાથી મુહબ્બત કરતો હોય, અને તારાથી એ કામની અપીલ કરૂ છું જે મને તારી મુહબ્બત સુધી પહોંચાડી આપે. હે અલ્લાહ ! પોતાની મુહબ્બતને મારા દિલમાં, મારી આત્મામાં, મારા માલ અને ઠંડા પાણીની મુહબ્બત થી પણ વધારે કરી આપે.

اَللّٰهُمَّ اِنِّىْ اَسْئَلُكَ حُبَّكَ وَحُبَّ مَنْ يُّحِبُّكَ وَالْعَمَلَ الَّذِىْ يُبَلِّغُنِىْ حُبَّكَo اَللّٰهُمَّ اجْعَلْ حُبَّكَ اَحَبَّ اِلَىَّ مِنْ نَّفْسِىْ وَاَهْلِىْ وَمِنَ الْمَآءِ الْبَارِدِo

**અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુક હુબ્બક વ હુબ્બ મૈંય્યુહિબ્બુક વલ્અમલલ્લઝી યુબલ્લિગુની હુબ્બક અલ્લાહુમ્મજઅલ્ હુબ્બક અહબ્બ ઈલય્ય મિન્ નફસી વ અહલી વમિનલમાઈલ બારિદિ.**

(તિર્મિઝીઃ ૨/૧૮૭, કંઝુલ ઉમ્માલઃ ૨/૨૦૯, હિલ્યતુલ અવલિયાઈ)

## અલ્લાહ તઆલાની પનાહ માંગવી

હઝરત અબૂ હુરૈરહ (રદી.)રિવાયત બયાન કરે છે કે હુઝૂરે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યુ કે અલ્લાહ તઆલાની પનાહ માંગો મુસીબતની તકલીફથી, અભાગી બનવાથી, બુરા ભાગ્યથી અને દુશ્મનોની ખુશી થી દુઆ આ પ્રમાણે માંગોઃ

اَللّٰهُمَّ اِنَّا نَعُوْذُبِكَ مِنْ جَهْدِ الْبَلَاءِ وَدَرْكِ الشِّقَاءِ وَ سُوْءِ الْقَضَاءِ وَشَمَاتَةِ الْاَعْدَآءِ

**અલ્લાહુમ્મ ઈન્ની અઊઝુબિક મિન જહદિલ બલાઈ વદરકિશ્શકાઈ વસૂઈલ્ કઝાઈ વ શમાતતિલ્ અઅ્દાઈ.**

(બુખારી શરીફઃ૨/૯૩૯, નંઃ૬૩૪૪)

## મા-બાપના હકકો અદા કરવા માટે

અલ્લામા ઐની (રહ.)એ બુખારી શરીફની શર્હમાં એક હદીસ નકલ કરી છે કે જે માણસ એક વાર આ દુઆ પઢે અને ત્યાર પછી આ દુઆ કરે કે હે અલ્લાહ ! એનો સવાબ મારા વાલિદૈનને પહોંચાવી દે તો તેણે વાલિદૈનનો હક અદા કરી દીધો. દુઆ આ છેઃ

اَلْحَمْدُ لِلّٰهِ رَبِّ الْعٰلَمِيْنَ رَبِّ السَّمٰوٰتِ وَرَبِّ الْاَرْضِ رَبِّ الْعَالَمِيْنَ، وَلَهُ الْكِبْرِيَاءُ فِى السَّمٰوٰتِ وَالْاَرْضِ وَهُوَ الْعَزِيْزُ

الْحَكِيْمِ، لِلّٰهِ الْحَمْدُ رَبِّ السَّمٰوٰتِ وَرَبِّ الْاَرْضِ رَبِّ الْعَالَمِيْنَ، وَلَهُ الْعَظَمَةُ فِى السَّمٰوٰتِ وَالْاَرْضِ وَهُوَ الْعَزِيْزُ الْحَكِيْمِ، هُوَ الْمَلِكُ رَبُّ السَّمٰوٰتِ وَرَبُّ الْاَرْضِ رَبُّ الْعَالَمِيْنَ ،وَلَهُ النُّوْرُ فِى السَّمٰوٰتِ وَالْاَرْضِ وَهُوَ الْعَزِيْزُ الْحَكِيْمِ

**અલ્હમ્દુ લિલ્લાહિ રબ્બિલ્ આલમીન રબ્બિસ્સમાવાતિ વરબ્બિલ્ અર્ઝિ રબ્બલ્ આલમીન, વલહૂલ્ કિબ્રિયાઉ ફીસ્ સમાવાતિ વલ્ અર્ઝિ વહુવલ્ અઝીઝુલ્ હકીમુ, લિલ્લાહિલ્ હમ્દુ રબ્બિ સ્સમાવાતિ વરબ્બિલ અર્ઝિ રબ્બિલ આલમીન વલહૂલ્ અઝ્મતુ ફીસ્સમાવાતિ વલ્ અર્ઝિ વહુવલ્ અઝીઝુલ્ હકીમુ, હુવલ્મલિકુ રબ્બુસ્સમાવાતિ વ રબ્બુલ અર્ઝિ વ રબ્બુલ આલમીન વલહૂન્નૂરુ ફીસ્સમાવાતિ વલ્ અર્ઝિ વહુવલ્ અઝીઝુલ્ હકીમુ.**

(તરગીબ ફી ફઝાઈલિલ્આમાલ: ૧/૯૪, નં:૩૦૨)

*સઘળા વખાણ અલ્લાહ તઆલા માટે જ છે જે તમામ જહાંનોનો પરવરદિગાર છે આકાશો અને ધરતીનો રબ છે અને સઘળા વિશ્વોનો રબ છે તેના માટે જ મોટાઈ છે ગગન અને ધરતીમાં અને તે છવાયેલો છે, અને યુક્તિ વાળો છે, અલ્લાહ માટે જ સઘળી પ્રશંસા છે જે આસમાનો અને જમીન તથા બધા જ વિશ્વોનો રબ છે અને તેના જ માટે મોટાઈ છે ગગનો અને ધરતીમાં અને તે છવાયેલો છે અને તે આવડત વાળો છે તે જ બાદશાહ છે આકાશો અને પૃથ્વીનો રબ છે અને બધા જ જગતોનો રબ છે અને તેનુ જ નૂર છે આકાશો અને પૃથ્વીમાં અને તે છવાયેલો છે યુક્તિ વાળો છે.*

# ચાર મોટા ફાયદા

હઝરત અલી (રદી.)થી રિવાયત છે કે હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યુ કે જે માણસ દરરોજ સો વખતે :

لَاۤ اِلٰهَ اِلَّا اللّٰهُ الْمَلِكُ الْحَقُّ الْمُبِيْنُ

**લાઈલાહ ઈલ્લલ્લાહુલ્ મલિકુલ્ હક્કુલ્ મુબીન.**

*અલ્લાહના સિવાય કોઈ મા'બૂદ નથી, બાદશાહ છે સત્ય છે અને જાહેર છે.*

પઢે તો આ કલિમો તેના માટે તંગી અને ભૂખમરાથી બચાવ અને કબરમાં ભયાનકતા અને એકલતામાં સાથી બની જશે, અને આ કલિમાની બરકત થી પઢવાવાળો માલદાર (દેખીતી રીતે અને માનની રીતે)બની જશે, અને કયામતના દિવસે આ કલિમાની બરકતના કારણે જન્નતનો દરવાજો ખખડાવશે.

ખુલાસો:– આ હદીસથી જાણવા મળ્યુ કે : **લાઈલાહ ઈલ્લલ્લાહુલ મલિકુલ હક્કુલ મુબીન.** દરરોજ સો વખતે પઢનારને ચાર મોટા ફાયદા થાય છે, એમાથી દરેક ફાયદો એવો છે કે જેની દરેક માણસને જરૂરત છે, દરેક માણસે દરરોજ એની તસ્બીહ પઢી લેવી જોઈએ. તે ફાયદાઓ આ છે :

(૧) ભૂખમરો અને આર્થિક પરેશાની દૂર થશે.

(૨) કબરની ભયાનકતા દૂર થશે અને રાહત તથા દોસ્તી મળી જશે.

(૩) માલદારી (પ્રત્યક્ષ તથા પરોક્ષ) મળવી

(૪) જન્નતના દ્વાર પર ટકોરા મારવા અને જન્નતમાં પ્રવેશવાનું સૌભાગ્ય પ્રાપ્ત થવું. (સિફતુલ જન્નત લિઅબી નઈમઃ૨/૩૨, નં:૧૮૫)

# સમગ્ર સૃષ્ટિના બરાબર અમલ

હઝરત અબૂબકર સિદ્દીક (રદી.)ફરમાવે છે કે હું રસૂલે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પાસે હતો અચાનક એક માણસ હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની પાસે આવ્યો અને સલામ કરી. રસૂલે પાક (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેની સલામનો જવાબ આપ્યો અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો મુબારક ચહેરો ખુશીના કારણે ચમકી ઉઠયો અને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ તેમને પોતાની પાસે બેસાડયા પછી જયારે તે સાહબ (જે કામ માટે આવ્યા હતા તે કામ કરી નાખ્યુ) તો જવા માટે ઊભા થયા અને જયારે થોડા દૂર જતા રહયા તો રસૂલે પાક (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ મારાથી ફરમાવ્યુંઃ હે અબૂ બકર ! આ એવો માણસ છે કે જે દરરોજ (સમગ્ર સૃષ્ટિ) ધરતી પર વસવાટ કરનારાઓની બરાબર એ(એકલા)ના અમલ (અલ્લાહ સુધી) પહોંચાડવામાં આવે છે, હઝરત અબૂબકર સિદ્દીક (રદી.)ફરમાવે છે કે મેં પુછયુ કે(હે અલ્લાહના રસુલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ))આ (એટલો સવાબ દરરોજ) કેમ મળે છે ? આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યુ જયારે પણ સવારે ઉઠે છે તો મારા પર દસ વખતે (એવું)દુરૂદ શરીફ પઢે છે (જેનો સવાબ) સમગ્ર સૃષ્ટિના દુરૂદોના બરાબર છે. મેં પુછયુ કે (અલ્લાહના રસૂલ) એ કયુ દુરૂદ છે? આપે (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ફરમાવ્યુ કે તે દુરૂદ આ છે :

اَللّٰهُـمَّ صَلِّ عَلٰى مُحَمَّدِنِ النَّبِيِّ عَـدَدَ مَنْ صَلّٰى عَلَيْهِ مِنْ خَلْقِكَ

وَصَلِّ عَلٰى مُحَمَّدِنِ النَّبِيِّ كَمَا يَنۡبَغِيۡ لَنَاۤ اَنۡ نُّصَلِّيَ عَلَيۡهِ وَصَلِّ عَلٰى مُحَمَّدِنِ النَّبِيِّ كَمَاۤ اَمَرۡتَنَاۤ اَنۡ نُصَلِّيَ عَلَيۡهِ۔

**અલ્લાહુમ્મ સલ્લિ અલા મુહમ્મદિનિન્નબિય્યિ અદદ મન્સલ્લા અલયહિ મિન્ખલ્કિક વ સલ્લિ અલા મુહમ્મદિનિન્નબિય્યિ કમા યંબગી લના અન્નુસલ્લિય અલૈહિ વસલ્લિ અલા મુહમ્મદિનિ ન્નબિય્યિ કમા અમર્તના અન્નુસલ્લિય અલૈહિ.**

(કન્ઝુલ ઉમ્માલ:૨/૨૬૬, નં:૩૯૮૧)

*અર્થ :– હે અલ્લાહ ! મુહમ્મદ મુસ્તફા (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પર જે નબી અને પૈગમ્બર છે એટલી સંખ્યામાં સંપૂર્ણ રહમતો ઉતાર જેટલી સંખ્યામાં તારી સૃષ્ટિએ દુરૂદ મકલ્યુ છે અને હઝરત મુહમ્મદ મુસ્તફા (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પરે જે નબી અને પૈગમ્બર છે એટલી માત્રામાં સંપૂર્ણ રહમતો ઉતાર કે જેટલી માત્રામાં આમારે એમના પર દુરૂદ મોકલવું જોઈએ અને હઝરત મુહમ્મદ મુસ્તફા (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પરે જે નબી અને પૈગમ્બર છે એટલી માત્રામાં સંપૂર્ણ રહમતો ઉતાર જેટલી કે તે અમને એમના પર દુરૂદ મોકલવાનો આદેશ આપ્યો છે.*

## વીસ લાખ નેકીઓ

**હઝરત અબ્દુલ્લાહ ઈબ્ને અબી અવફા (રદી.)થી રિવાયત છે કે રસૂલે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યો કે જે માણસઃ**

لَاۤ اِلٰهَ اِلَّا اللّٰهُ وَحۡدَهٗ لَا شَرِيۡكَ لَهٗ اَحَدًا صَمَدًا لَمۡ يَلِدۡ وَلَمۡ يُوۡلَدۡ ۝ وَلَمۡ يَكُنۡ لَّهٗ كُفُوًا اَحَدٌ۔

**લાઈલાહ ઈલ્લલ્લાહુ વહદહુ લાશરીકલહુ અહદં શમદં લ્લમ્યલિદ વલમ્યૂલદ વલમ્યકું લ્લહુ કુફુવં અહદ.**

*અર્થ – અલ્લાહના સિવાય કોઈ મા'બૂદ નથી તે એકલો જ છે તેનો કોઈ ભાગીદાર નથી એકલો છે, બેફિકર છે, ન તો તેનાથી કોઈ પૈદા થયુ છે અને ન તો તે કોઈના થી પૈદા થયો છે અને તેના જેવો કોઈ બીજો નથી.*

કહે તો અલ્લાહ તબારક વ તઆલા તેના માટે વીસ લાખ નેકીઓ લખી આપશે. (અત્તરગીબ ફી ફઝાઈલિલ્આમાલિ લિઈબ્ને શાહીનઃ ૧૧/૧૧)

ફાયદોઃ– ઉપરોકત કલિમો એક વખતે પઢવાથી વીસ લાખ નેકીઓ મળે છે જો દરેક ફર્ઝ નમાઝ પછી અથવા તેનાથી પહેલા આ કલિમાને કોઈ માણસ એક વાર કહી લે તો દરરોજ આસાનીની સાથે એક કરોડ નેકીઓ મેળવી શકે છે. તમે પણ મેળવી લો કાલે ઈન્શા અલ્લાહ આ નેકીઓ કામ આવશે.

## હાથ પકડીને જન્નતમાં દાખલ કરવાની ઝિમ્મેદારી

હઝરત મુનીઝી અસ્લમી (રદી.)એક અફ્રીકી સહાબી છે તેઓ ફરમાવે છે કે મેં રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી સાંભળ્યુ છે કે જે માણસ સવારે આ દુઆ પઢે તો હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે હું તેનો હાથ પકડીને જન્નતમાં દાખલ કરવાની જવાબદારી લઉ છું.

رَضِيْتُ بِاللّٰهِ رَبًّا وَّبِالإِسْلَامِ دِيْناً وَبِمُحَمَّدٍ نَّبِيًّا.

**રઝીતુબિલ્લાહિ રબ્બંવ્વબિલ્ ઈસ્લામ દીનંવ્વબિ મુહમ્મદિં ન્નબિય્યા.** (મુઅજમુલ કબીર તબરાની : ૨૦/૩૫૫, નંઃ૮૩૮)

*અર્થ :– હું અલ્લાહ તઆલાથી ખુશ છું રબ હોવાના લઈ અને ઈસ્લામથી ધર્મ હોવાના લઈ અને મુહમ્મદ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી નબી હોવાના લઈ.*

## જન્નતમાં પ્રવેશ

હઝરત અબૂઉમામા (રદી.)ફરમાવે છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ ફરમાવ્યું કે જેણે આ દુઆ સવારે ત્રણ વખતે પઢી અને મરી ગયો તો જન્નતમાં દાખલ થઈ ગયો. એવી જ રીતે આ દુઆ સાંજે પઢે અને એ જ રાત્રે મરી જાય તો જન્નતમાં દાખલ થઈ ગયો.

اَللّٰهُمَّ لَكَ الْحَمْدُ لَا اِلٰهَ اِلَّا اَنْتَ رَبِّى وَاَنَا اَصْبَحْتُ عَلٰى عَهْدِكَ وَوَعْدِكَ مَا اسْتَطَعْتُ اَتُوْبُ اِلَيْكَ مِنْ سَيِّئِ عَمَلِىْ وَاَسْتَغْفِرُكَ لِذُنُوْبِىَ الَّتِى لَا يَغْفِرُهَا اِلَّا اَنْتَ.

**અલ્લાહુમ્મ લકલ્ હમ્દુ લાઈલાહ ઈલ્લા અન્ત રબ્બી વ અન અશ્બહતુ અલા અહદિક વવઅ્દિક મસ્તતઅ્તુ અતૂબુ ઈલૈક મિન્ સય્યિઈ અમલી વ અસ્તગ્ફિરુક લિઝુનૂબીલ્લતી લાયગ્ફિરુહા ઈલ્લા અન્ત. (અદુઆ લિત્તબરાનીઃ૧/૧૧૭,નંઃ૩૧૦)**

*તરજુમોઃ– હે અલ્લાહ તારા માટે વખાણ છે, હે મારા રબ તારા સિવાય કોઈ મા'બૂદ નથી અને મે સવાર કરી તારા અહદ અને વાયદા પર બનતી કોશિશે હું તોબા કરુ છું મારા ખરાબ કૃત્યોથી ગુનાહોથી તોબા કરું છુ (એનાથી) જેને તારા વગર કોઈ માફ કરનારુ નથી.*

(આ દુઆઓ વિશે) આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) આ પ્રમાણે કસમ ખાઈને ફરમાવે છે કે એવી રીતે અન્ય માટે નથી ફરમાવતા,

કસમ ખુદાની જે પણ બંદો એને ત્રણ વખતે બોલશે અને તે જ દિવસે મરી જશે તો તે જન્નતમાં જરૂર દાખલ થશે. જે સાંજે ત્રણ વખતે પઢે અને તેજ રાતમાં અવસાન પામે તો જન્નતમાં દાખલ થશે. ધ્યાનમાં રહે કે સાંજે અસ્બહતુની જગ્યાએ અમ્સયતુ પઢે.

## જન્નત પોતે એના માટે દુઆ કરવા લાગે છે

હદીસે પાકમાં છે કે જે માણસ અલ્લાહથી માત્ર ત્રણ વખતે જન્નત માંગે છે તો જન્નત પોતે કહે છે કે હે અલ્લાહ એને મારી અંદર દાખલ કરી આપ અને જે મુસલમાન જહન્નમથી ફકત ત્રણ વખતે પનાહ માંગે છે તો જહન્નમ પોતે કહે છે કે હે અલ્લાહ એને મારાથી બચાવી લે. તે દુઆ આ છે.

اَللّٰهُمَّ اِنِّىْ اَسْئَلُكَ الجَنَّةَ وَاَعُوْذُبِكَ مِنَ النَّارِ

**અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુકલ જન્નત વઅઊઝુ બિક મિનન્નાર.**

(કંઝુલ ઉમ્માલ:૨/૮૬, નં:૩૨૧૯)

## અલ્લાહ પાક એના પર દોઝખને હરામ કરી દે છે

જે માણસે આ નાનકડા વાકયો (સાચા દિલથી) પઢયા તો અલ્લાહ પાકે પોતાના પર જરૂરી કરી લીધુ છે કે દોઝખની આગને તેના પર હરામ કરી દેશે.તે નાનકડા કલિમા આ છે :

لَآ اِلٰهَ اِلَّا اللّٰهُ الحَلِيْمُ الكَرِيْمُ سُبْحَانَ اللّٰهِ رَبِّ العَرْشِ العَظِيْمِ
وَالحَمْدُ لِلّٰهِ رَبِّ العٰلَمِيْنَ

**લાઈલાહ ઈલ્લલ્લાહુલ્ હલીમુલ્ કરીમ સુબ્હાનલ્લાહિ રબ્બિલ અર્શિલ્ અઝીમિ વલ્હમ્દુ લિલ્લાહિ રબ્બિલ્ આલમીન.**

*અલ્લાહના સિવાય કોઈ મા'બૂદ નથી. તે ઘણો દયાળુ અને કૃપાળુ છે, અલ્લાહ તઆલા દરેક ખામીથી પવિત્ર છે. મહાન અર્શના માલિક છે, બધા જ વખાત અલ્લાહ તઆલા માટે છે જે બધા જ વિશ્વોનો રબ છે.*

(કન્ઝુલ ઉમ્માલ:૨/૨૨૦, ૩૮૪૫)

# દોઝખથી મુકિત

**હઝરત અબૂ દરદાઅ (રદી.)નબીએ અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી રિવાયત બયાન કરે છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે જે માણસ એક વખતે**

لَآاِلٰهَ اِلَّا اللّٰهُ وَاللّٰهُ اَكْبَرُ

**લાઈલાહ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અક્બર.**

*અલ્લાહના સિવાય કોઈ મા'બૂદ નથી અને અલ્લાહ બધાથી મોટો છે.*

**કહે છે તો અલ્લાહ તઆલા તે (ના શરીરનો) ચોથો ભાગ દોઝખથી મુકિત આપી દે છે જો બે વખતે કહે તો તેના શરીરના અર્ધો ભાગ દોઝખથી આઝાદ કરી દે છે અને જો ચાર વખતે આ શબ્દો પઢે તો અલ્લાહ તઆલા એને પૂરેપૂરો દોઝખથી મુકિત આપી દેશે.** (મજમઉઝ્ઝવાઈદ)

**ફાયદો:– દરરોજ સવાર સાંજ લાઈલાહ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર. ચાર ચાર વખતે કહેવું કંઈ પણ મુશ્કેલ નથી.**

# બધા જ ગુનાહોથી માફી

હઝરત અબ્દુલ્લાહ બિન ઉમર (રદી.)થી રિવાયત છે કે રસૂલુલ્લાહ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે પૂરી ધરતી પર જે પણ માણસ એક વખતે

لَااِلٰهَ اِلَّا اللّٰهُ وَاللّٰهُ اَكْبَرُ وَلَا حَوْلَ وَلَا قُوَّةَ اِلَّا بِاللّٰهِ

**લાઈલાહ ઈલ્લલ્લાહુ વલ્લાહુ અકબર વલા હવ્લ વલા કુવ્વત ઈલ્લાહ બિલ્લાહિ.**

*તરજુમો:– અલ્લાહ સિવાય કોઈ મા'બૂદ નથી ગુનાહોથી બચવુ અને નેકીઓ માટે તાકાત આપવી બધુ જ અલ્લાહ તરફ થી છે.*

કહે તો તેના બધા જ ગુનાહો સાફ કરી દેવામાં આવે છે ભલેને પછી તે સમુદ્રના મોજાઓ જેટલા મોટા છે. (તિરમિઝીઃ૨/૧૮૪, નંઃ૩૪૬૦)

**ફાયદોઃ–** દરેક નમાઝ પછી એક એક વખતે ઉપરોકત શબ્દો પઢે તો બધા જ ગુનાહો માફ કરાવવા માટેનો માધ્યમ કેટલો સરળ છે. એટલા સરળ કાર્યોને તો આપણે જરૂર કરી શકીએ છીએ.

# બધા જ ગુનાહ માફ

જયારે મુઅઝિઝન સા. અઝાન આપતી વખતે અશહદુ અંલાઈલાહ ઈલ્લલ્લાહુ પર પહોંચે તો એક વખતે પઢી લે :

رَضِيْتُ بِاللّٰهِ رَبًّا وَّبِالْإِسْلَامِ دِيْناً وَبِمُحَمَّدٍ نَّبِيًّا.

રઝીતુ બિલ્લાહિ રબંવ્વબિઈસ્લામિ દીનં વ્વબિમુહમ્મદિન્ સલ્લલ્લાહુ અલૈહિ વસલ્લમ રસૂલંવ્વનબીય્યન.

તો પઢનારના બધા જ ગુનાહો માફ કરી દેવામાં આવે છે.

(મુસ્લિમ:૧/૧૬૭, નંબર:૩૮૬)

## એક નઝર પર એક મકબૂલ હજનો સવાબ

હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.)થી રિવાયત છે કે રસૂલે અકરમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે જે નેક અવલાદ પોતાના વાલિદૈન (અથવા એ બેમાંથી કોઈ એક)ને પ્યાર અને મોહબ્બતની નઝરથી જુએ તો અલ્લાહ તઆલા તેને દરેક નઝરના બદલામાં એક મકબૂલ હજનો સવાબ આપવામાં આવે છે (સહાબા (રદી.)એ) પુછયુ કે (હે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)) જો કોઈ માણસ દરરોજ સો વખતે એમના પર નઝર નાખે (તો પણ દરેક નઝર પર તેને આ મહાન સવાબ મળશે?) આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું: હાં (આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ આ પણ ફરમાવ્યુ કે ) અલ્લાહ પાકની ઝાત અમારા ખ્યાલ અને વિચારથી પણ મહાન છે અને ઘણો મોટો છે અને ઘણો પવિત્ર છે (તે દરેક ખામી અને ખરાબીથી પાક છે માટે દરેક નઝર પર આ મહાન સવાબ આપવો એના માટે કંઈ મુશ્કેલ નથી.)

(શઅબિલ ઈમાન:૧૦/૨૬૫, નં:૭૪૭૨)

**ફાયદો**:– જો આપના મા–બાપ માંથી બન્નેવ અથવા કોઈ એક જીવીત હોય તો તમે ઘણા ભાગ્યશાળી છો, સાચા દિલથી તેમની સેવા કરે, તેમની દિલી દુઆઓ મેળવે અને તેમને પ્યાર મુહબ્બતની નઝરથી જોઈને દરેક નઝર પર એક મકબૂલ હજનો સવાબ મેળવો. એવી સરળતાથી સેંકડો

હજનો સવાબ મેળવવાનો આપ ભાગ્ય મેળવી શકો છો હક તઆલા તોફીક આપે. આમીન !

## સંપૂર્ણ હજનો સવાબ

હઝરત ઉમામા (રદી.)થી રિવાયત છે કે નબીએ કરીમ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યું કે જે માણસ સારી વાત શીખે અથવા શીખવાડવા માટે મસ્જિદમાં જાય તો તેનો સવાબ એ હાજીના સવાબની જેમ સવાબ મળે છે જેની હજ સંપૂર્ણ હોય.

(મુઅજમે કબીર તબરાનીઃ ૮/૯૪, નંબરઃ ૭૪૭૩)

## બન્નેવ જહાનની નેઅમતોનું મળવું

એક વખતે નીચે આપેલ આયત પઢે, જયારે સહાબાએ કિરામ (રદી.)એ તેને પઢી તો અલ્લાહ તઆલાએ તેમને બન્નેવ જહાન–વિશ્વની નેઅમતોથી નવાઝયા. (તિરમિઝીઃ હદીષ નં:૨૪૩૧)

حَسْبُنَا اللّٰهُ وَ نِعْمَ الوَكِيْلُ

**હસ્બુનલ્લાહુ વ નિઅ્મલ વકીલ**

*અર્થ :– અમારા માટે અલ્લાહ પુરતો છે અને તે સરસ કાર્યકર્તા છે.*

## અઘઘ સવાબ

જે માણસ સવારે અને સાંજે સો વખતે આ કલિમો પઢે તે એવો છે જેમકે તેણે સો હજ પઢી હોય.

**સુબ્હાનલ્લાહ.** سُبحَانَ اللّٰه

*અલ્લાહ તઆલાની ઝાત પવિત્ર છે*

**જે માણસ સવારે અને સાંજે સો વખતે આ કલિમો પઢે તો તે એવો છે જેવો કે કોઈએ સો વખતે ઘોડાઓ પર અલ્લાહ તઆલા માટે જિહાદ કરનારોને સવાર કર્યા હોય, એટલે કે જિહાદ માટે સો ઘોડા આપ્યા,અથવા એમ કહયું કે સો વખતે જિહાદ કર્યો હોય.**

**અલ્હમ્દુલિલ્લાહ.** اَلْحَمْدُ لِلّٰه

*સઘળા વખાણ અલ્લાહ માટે છે*

**જે માણસ સવારે અને સાંજે સો (૧૦૦)વખતે આ શબ્દો કહે તો તે એવો છે કે જાણે તેણે હઝરત ઈસ્માઈલ (અલૈ)ની અવલાદ માંથી સો નોકરો આઝાદ કર્યા.**

**લાઈલાહ ઈલ્લલ્લાહુ** لَا اِلٰهَ اِلَّا اللّٰهُ

*અલ્લાહના સિવાય કોઈ મા'બૂદ નથી*

**જે માણસ સો વખતે આ શબ્દો કહે તેનાથી તે દિવસે કોઈ માણસ શ્રેષ્ઠ નહી હોય એ માણસ સિવાય કે જેણે આ શબ્દો એટલી જ વખતે અથવા તેનાથી વધારે કહયા હોય :**

**અલ્લાહુ અકબર** اَللّٰهُ اَكْبَر

*અલ્લાહ સૌથી મોટો છે.*

(તિરમિઝી:૧/૧૮૫, નં:૩૪૭૧)

## અલ્લાહ તઆલા તેના માટે પુરતા છે

**હઝરત બુરૈદા (રદી.)થી રિવાયત છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યુ કે જે માણસે (નીચે આપેલા)**

દસ શબ્દોને ફજરની નમાઝ વખતે (પહેલા અથવા પછી) કહે તો તે માણસ આ શબ્દો પઢતો જ હોય ને અલ્લાહ તઆલા તેના માટે પુરતા થઈ જાય છે અને તે શબ્દો પઢવાથી જે બદલો અને સવાબ મેળવશે. પહેલા પાંચ શબ્દો દુનિયા વિશે છે અને બાકીના પાંચ આખિરત વિશે છે.

## દુનિયા વિશે

**(૧) હસ્બિયલ્લાહુ લિદીની.** حَسْبِيَ اللّٰهُ لِدِيْنِي

*મારા ધર્મ માટે મારો અલ્લાહ મને કાફી છે*

**(૨) હસ્બિયલ્લાહુ લિમા અહમ્મની.** حَسْبِيَ اللّٰهُ لِمَا اَهَمَّنِي

*મારી તમામ ચિંતાઓ માટે મારો અલ્લાહ મને કાફી છે*

**(૩)હસ્બિયલ્લાહુ લિમંબગા અલય્ય.** حَسْبِيَ اللّٰهُ لِمَنْ بَغٰى عَلَيَّهِ

*મારા ઉપર અત્યાચાર કરનારથી મારો અલ્લાહ મને કાફી છે*

**(૪)હસ્બિયલ્લાહુ લિમન્હસદની.** حَسْبِيَ اللّٰهُ لِمَنْ حَسَدَنِي

*મારી ઈર્ષા કરનારથી મારો અલ્લાહ મને કાફી છે*

**(૫)હસ્બિયલ્લાહુ લિમન્કાદની બિસૂઈ.** حَسْبِيَ اللّٰهُ لِمَنْ كَادَنِي بِسُوءٍ

*મને મારો અલ્લાહ કાફી છે તે માણસથી કે જે મને દગો આપે અને મને ખરાબ રીતે ઠગે.*

## આખિરત વિશે

**(૧)હસ્બિયલ્લાહુ ઈન્દલ મવ્તિ.** حَسْبِيَ اللّٰهُ عِنْدَ الْمَوْتِ

*મારો અલ્લાહ મને કાફી છે મોતના સમયે*

**(૨)હસ્બિયલ્લાહુ ઈન્દલ્મસ્અલતિ ફીલ કબ્રિ**

حَسْبِيَ اللّٰهُ عِنْدَ الْمَسْئَلَةِ عِنْدَ الْقَبْرِ

*મારો અલ્લાહ મને કાફી છે કબરના સવાલ જવાબના સમયે*

**(૩)હસ્બિયલ્લાહુ ઈન્દલ્મીઝાનિ** حَسْبِيَ اللّٰهُ عِنْدَ الْمِيْزَانِ

મારો અલ્લાહ મને કાફી છે તરાજુ પાસે (એટલે તે તરાજુ જેમા અમલોનું વજન થશે)

**(૪)હસ્બિયલ્લાહુ ઈન્દસ્સિરાતિ** حَسْبِيَ اللّٰهُ عِنْدَ الصِّرَاطِ

મારો અલ્લાહ મને કાફી છે સિરાત પુલ ઉપર

**(૫)હસ્બિયલ્લાહુ લાઈલાહ ઈલ્લા હુવ અલચ્હિ તવક્કલ્તુ વ ઈલચ્હિ ઉનીબુ** حَسْبِيَ اللّٰهُ لَا اِلٰهَ اِلَّا هُوَ عَلَيْهِ تَوَكَّلْتُ وَاِلَيْهِ اُنِيْبُ

મારો અલ્લાહ મને કાફી તેના સિવાય કોઈ મા'બૂદ નથી મે તેના જ ઉપર ભરોસો કર્યો અને હું તેના તરફ જ પરત ફરીશ.

(નવાદિરુલ ઉસૂલ : ૨/૨૭૪)

## સુરએ ઈન્આમની શરૂની આયતોની ફઝીલત

**જે માણસ સુરએ અન્આમની નીચે આપેલ ત્રણ આયતો:**

﴿اَلْحَمْدُ لِلّٰهِ الَّذِىْ خَلَقَ السَّمَاوَاتِ وَالْأَرْضَ وَجَعَلَ الظُّلُمَاتِ وَالنُّورَ ثُمَّ الَّذِيْنَ كَفَرُواْ بِرَبِّهِم يَعْدِلُونَ ٥ هُوَ الَّذِىْ خَلَقَكُم مِّن طِيْنٍ ثُمَّ قَضَى أَجَلًا وَأَجَلٌ مُّسَمًّى عِندَهُ ثُمَّ أَنتُم تَمْتَرُونَ ٥ وَهُوَ اللّٰهُ فِىْ السَّمَاوَاتِ، وَفِىْ الْأَرْضِ يَعْلَمُ سِرَّكُمْ وَجَهرَكُمْ وَيَعْلَمُ مَا تَكْسِبُونَ ٥﴾

**અલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી ખલકસ્સમાવાતિ વલ્અર્દ વજઅલઝ્ઝુલુમાતિ વન્નૂર. ષુમ્મલ્લઝીન કફરૂ બિરબ્બિહિમ્ યઅ્દિલૂન. હુવલ્લઝી ખલકકુમ્ મિન્તીનિન્ ષુમ્મ કઝા અજલં, વઅજલુમ્મુસમ્મન્ ઈન્દહૂ ષુમ્મ અન્તુમ્ તમ્તરૂન. વહુવલ્લાહુ ફીસ્સમાવાતિ વ ફીલ અર્દિ, યઅ્લમુ સિર્રકુમ વજહ્રકુમ વયઅ્લમુ મા તક્સિબૂન.**

સુધી પઢશે તો તેના માટે ચાલીસ ફરિશ્તા નકકી કરવામાં આવશે, તે ચાલીસ ફરિશ્તા કયામત સુધી ઈબાદત કરશે, બધો સવાબ પઢનારના આ'માલનામામાં લખવામાં આવશે અને એક ફરિશ્તો આકાશથી લોખંડનો હથોડો લઈને આવે છે જયારે પઢનારના દિલમાં શયતાન વિચારો નાખે છે તો તે ફરિશ્તો તે હથોડાથી તેને મારે છે. સીત્તેર પરદા વચ્ચે આળ બની જાય છ, કયામતના દિવસે અલ્લાહ તઆલા ફરમાવશે કે તુ મારા છાયડા નીચે ચાલ, જન્નતના ફળો ખા, કવષર હોજનું પાણી પી, સલસબીલ નહેરમાં સ્નાન કર, મારા બંદા, હું તારો રબ છું. (અલ–અમાલી : ૨/૨૦૪, નંઃ૧૩૪)

# કુલહુવલ્લાહુની બરકત

હઝરત અદુલ્લાહ ઈબ્ને શખ્ર (રદી.)થી રિવાયત છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ ફરમાવ્યું કે જે માણસ બીમારીમાં કુલ્હુવલ્લાહુ અહદ છેલ્લે સુધી (પુરી સુરત) પઢતો રહેશે અને એ જ બીમારીમાં તેનું અવસાન થશે તો તે કબરના ફિત્નાથી સુરક્ષિત રહેશે અને કયામતના દિવસે ફરિશ્તા તેને પોતાની હથેળી પર મુકીને પુલસિરાત પરથી પસાર કરશે અને તે જન્નતમાં પહોંચી જશે.

(ફઝા.સૂ.ઈખ્લાસ લિલિખ્લાલઃ૬૯, નંબરઃ૫૦)

# સૂરએ યાસીન

હઝરત અતા બિન અબી રબાહ (રદી.) ફરમાવે છે કે મને હુઝૂર (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)નો આ ઈર્શાદ મળ્યો કે જે માણસ યાસીનને દિવસની શરૂઆત(સવાર)માં પઢે, તેની આખા દિવસની જરૂરતો પુરી થઈ જશે. (સુનને દારમીઃ૨/૧૧૬, નંઃ૨૮[illegible])

અન્ય એક હદીસમાં છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે દરેક વસ્તુનો દિલ હોય છે, કુર્આન શરીફનું દિલ સૂરએ યાસીન છે. જેણે એક વખતે સૂરએ યાસીન પઢી તેને બે વખતે કુર્આન પઢવાનો સવાબ મળશે. (તિર્મિઝી : ૨/૧૧૬, નં:૨૮૮૭)

## સૂરએ વાકિઅહ

હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઉદ (રદી.) ફરમાવે છે કે મે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને આ ઈર્શાદ ફરમાવતા સાંભળ્યા છે કે જે માણસ દરરોજ રાત્રે સૂરએ વાકિઅહ પઢે તેને ગરીબાઈ આવશે નહી.

અને ઈબ્ને મસ્ઉદ (રદી.)પોતાની અવલાદને આદેશ આપતા હતા કે તેઓ દરરોજ રાત્રે તેને પઢતા રહે. (શુઅબુલ ઈમાન બયહકી:૪/૧૨૦, નં:૨૨૭૦)

## જાદૂથી સુરક્ષા

اَعُوْذُ بِاللّٰهِ الْعَظِيْمِ الَّذِى لَيْسَ بِشَىْءٍ اَعْظَمَ مِنْهُ وَبِكَلِمَاتِ اللّٰهِ التَّامَّاتِ الَّتِى لَا يُجَاوِزُهُنَّ بَرٌّ وَّلَا فَاجِرٌ وَّبِاَسْمَاءِ اللّٰهِ الْحُسْنٰى كُلِّهَا مَا عَلِمْتُ مِنْهَا وَمَا لَمْ اَعْلَمْ مِنْ شَرِّ مَا خَلَقَ وَبَرَءَ وَذَرَءَ.

અઊઝુ બિલ્લાહિલ્ અઝીમિલ્લઝી લય્સ બિશૈઈન્ અઅ્ઝમ મિન્હુ વબિકલિમાતિલ્લાહિત્ તામ્માતિલ્લતી લા યુજાવિઝુ હુન્ન બર્રુંવ્વલા ફાજિરું વબિઅસ્માઈલ્લાહિલ્હુસ્ના કુલ્લિહા માઅલિમ્તુ મિન્હા વમા લમ્ અઅ્લમ મિન્ શર્રિ માખલક વબરઅ્ વ ઝરઅ્.

હઝરત કઅબ અહબાર (રદી.)ફરમાવે છે કે જો હું આ શબ્દો ન પઢત તો યહૂદીઓ પોતાના જાદુથી મને ગધેડો બનાવી દેત. એ શબ્દોને સવાર સાંજ પઢીને બેફિકર થઈ જાવુ છું કે હવે ઈન્શા અલ્લાહ એમનો જાદૂ મારા ઉપર અસર નથી કરતો. (મુઅત્તા ઈમામ માલિક:૩૭૭, નંબર:૩૫૦૨)

# સિહ્‌ર (જાદૂ)થી સુરક્ષા

હઝરત શાહ અબ્દુલ અઝીઝ (રહ.)એ આયતે સિહ્‌રને સિહ્‌ર (જાદુ) વિશે ઘણી જ લાભદાયક અને ફાયદાકારક વર્ણન કરેલ છે.

﴿فَلَمَّا أَلْقَوا قَالَ مُوسَى مَا جِئْتُم بِهِ السِّحْرُ إِنَّ اللَّهَ سَيُبْطِلُهُ إِنَّ اللَّهَ لَا يُصْلِحُ عَمَلَ الْمُفْسِدِينَ ٥ وَيُحِقُّ اللَّهُ الْحَقَّ بِكَلِمَاتِهِ وَلَوْ كَرِهَ الْمُجْرِمُونَ ٥ وَأُلْقِيَ السَّحَرَةُ سَاجِدِينَ٥ قَالُوا آمَنَّا بِرَبِّ الْعَالَمِينَ ٥رَبِّ مُوسَى وَهَارُون ٥ فَوَقَعَ الْحَقُّ وَبَطَلَ مَا كَانُوا يَعْمَلُونَ ٥ فَغُلِبُوا هُنَالِكَ وَانقَلَبُوا صَاغِرِينَ ٥ إِنَّمَا صَنَعُوا كَيْدُ سَاحِرٍ وَلَا يُفْلِحُ السَّاحِرُ حَيْثُ أَتَى٥﴾

**ફલમ્મા અલ્કવ્ કાલ મૂસા માજિઅ્તુમ બિહિસ્સિહરુ ઈન્નલ્લાહ સયુબ્તિલુહૂ ઈન્નલ્લાહ લા યૂસ્લિહુ અમલલ્મુફસિદીન. વયુહિક્કુલ્લાહુલ્હક્ક બિકલિમાતિહી વલવ્ કરિહલ્ મુજરિમૂન. વ ઉલ્કિયસ્ સહરતુ સાજિદીન. કાલૂ આમન્ના બિરબ્બિલ્ આલમીન. રબ્બિ મૂસા વ હારૂન. ફ વકઅલ્ હક્કુ વબતલ મા કાનૂ યઅ્મલૂન. ફ ગુલિબૂ હુનાલિક વન્કલબૂ સાગિરીન. ઈન્નમા સનઊ કય્દુ સાહિરિં વલા યુફલિહુ સ્સાહિરુ હય્સુ અતા. (મુજર્રબાતે અઝીઝી:૧૯)**

# નઝર ઉતારવી

આમિર બિન રબિઆથી રિવાયત છે કે (એક માણસને નઝર લાગી હતી તો) આપે તેની છાતી પર હાથ માર્યો અને સાથે જ તેમણે આ દુઆ પઢીઃ

بِسْمِ اللّٰهِ اَللّٰهُمَّ اَذْهِبْ حَرَّهَا وَبَرْدَهَا وَوَصَبَهَا

**બિસ્મિલ્લાહિ અલ્લાહુમ્મ અઝહિબ્ હર્રહા વબર્દહા વ વશબહા.**

પછી આપે ફરમાવ્યુ અલ્લાહના આદેશથી ઊભો થઈ જાવ.

અલ્લાહના નામથી હે અલ્લાહ એની ગરમી અને તેની ઠંડક અને તકલીફને દૂર થઈ જાય. (સુનને કુબરા નસઈઃ ૨/૩૮૦, નંઃ૧૦૮૦૫)

# જિન્નાતથી હિફાઝત

## (હઝરત જિબ્રાઈલ (અલ.)નો વઝીફો)

હઝરત અબ્દુલ્લાહ બિન મસ્ઉદ (રદી.)ફરમાવે છે કે જે રાત્રે જિન્નાતોને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) એ આમંત્રીત કર્યા હતા ત્યારે એક જિન્નાત આગનો અંગારો લઈને આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) પાસે આવ્યો હતો. (આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને સળગાવવા ઈચ્છતો હતો) તો હઝરત જિબ્રાઈલ (અલ.) એ કહયુ કે હે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) શું તમને એવા શબ્દો ન શિખવાડુ કે જે તમે પઢો તો એની આગ ઓલવાઈ જશે અને તે જમીન પર પટકાશે. તે આ છે :

اَعُوْذُ بِوَجْهِكَ الْكَرِيْمِ وَكَلِمَاتِهِ التَّامَّةِ الَّتِى لَا يُجَاوِزُهُنَّ بَرٌّ وَلَا

فَاجِرٌ مِّنْ شَرِّ مَا يَنْزِلُ مِنَ السَّمَاءِ وَيَعْرُجُ فِيْهَا وَمِنْ شَرِّ مَا ذَرَءَ فِي الْاَرْضِ وَمَاتَخْرُجُ مِنْهَا وَمِنْ شَرِّ فِتْنَةِ اللَّيْلِ وَالنَّهَارِ وَمِنْ شَرِّ طَوَارِقِ اللَّيْلِ وَالنَّهَارِ اِلَّا طَارِقًا يَّطْرُقُ بِخَيْرٍ يَا رَحْمٰنُ.

**અઊઝુ બિવજ્હિલ્લાહિલ્ કરીમિ વ કલિમાતિહીત્ તામ્મતિલ્લતી લાયુજાવિઝુહુન્ન બર્રુવ્વલા ફાજિરુંમ્મિન્શર્રિ માયન્ઝિલુ મિનસ્સમાઈ વમા યઅ્રુજુ ફીહા વ મિન્ શર્રિ માઝરઅ ફીલ્ અર્દિ વમા તખ્રુજુ મિન્હા વમિન્શર્રિ ફિત્નતિલ્લયિલ વન્નહારિ વમિન્શર્રિ તવારિકિલ્લયિલ વન્નહારિ ઈલ્લા તારિકંય્ યત્રુકુ બિખૈરિન યા રહમાનુ.** **(સુનને કુબરા નસઈ: ૨/૩૪૯, નં:૧૦૭૨૬)**

# આખો દિવસ શૈતાનની બુરાઈથી હિફાઝત

હઝરત અલી (રદી.)ફરમાવે છે કે જે કોઈ સવારની નમાઝ પછી દસ વખતે કુલ્હુ વલ્લાહુ અહદ પઢે તે આખો દિવસ ગુનાહોથી સુરક્ષિત રહેશે ભલેને પછી શયતાન ગમે એટલુ ઝોર કરે.

﴿قُلْ هُوَ اللّٰهُ أَحَدٌ ○ اَللّٰهُ الصَّمَدُ ○ لَمْ يَلِدْ وَلَمْ يُوْلَدْ ○ وَلَمْ يَكُنْ لَّهُ كُفُوًا أَحَدٌ ○﴾

**કુલ્હુવલ્લાહુ અહદ. અલ્લાહુસ્સમદ. લમ્ યલિદ વલમ્ યૂલદ. વલમ્ યકુલ્લહૂ કુફુવન્ અહદ.**

(કંઝુલ ઉમ્માલ:૨/૧૫૧, નંબર:૩૫૪૦)

# શરીરમાં દુઃખાવો વગેરે થાય તો શું પઢે

હઝરત ઉસ્માન બિન અબીલ આશ (રદી.)થી રિવાયત છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી તેમણે શરીરમાં કોઈ પીડા તકલીફની શિકાયત કરી તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું કે શરીરના જે ભાગમાં દુઃખાવો થતો હોય ત્યાં હાથ રાખીને આ પઢેઃ

**બિસ્મિલ્લાહ ત્રણ વખતે અને સાત વખતે**

اَعُوْذُ بِعِزَّةِ اللّٰهِ وَقُدْرَتِهٖ مِنْ شَرِّ مَا اَجِدُ وَاُحَاذِرُ

**અઊઝુ બિઈઝ્ઝતિલ્લાહિ વકુદરતિહી મિન્શર્રિ મા અજિદુ વઉહાઝિરુ.**

*તરજુમોઃ– કુદરત અને ખુદાની ઈઝ્ઝતના વાસ્તાથી એ બુરાઈથી પનાહ માંગુ છુ જેની તકલીફથી બીક લાગે છે.*

(મુસ્લિમઃ૨/૨૨૪, નંઃ૨૨૦૨)

# તાવની દુઆ

હઝરત ઈબ્ને અબ્બાસ (રદી.)થી રિવાયત છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ બધા જ દુઃખાવા અને બીમારી વિશે ફરમાવ્યુ કે આ પઢોઃ

بِسْمِ اللّٰهِ الْكَبِيْرِ وَنَعُوْذُ بِاللّٰهِ الْعَظِيْمِ مِنْ شَرِّ عِرْقٍ نَعَّارٍ وَمِنْ شَرِّ حَرِّ النَّارِ.

**બિસ્મિલ્લાહિલ્કબીરિ, નઊઝુબિલ્લાહિલ્અઝીમિ મિન્શર્રિ ઈર્કિ નઅ્આરિ વમિન્શર્રિ હર્રિન્નારિ.**

*તરજુમોઃ–મહાન અલ્લાહના નામથી, અઝમતવાળા અલ્લાહની પનાહ માંગીએ છીએ અમે ઉભરા મારનારી બુરાઈથી અને દોઝખની આગની બુરાઈથી. (ઈબ્નેમાજહઃ૨૫૨, નંઃ૩૫૨૬)*

**રાફેઅ બિન ખુદેજની રિવાયત છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું તાવ જહન્નમની અસરથી છે તેને પાણીથી ઠંડો કરો અને આ દુઆ પઢોઃ**

اِكْشِفِ الْبَأْسِ رَبَّ النَّاسِ اِلٰهَ النَّاسِ

**ઈકશિફિલ્બાસ રબ્બન્નાસિ ઈલાહન્નાસિ.** (ઈબ્ને સુન્નીઃ૫૨૮, નંઃ૫૬૭)

**આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)હઝરત આઈશા (રદી.)ની પાસે તશરીફ લાવ્યા તો જોયુ કે તે બીમાર થયા છે અને તાવને ભાંડી રહયા છે, આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યુ એને ન ભાંડો એ તો અલ્લાહના આદેશને આધિન છે, તમે ઈચ્છતા હોય તો તમને એક દુઆ કહુ કે જેને તમે પઢશો તો અલ્લાહ તઆલા તાવ દૂર કરી દેશે.**

اَللّٰهُمَّ ارْحَمْ جِلْدِى الدَّقِيْقِ وَعَظْمِىْ الرَّقِيْقِ مِنْ شِدَّةِ الْحَرِيْقِ يَا اُمَّ مِلْدَمٍ اِنْ كُنْتِ آمَنْتِ بِاللّٰهِ الْعَظِيْمِ فَلَا تَصَدَّعِىْ الرَّأْسَ وَلَا تُنْتِنِىْ الْفَمَ وَلَا تَأْكُلِىْ اللَّحْمَ وَلَا تَشْرَبِىْ الدَّمَ وَتَحَوَّلِىْ عَنِّىْ اِلٰى مَنْ يَّجْعَلَ مَعَ اللّٰهِ اِلٰهاً آخَرَ.

**અલ્લાહુમ્મર્હમ જિલ્દી દકીકિ, વઅઝમી ર્રકીક મિન શિદ્દતિલ હરીકિ યા ઉમ્મ મિલ્દમિ ઈન્કુન્તિ આમન્તિ બિલ્લાહિલ અઝીમિ**

**ફલા તશદદઈ રીસ વલા તુન્તિનીલ્ફમ વલા તઅફુલી લ્લહમ વલા તશ્રબી દમ વતહવ્વિલી અન્ની ઈલા મય્યજઅલ્ મઅલ્લાહિ ઈલાહન્ આખર.** (દલાઈલુન્નુબુવ્વતઃ૬/૧૬૭)

તેમણે કહયુ કે કહો તો આપે(સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) કહી દીધી. (ખશાઈશે કુબ્રાઃ૨/૧૭૫,બૈહકી)

## આંખ આવે તો કઈ દુઆ પઢે

હઝરત અનસ (રદી.)થી રિવાયત છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ જયારે કોઈની આંખો આવતી તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની અથવા આપના સહાબામાંથી કોઈની તો આ દુઆ પઢતા હતાઃ

اَللّٰهُمَّ مَتِّعْنِی بِبَصَرِیْ وَاجْعَلْهُ الْوَارِثَ مِنِّی وَاَرِنِیْ فِیْ الْعَدُوِّ ثَأْرِیْ وَانْصُرْنِیْ عَلٰی مَنْ ظَلَمَنِیْ

**અલ્લાહુમ્મ મત્તિઅ્ની બિબશરી વજ્અલ્હૂલ્વારિષ મિન્ની વઅરિની ફીલ્ અદુવ્વિ ષઅ્રી વન્શુંની અલા મઝ્ઝલમની.**

*તરજુમોઃ– હે અલ્લાહ ! મારી આંખોથી મને ફાયદો પહોંચાડ અને તેમનાથી અમને ફાયદો પહોંચાડ, દુશ્મનની પકડ બતાવ, જેણે મારા ઉપર અત્યાચાર કર્યો તેના મા'મલામાં મારી મદદ ફરમાવ.*

(અમલુલ યવ્મિ વલ્લય્લહ ઈબ્ને સિન્નીઃ૫૧૪, નંઃ૫૬૫)

## ઘા - ફોલ્લી વિગેરેની દુઆ

હઝરત આઈશા (રદી.)રિવાયત બયાન કરે છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યુઃ જયારે કોઈ માણસના હાથમાં અથવા

અન્ય કોઈ જગ્યાએ થા,ફોલ્લી કે ઘુમડુ થાય તો આંગળી મુકીને આ દુઆ દમ કરેઃ

بِسْمِ اللّٰهِ تُرْبَةُ اَرْضِنَا بِرِيْقَةِ بَعْضِنَا يُشْفٰى سَقِيْمُنَا بِاِذْنِ رَبِّنَا.

**બિસ્મિલ્લાહિ તુર્બતુ અર્દિના બિરીકતિ બઅ્ઝિના યુશ્ફા સકીમુના બિઈઝ્નિ રબ્બિના.**

*તરજુમો:– અલ્લાહના નામથી અમારી પૃથ્વીની માટી અમુકના થુકની સાથે અમારા બીમારને ખુદાની મંજૂરીથી સ્વસ્થ કરી દે છે.*

(બુખારી :૨/ ૮૫૫,નં:૫૭૪૫)

હઝરત સુફીયાન જે હદીષના રાવી છે તેઓ શહાદતની આંગળીને ઝમીન પર મૂકી પછી ઉઠાવતા હતા પછી દુઆ પઢતા હતા.

અલ્લામા નવવી (રહ.) મુસ્લિમની શરહમાં વિસ્તૃતથી લખે છે કે આંગળી પર થુક લગાવી માટી લગાવે પછી જયાં ફોલ્લી વગેરે હોય ત્યા મૂકી ઉપરોકત દુઆ પઢવી. (શરહે મુસ્લિમઃ૨૨૩)

# સાંપ વીછી કરડે તો

હઝરત અબ્દુલ્લાહ બિન ઝૈદ (રદી.)એ વર્ણન કર્યુ છે કે અમે લોકો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ની સેવામાં એક દંખ (સાંપ વીછી વગેરેના કરડવા)પર દમ કરાવવા માટે હાજર થયા તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)તેની પરવાનગી આપી અને ફરમાવ્યુ આ એક વાયદો છે (જે હઝરત સુલેમાન (અલ.))એ દંખ મારનાર જાનવરોથી લીધો હતો કે તે નુકસાન ન પહોંચાડે અને તે આ છે.

بِسۡمِ اللّٰهِ شَجَّةٌ قَرۡنَةٌ مِلۡحَةٌ بَحۡرٌ قَفَطَا

**બિસ્મિલ્લહિ શજજતું કર્નતું મિલ્હતું બહ્રૂન કફતા.**

(ઈબ્ને માજહઃ ૫૭૩)

રિવાયત બયાન કરનારે કહયુ કે અલ્કમા સાથે એક માણસ હતો તેને (વીંછી અથવા અન્ય કોઈએ)દંખ માર્યો હતો તો એના પર આ પઢવામાં આવ્યું તો તે બિલ્કુલ સ્વસ્થ અને તંદુરસ્ત થઈ ગયો.

(મુઅજમુલ અવ્સત તબરાનીઃ૫/૨૬૬,નંઃ૫૨૭૯)

અલ્લાહમા કુહસ્તાની બયાન કરે છે કે અમોએ અમારા ઉસ્તાદોથી સાંભળ્યુ છે કે આ દુઆની સાથે "**સલામું અલા નૂહિં ફીલ આલમીન**" પણ વધારી લેવું જોઈએ કેમકે નુહ (અલ.)ના યુગમાં જે તોફાન આવ્યુ હતુ તેમાં સાંપ અને વીંછીઓએ હઝરત નૂહ (અલ.)થી અપીલ કરી હતી કે તમે અમને નાવડીમાં બેસાડી લો, અમે તમારાથી આ વાયદો કરીએ છીએ કે જે આપ (અલ.)નું નામ લેશે અને "**સલામું અલા નૂહિં ફીલ આલમીન**" પઢશે તેને અમે નુકસાન પહોંચાડીશુ નહી. (કવલુલ મતીન શર્હે હિસ્નઃ ૩૭૩)

હઝરત અલી કરમલ્લાહુ વજહુથી નકલ કરવામાં આવ્યુ છે કે પવિત્ર નબી (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)ને વીંછીએ દંખ માર્યો તો આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ પાણી અને મીઠું (લુણ) મંગાવ્યા અને હાથ ફેરવતા ફેરવતા (જયાં દંખ માર્યો હતો) નીચેની સૂરતો પઢવા લાગ્યા.

**કુલ્ યા અય્યુહલ્ કાફિરૂન......., કુલ્ અઊઝુબિરબ્બિલ્ ફલકિ...... અને કુલ્ અઊઝુ બિરબ્બિન્નાસિ.......**

(મુસન્નફ ઈબ્ને અબી શય્બહઃ ૫/૪૪, નંઃ૨૩૫૫૩)

# તંગીનો ઈલાજ ઈસ્તિગ્ફારનો વધારો છે

હઝરત અબૂહુરૈરહ (રદી.) રિવાયત બયાન કરે છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યુ કે જેને અલ્લહપાક નેઅમતો અપર્ણ કરે તે " **અલ્હમ્દુલિલ્લાહ**" વધુ પ્રમાણમાં પઢતો રહે અને જેને રંજ અને ગમથી વધારે પાલો પડતો હોય તે "**ઈસ્તિગ્ફાર**" પઢતો રહે અને જેને આર્થિક રીતે તંગી હોય તો તે "**લાહવ્લ વલા કુવ્વત ઈલ્લા બિલ્લાહિ**" વધુ પ્રમાણમાં પઢયા કરે. (અદુઆઃ૩/૫૦૭, નંઃ૧૭૯૩)

હઝરત અબ્બાસ (રદી.) રિવાયત વર્ણન કરે છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યુંઃ જે ઈસ્તિગ્ફાર પાબંદીની સાથે (ખુબ વધુ પ્રમાણમાં)પઢયા કરે તો અલ્લાહ પાક દરેક તંગી અને પરેશાનીથી બચાવ, દરેક રંજ અને ગમથી છુટકારો આપશે અને એવી જગ્યાએથી રોઝિ આપશે કે જે તેણે વિચાર પણ ન કર્યો હોય. (અબૂદાવૂદઃ૨૧૩, નંઃ૧૫૧૮)

# રોઝી વધારવા માટેની અમુક મસ્નૂન દુઆઓ

[١] اَللّٰهُمَّ ارْزُقْنَا مِنْ فَضْلِكَ وَلَا تَحْرِمْنَا رِزْقَكَ وَبَارِكْ لَنَا فِيْمَا رَزَقْتَنَا وَاجْعَلْ غِنَائَنَا فِيْ اَنْفُسِنَا وَاجْعَلْ رَغْبَتَنَا فِيْمَا عِنْدَكَ.

**અલ્લાહુમ્મ ઝુકના મિન્ફઝલિક વલા તહરિમ્ના** રિઝ્કિક વ

**બારિક્ લના ફીમા રઝક્તના વજ્અલ્ ગિનાઅના ફી અન્ફુસિના વજ્અલ્ રગ્બતના ફીમા ઈન્દક.**

(મુસન્નફ ઈબ્ને અબી શય્બહઃ ૬/૫૧, નંઃ ૨૯૩૯૭)

*તરજુમોઃ– હે અલ્લાહ અમને તારા ફઝલથી રોઝી આપ અને અમને તારી રોઝીથી વંચિત ન કર અને જે રોઝી અમને આપે તેમાં બરકત આપ અને અમારા દિલોને માલદારી આપ જે તારી પાસે છે અમને તેનો શોખ આપ.*

[٢] اَللّٰهُمَّ ابْسُطْ عَلَيْنَا مِنْ بَرَكَاتِكَ وَرَحْمَتِكَ وَفَضْلِكَ وَرِزْقِكَ

**અલ્લાહુમ્મબ્સુત્ અલૈના મિન્બરકાતિક વરહ્મતિક વ ફઝ્લિક વરિઝ્કિક. (મુસ્નદે અહમદ : ૨૪/૨૪૭, નંઃ૧૫૪૫૨)**

*તરજુમોઃ– હે અલ્લાહ અમારા પર તારી બરકતો, રહમતો અને તારા ફઝલ અને તારી રોઝિને ઘણી વધારી આપ.*

ઉહદની લડાઈના સમયે જયારે મુસલમાનોને દરેક પરેશેનીનો સામનો કરવો પડયો હતો ત્યારે જે દુઆ કરી હતી તેનો એક ટુકડો છે.

[٣] اَللّٰهُمَّ اِنِّى ضَعِيْفٌ فَقَوِّنِىْ فَاِنِّىْ ذَلِيْلٌ فَاَعِزَّنِىْ وَاِنِّى فَقِيْرٌ فَارْزُقْنِى

**અલ્લાહુમ્મ ઈન્ની જઈફું ફકવ્વિની વઈન્ની ઝલીલું ફઅઈઝઝની વઈન્ની ફકીરું ફર્ઝુકની. (હાકિમઃ૧/૭૦૮, નંઃ૧૯૩૧)**

*તરજુમોઃ–હે અલ્લાહ ! હું કમઝોર છું મને તાકત આપ તુચ્છ છું ઈઝઝત આપ તંગ છું માલદારી આપ.*

[٤] اَللّٰهُمَّ اِنِّى اَسْئَلُكَ غِنَائِى وَغِنَا مَوْلَاىَ

**અલ્લાહુમ્મ ઈન્ની અસ્અલુક ગિનાઈ વ ગિનામવ્લાય.**

(મજમઉઝ્ઝવાઈદ :૧૦/૧૭૯, કંઝુલ ઉમ્માલ:૨૧૩)

*તરજુમો:– હે અલ્લાહ ! મારી માલદારી અને મારા બાલ બચ્ચાઓની માલદારીનો તારાથી સવાલ કરૂ છું.*

[٥] اَللّٰهُمَّ اِنِّى اَعُوْذُبِكَ مِنَ الفَقْرِ وَالقِلَّةِ وَالذِلَّةِ وَاَعُوْذُبِكَ مِنْ اَنْ اَظْلَمَ اَوْ اُظْلَمَ.

**અલ્લાહુમ્મ ઈન્ની અઊઝુબિક મિનલ્ ફકરિ વલ્કિલ્લતિ વઝ્ઝિલ્લતિ વ અઊઝુબિક મિન્ અન્ અઝ્લમ અવઉઝ્લમ.**

(મજમઉઝ્ઝવાઈદ : ૧૦/૧૭૮, નં:૧૭૩૯૧)

*તરજુમો:– હે અલ્લાહ હું ફક્ર અને ગરીબી અને તંગી તથા ઝિલ્લતથી પનાહ માંગુ છુ અને આલિમ અથવા મઝ્લૂમ થવાથી હિફાઝત ઈચ્છુ છું.*

# બજારનો વઝીફો

**હઝરત ઉમર બિન ખત્તાબ (રદી.) ફરમાવે છે કે જેણે બજારમાં:**

لَا اِلٰهَ اِلَّا اللّٰهُ وَحْدَهٗ لَا شَرِيْكَ لَهٗ، لَهُ الْمُلْكُ وَلَهُ الْحَمْدُ يُحْيِى وَيُمِيْتُ وَهُوَ حَيٌّ لَا يَمُوْتُ بِيَدِهِ الْخَيْرُ وَهُوَ عَلٰى كُلِّ شَيْءٍ قَدِيْرٌ.

**લાઈલાહ ઈલ્લલ્લાહુ વહ્દહુ લા શરીક લહૂ, લહૂલ્મુલ્કુ વલહૂલ્હમ્દુ યુહ્યી વ યુમીતુ વહુવ હય્યુન્ લા યમૂતુ બિયદિહિલ્ ખૈરુ વહુવ અલા કુલ્લિ શૈઈન્ કદીરુન્.**

*તરજુમો:– અલ્લાહના સિવાય કોઈ મા'બૂદ નથી તે એકલો છે તેનો કોઈ ભાગીદાર નથી તેની જ બાદશાહત છે તેના જ વખાણ છે તે જ*

જીવતા કરે છે અને મારે છે તેની જ ઈચ્છામાં ભલાઈ છે તે દરેક વસ્તુ પર કુદરત રાખે છે. (તિર્મિઝી:૨/૧૮, નં:૩૪૨૮)

પઢે તેને દસ લાખ નેકીઓ મળશે. દસ લાખ ગુનાહ માફ કરવામાં આવશે, દસ લાખ દરજાઓ ઊંચા થશે.

મુસ્નદે હાકિમની રિવાયત પણ છે કે તેના દસ લાખ દરજા ઊંચા કરવામાં આવશે. (ભાગ:૧,પેજ:૫૩૯)

તિર્મિઝીની એક રિવાયત અને ઈબ્ને માઝામાં વધુ આ છે કે તેના માટે જન્નતમાં ઘર બનાવવામાં આવશે. (તિરમિઝી:૨/૧૮૧, ૩૪૨૯)

આ એવો ઝિક્ર છે જેમાં એટલો સવાબ છે કેમકે બજાર ગફલતનું સ્થાન છે.

# એક લાખ નેકીઓ

હઝરત ઉમ્મે સલમા (રદી.)ફરમાવે છે કે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યુ : જે માણસ સવારના સમયે આ દુઆ પઢી લે તેના માટે એક લાખ નેકીઓ લખવામાં આવે છે અને જો અવસાન પામે તો તેની આત્માને લીલા પક્ષીની શકલમાં જન્નતમાં આઝાદ છોડી દેવામાં આવે છે મન કરે ત્યાં ફરે.

اَلْحَمْدُ لِلّٰهِ الَّذِى تَوَاضَعَ كُلُّ شَىْءٍ لِعَظَمَتِهٖ وَالْحَمْدُ لِلّٰهِ الَّذِى ذَلَّ كُلُّ شَىْءٍ لِعِزَّتِهٖ وَالْحَمْدُ لِلّٰهِ الَّذِى خَضَعَ كُلُّ شَىْءٍ لِمُلْكِهٖ.

અલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી તવાઝઅ કુલ્લુ શૈઈન્ લિઅઝ્મતિહી

**વલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી ઝલ્લ કુલ્લુ શૈઈન્ લિઈઝ્ઝતિહી વલ્હમ્દુ લિલ્લાહિલ્લઝી ખઝઅ કુલ્લુ શૈઈન્ લિમુલ્કિહી.**

(મજમઉઝ્ઝવાઈદ : ૧/૧૨૩, નં:૩૨૫)

*તરજુમોઃ– સઘળી પ્રશંસા અલ્લાહ માટે જ છે જેની મહાનતાની સામે દરેક વસ્તુ ઝુકેલી છે અને તમામ વખાણ તે અલ્લાહ માટે જે જેની ઈઝ્ઝતની સામે દરેક વસ્તુ ઝલીલ છે અને અલ્લાહ માટે બધા વખાણો છે જેની હુકૂમત અને સત્તા સામે બધા માથુ ટેકવે છે.*

## શબે કદ્રની દુઆ

હઝરત આઈશા (રદી.)ફરમાવે છે કે મે આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)થી પુછયુ કે હે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ) ! જો મને શબે કદ્ર મળી જાય તો શું પઢુ , આપ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ફરમાવ્યું આ પઢોઃ

اَللّٰھُمَّ اِنَّكَ عَفُوٌّ تُحِبُّ الْعَفُوَ فَاعْفُ عَنِّی.

**અલ્લાહુમ્મ ઈન્નક અફુવ્વું તુહિબ્બુ લ્અફ્વ ફઅ્ફુ અન્ની.**

*તરજુમોઃહે અલ્લાહ તુ માફ કરવાવાળો છે,તને માફી પસંદ છે અમને માફ કરી દે.* *(તિરમિઝીઃ૨/૧૯૧, ૩૫૧૩)*

## વરસાદની દુઆ

اَللّٰھُمَّ اسْقِنَا غَیْثاً مُغِیْثاً مُرِیْئاً مَرِیْعاً، نَافِعاً غَیْرَ ضَارٍّ عَاجِلاً غَیْرَ آجِلٍ.

**અલ્લાહુમ્મસ્કિના ગૈષમ્મુગિષમ્ મરીઅમ્ મરીઆ, નાફિઅન્ ગૈર દાર્રિન્ આજિલન્ ગૈર આજિલ.**

(અબૂદાઉદ:૧૬૫, નં:૧૧૬૯)

*તરજુમો:– હે અલ્લાહ અમારા પર એવો વરસાદ વર્ષાવ કે જે ફરિયાદ સાંભળવા વાળો હોય અને પાયમાલી ફેલાવનારો ન હોય ફાયદાકારક હોય નુકસાન પહોંચાડવાવાળો ન હોય, જલ્દી વર્ષવાવાળો હોય મોડેથી વર્ષવાવાળો ન હોય.*

બિસ્મિલ્લાહિ ર્રહમાનિ ર્રહીમ

# ચાલીસ હદીષો

૧) **ઈન્નમલ્ અઅમાલુ બિન્નિચ્યાતિ.**

(બુખારી : હ.નં:૧)

દરેક કાર્યનો પાયો નિય્યત પર છે.

૨) **ખૈરુકુમ મન તઅલ્લમલ્ કુર્આન વ અલ્લમહૂ**

(બુખારી : હ.નં:૫૦૨૭)

તમારા માંથી સૌથી શ્રેષ્ઠ માણસ તે છે જે કુર્આન શીખે અને શીખવે.

૩) **ઈન્ન મિન્ ખિચારિકુમ અહસનુકુમ અખ્લાકન્**

(બુખારીઃ હ.નંઃ ૩૫૫૯)

તમારા સૌથી સારો માણસ તે છે જેના ગુણો સૌથી સારા હોય.

૪) **લા ચરહમુલ્લાહૂ મંલ્લા ચરહમુન્નાસ**

(બુખારીઃહ.નં:૭૩૭૬)

અલ્લાહ તે માણસ પર દયા નથી કરતો જે લોકો પર દયા કરતો નથી.

૫) **અલ્ મુસ્લિમુ અખૂલ્ મુસ્લિમ્**

(કન્ઝુલ ઉમ્માલઃ હ.નં:૪૧૮)

મુસલમાન મુસલમાનનો ભાઈ છે.

૬) **અક્રિમુલ્ ખુબ્ઝ.** (મુસ્તદરક હાકિમઃ હ.નંઃ ૭૧૪૫)

રોટલીનો ઈકરામ કરો.

૭) મન્ સતર મુસ્લિમન સતરહુલ્લાહૂ ફી દુન્યા વલ્ આખિરતિ.

(મુસ્લિમઃ હ.નં: ૭૦૨૮)

જે માણસ કોઈ મુસલમાનની ખામી છુપાવશે અલ્લાહપાક દુનિયા અને આખિરતમાં તેની ખામી છુપાવશે.

૮) લય્સલ્ ખબરુ કલ્ મુઆયનતિ.

(મુસ્નદે અહમદઃ૧/૨૧૫, નંઃ૨૧૫ નંઃ૧૮૪૨)

સાંભળેલી વાત જોએલી વાતની જેમ નથી હોય શકતી.

૯) મન્ સમત નજા (તિરમિઝીઃ હ.નં:૨૫૦૧)

જે ચુપ રહયો તે સફળ થયો.

૧૦) હુસ્નુઝ્ઝન્નિ મિન્ હુસ્નિલ્ ઈબાદતિ.

(અબૂદાઉદઃ હ.નં: ૪૯૯૫)

સારૂ વિચારવું સારી ઈબાદત છે.

૧૧) અલ કલિમતુત્ તય્યિબતુ સદકતુન.

(બુખારી : હ.નં: ૨૯૮૯)

સારી વાત કરવી સદકો છે.

૧૨) અસ્સઈદુ મંવ્વુઈઝ બિગયૃરિહી.

(મુસ્લિમ : હ.નં:૬૮૯૬)

નેકબખ્ત તે છે જે અન્યોને જોઈને બોધપાઠ મેળવે.

૧૩) મન્ તવક્કલ અલલ્લાહિ કફાહુ.

(ઈબ્ને માઝાઃ હ.નં:૪૧૬૬)

જે અલ્લાહ તઆલા પર ભરોસો કરે છે અલ્લાહ તેના માટે પુરતા છે

**૧૪) મંલ્લમ્ યસ્અલિલ્લાહ યગ્ઝબ અલયહિ.**

(તિર્મિઝી:હ.નં:૩૩૭૩)

જે માણસ અલ્લાહથી સવાલ નથી કરતો અલ્લાહ તેનાથી નારાજ થાય છે.

**૧૫) અત્તાઈબુ મિનઝ્ઝંબિ કમન્ લા ઝમ્બ લહૂ.**

(ઈબ્ને માઝા : હ.નં:૪૨૫૦)

ગુનાહોથી તોબા કરનારો એવો છે જેવો કે તેણે કોઈ ગુનોહ કર્યો નથી.

**૧૬) ઈઝા લમ્ તસ્તહ્યી ફશ્નઅ્ માશિઅ્ત.**

(બુખારી : હ.નં: ૩૪૮૪)

જયારે તમારામાં શરમ ન રહે તો જે ફાવે તે કરો.

**૧૭) લા યલ્દગુલ્ મરઉ મિન્ જુહ્રી વાહિદિં મર્રતૈન.**

(બુખારી : હ.નં: ૬૧૩૩)

મો'મિનને એક જ કાણામાંથી બે વાર ડંખવામાં નથી આવતો.

**૧૮) કફા બિલ્મરઈ કઝિબં અંય્યુહદ્દિષ બિકુલ્લિ મા સમિઅ.**

(મુસ્લિમ : હ.નં: ૭)

માણસનું જુઠા હોવા માટે એટલું પુરતું છે કે તે જે કંઈ પણ સાંભળે તે તહકીક કર્યા વિના કહેવા માંડે.

**૧૯) અલ્ જન્નતુ દારૂલ્ અસ્ખિયાઈ.**

(અત્તરગીબ ફી ફઝાઈલિલ આ'માલ : હ.નં: ૨૬૮)

જન્નત સખી લોકોનું ઘર છે.

**૨૦) અલ્ જન્નતુ તહ્ત અકદામિલ્ ઉમ્મહાતિ.**

(અલ્જામિઉલ્ અખ્લાકીરાવી: હ.નં:૧૭૧૪)

મા ના પગો નીચે જન્નત છે.

**૨૧) અશ્શહીહુ લા યદખુલુલ્ જન્નત**

(મુઅજમુલ કબીર તબરાની : હ.નં:૪૯૯)

**કંજૂસ જન્નતમાં દાખલ થશે નહી.**

**૨૨) અલ્ વાલિદુ અવ્સતુ અબ્વાબિલ્ જન્નતિ.**

(તિરમિઝી : હ.નં:૧૯૦૦)

**બાપ જન્નતના દરવાજાઓ માંહે સરસ દરવાજો છે.**

**૨૩) અસ્સિવાકુ મિતહરતુન્ લિલ્ફમિ વ મરઝાતુન્ લિર્રબ.**

(નસઈ : હ.નં: ૫)

**મિસ્વાક મોઢાની સફાઈ અને રબને રાજી કરવાનું માધ્યમ છે.**

**૨૪) અઝ્ઝુલમુ ઝુલુમાતુન્ યવ્મલ્ કિયામતિ.**

(બુખારી : હ.નં: ૨૪૪૭)

**ઝુલ્મ કયામતના દિવસે અંધારાનું માધ્યમ છે.**

**૨૫) અલ્ હયાઉ શુઅબતુમ્ મિનલ્ ઈમાન.**

(બુખારી : હ.નં: ૯)

**શરમ ઈમાનનો મહત્વનો ભાગ છે.**

**૨૬) અત્તુહૂરુ શત્રુલ્ ઈમાન.** (મુસ્લિમ : હ.નં: ૫૫૬)

**સફાઈ અર્ધુ ઈમાન છે.**

**૨૭) લા યદ્ખુલુલ્ જન્નત કાતિઉન.**

(બુખારી : હ.નં: ૫૯૮૪)

**સંબંધ તોડનાર જન્નતમાં જશે નહી.**

**૨૮) લા યદખુલુલ્ જન્નત નમ્મામુન.** (મુસ્લિમ :હ.નં: ૩૦૩)

ચાડિ ખાનાર જન્નતમાં જશે નહી.

**૨૯) અલ્ યદુલ્ ઉલ્યા ખૈરુંમિન યદિસ્સુફલા.**

(બુખારી : હ.નં: ૧૪૨૭)

ઉપરવાળો (આપનાર) હાથ નીચે (લેનાર)ના હાથથી શ્રેષ્ઠ છે.

**૩૦) મા અસ્ફલ મિનલ્ કઅબૈનિ મિનલ્ ઈઝારિ ફીન્નારિ.**

(બુખારી : હ.નં: ૫૭૭૮)

ઈઝારનો જે ભાગ ઘુંટીઓના નીચે હશે તે આગમાં જશે.

**૩૧) મન્ ગસ્સના લૈસ મિન્ના.**

(મુસ્લિમ : હ.નં: ૨૯૪)

જે દગો આપે તે અમારા (મુસલમાનો) માંથી નથી.

**૩૨) અફશુસ્સલામ બય્નકુમ્.** (મુસ્લિમ : હ.નં: ૨૯૪)

અંદરો અંદર સલામને જાહેર કરો.

**૩૩) કુલિલ્ હક્ક વઈન્ કાન મુર્રન્.**

(ઈબ્ને હિબ્બાન : હ.નં: ૩૬૧)

સત્ય વાત કહો ભલે કડવી હોય.

**૩૪) મન્ કાન યુઅમિનુ બિલ્લાહિ વલ્ યવમિલ આખિરતિ ફલ્ યુકરિમ્ ઝયફહૂ.** (બુખારી : હ.નં:૬૩૭૫)

જે માણસ અલ્લાહ અને કયામતના દિવસ પર ઈમાન ધરાવતો હોય તો તેને જોઈએ કે તે મહેમાનોનું સન્માન કરે.

**૩૫) મન્ તશબ્બહ બિકૌમિન્ ફહુવ મિન્હુમ્.**

(અબૂદાઉદ : હ.નં: ૪૦૩૩)

જે કોઈ ગેરકૌમની જેમ બનવાનું પસંદ કરે તો તે તેમાંથી જ છે.

**૩૬) લા તત્તખિઝૂલ્ કુબૂર મસાજિદ.**

(મુસ્લિમ : હ.નં: ૧૨૧૬)

કબ્રોને સજદો કરવાનું સ્થાન ન બનાવો.

**૩૭) અહબ્બુલ્ બિલાદિ ઈલલ્લાહિ મસાજિદુહા.**

(મુસ્લિમ : હ.નં: ૧૪૬૦)

અલ્લાહને સૌથી વધારે પસંદ જગ્યા મસ્જિદ છે.

**૩૮) લા તદ્દખુલુલ્ મલાઈકતુ બૈતન્ ફીહિ કલ્બુન્ અવ્ તશાવીરુ.**

(બુખારી : હ.નં: ૫૯૪૯)

રહમતના ફરિશ્તા તે ઘરમાં દાખલ થતા નથી જેમાં કુતરુ અથવા ફોટો હોય.

**૩૯) મન્ સલ્લા અલય્ય મર્રતન્ સલ્લલ્લાહૂ અલયહિ અશરન્.**

(બુખારી : હ.નં: ૧૨૨૦)

જે માણસ મારા ઉપર એકવાર દુરૂદ મોકલે છે અલ્લાહ તેના ઉપર પોતાની દસ રહમતો ઉતારે છે.

**૪૦) મન્ તવાજઅ લિલ્લાહિ રફઅહૂલ્લાહૂ.**

(મુઅજમુલ અવ્સત : હ.નં: ૪૮૯૪)

જે અલ્લાહ માટે આજિઝી કરે છે અલ્લાહ તેને ઉઠાવે છે.

---

# ખરાબ નજરથી બચવાની ઘણી સફળ રીત

અલ્લાહ તઆલાનું ફરમાન છે.

قُل لِّلْمُؤْمِنِينَ يَغُضُّوا مِنْ أَبْصَارِهِمْ وَيَحْفَظُوا فُرُوجَهُمْ ذَٰلِكَ أَزْكَى
لَهُمْ إِنَّ اللَّهَ خَبِيرٌ بِمَا يَصْنَعُونَ ، وَقُل لِّلْمُؤْمِنَاتِ يَغْضُضْنَ مِنْ
أَبْصَارِهِنَّ وَيَحْفَظْنَ فُرُوجَهُنَّ وَلَا يُبْدِينَ زِينَتَهُنَّ إِلَّا مَا ظَهَرَ مِنْهَا
وَلْيَضْرِبْنَ بِخُمُرِهِنَّ عَلَىٰ جُيُوبِهِنَّ

**કુલ લિલ્મૂમિનીન યગુદ્દૂ મિન અબ્સારિહિમ્ વ યહ્ફઝૂ ફુરૂજહુમ્ ઝાલિક અઝ્કા લહુમ્ ઈન્નલ્લાહ ખબીરુમ્બિમા યસ્નઊન. વ કુલ્ લિલ્ મુઅમિનાતિ યગઝૂઝન મિન્ અબ્સારિહિન્ન વ યહ્ફઝ્ન ફુરૂજહુન્ન વલા યુબ્દીન ઝીનતહુન્ન ઈલ્લા મા ઝહર મિન્હા વલ્યઝરિબ્ન બિખુમુરિહિન્ન અલા જુયૂબિહિન્ન.** (સુરએ નૂરઃ ૩૦,૩૧)

*અર્થ : (હે નબી !) મો'મિનોથી કહે દો કે પોતાની નજરો નીચી રાખે અને પોતાની શર્મગાહોની રક્ષા કરે, (કેમકે) આ જ તેમના માટે પવિત્ર છે. નિઃશંક અલ્લાહને તેમના કાર્યો ની ખબર છે અને મો'મિન સ્ત્રીઓથી પણ કહી દો કે પોતાની નજરો નીચી રાખે અને પોતાની શર્મગાહોની રક્ષા કરે, અને પોતાના ખૂબસુરતીના ભાગોને જાહેર ન કરે, દેખાતા ભાગો સિવાયના (અવયવો) પર અને પોતાની છાતી પર ઓઢણી ઓઢેલી રાખે.*

ખરાબ નજર વ્યભિચારની શરૂઆતની વસ્તુઓમાંથી છે જેને શરીઅતે સદંતર હરામ ઠેરવ્યું છે. તેથી જ ઈર્શાદ છે :

**વલા તક્રબૂઝ્ ઝિના ઈન્નહુ કાન ફાહિશતં વ્વસાઅ સબીલા.** **(સુરએ ઈસરા:૩૨)**

*અને (એ મો'મિનો !) વ્યાભિચારની નજીક ન જાઓ, નિ:શક તે ઘણી ખરાબ વસ્તુ છે ખરાબ ઠેકાણે પહોંચાડવા વાળી છે.*

ખરાબ નજરના નુકશાનો એટલા બધા છે કે અમુક વખતે તો તેનાથી દીન અને દુનિયા બન્નેવ બરબાદ થઈ જાય છે. આજ કાલ આ બિમારીમાં સપડાવવાના અનેક કારણો છે તેથી સાણપણ તેમા જ દેખાયું કે, તેના અમુક નુકશાનો અને તેનાથી બચવાનું ટુંકમાં વર્ણન કરી દેવામાં આવે. જેથી તેના નુકશાનથી સુરક્ષા થઈ જાય. નીચે આપેલ કામોની પાબંદી કરવાથી ઈન્શા અલ્લાહ નજરની સુરક્ષા આસાનીથી થઈ જશે.

(૧) જયારે સ્ત્રીઓ પસાર થાય તો, નજરો નીચે રાખવાની પાબંદી કરે, ભલેને મનનો તકાદો જોવાનો હોય, જેમકે આરિફ બિલ્લાહ હઝરત ખ્વાઝા અઝીઝુલ હસન મજઝુબ (રહ.) ફરમાવતા હતા.

દીનકા દેખ હે ખતર — ઉઠને ન પાએ હાં નઝર
તૂ અગર કુએ બતાં મેં — જાએ તો સર ઝુકાએ જા

(૨) જો નઝર ઉઠીને કોઈના પર પરી જાય તો તરત નઝર નીચી કરી લે ભલેને કેટલુ પણ ખરાબ લાગે અહીયાં સુધી કે જીવ નીકળી જવાનો ખતરો હોય.

(૩) આમ વિચારે કે ખરાબ નઝરથી ન બચવાના કારણે દુનિયામાં ઝિલ્લતનો ખતરો છે, ઈબાદતનું નૂર છીનવાઈ જાય છે, અને આખિરતની તબાહી પણ યકીની છે.

(૪) દરેક ખરાબ નઝર પર ઓછામાં ઓછી ચાર રકાત નફલ નમાઝ પઢવાની પાબંદી કરે અને કંઈને કંઈ પોતાની લાયકાત પ્રમાણે સદકો અને ઈસ્તિગફાર વધુ પ્રમાણમાં કર્યા કરે.

(૫) એમ વિચારે કે ખરાબ નઝરથી ઈબાદત, ઝિકર વગેરેથી લગાવ ધીમે ધીમે ઓછી થતી જાય છે અહીયાં સુધી કે છોડવાની વારી આવી જાય છે પછી નફરત થવા લાગે છે.

હુસ્ને ઝાહિર પર અગર તૂ જાએગા
આલમે ફાની સે ધોકા ખાએગા
યહ મુનક્કશ સાંપ હે ડસ જાએગા
સોચલે તૂ વરના ફિર પછતાએગા

## બુરી નઝરથી બચવાનું રોકડ ઈન્આમ

જે માણસ નામહરમ સ્ત્રીઓથી પોતાની નઝર બચાવી લે, રોકી લે તો અલ્લાહ પાક તેને એવી ઈબાદતની તૌફીક અપર્ણ કરે છે કે જેનો સ્વાદ અને મીઠાસ તે પોતાના દિલમાં અનુભવે છે.

હઝરત અબૂ ઉમામા (રદી.)થી રિવાયત છે કે અલ્લાહના રસૂલ (સલ્લલ્લાહુ અલયહિ વ સલ્લમ)એ ઈર્શાદ ફરમાવ્યુઃ જે માણસની ખૂબસૂરત, સુંદર સ્ત્રી પર પહેલી વાર નઝર પડે અને તે પોતાની નઝર નીચી કરીલે તો અલ્લાહ તઆલા એને એવી ઈબાદત નસીબ ફરમાવે છે જેનો સ્વાદ અને મજા તે દિલમાં અનુભવશે.

# મુનાજાતે મન્ઝુમ

(જનાબ મુહતરમ મુહમ્મદ શમ્સુલ હુદા કૈસ અલ્ફારૂક સાહબ મર્હૂમ)

(એ'આઝી મેજિસ્ટ્રેટ, પુરયા, યુ. પી.)

સઝાવાર હમ્દો– સના હૈ ખુદા
ઈબાદત કે લાઈક નહી દૂસરા
જહાંનોંમેં તેરી ખુદાઈ ભી હૈ,
તેરે હાથ હાજત રવાઈ ભી હૈ
તેરે હાથમેં હૈ સુફેદ વ સિયાહ
મૈં એક બંદહ આસી વ રુસિયાહ
મેરા ફહમ વ ઈદરાક મહદૂદ હૈ
મઆસી સે સબ રાહ મસ્દૂદ હૈ
બ–જૂઝ તેરે કોઈ સહારા નહીં
ઝુબાંકો તલબકા ભી યારા નહીં
ઈસી વાસ્તે અરજ હૈ અય ખુદા
તેરી શાને રહમતકા હૈ વાસ્તા
દુઆ જો કભી હઝરત આદમ (અલૈ.)ની કી
દુઆ જો કભી નૂહ વ મરયમ (અલૈ.)ની કી
દુઆએં જો કરતે થે તેરે ખલીલ (અલૈ.)
અતા હો વહ સબ મુઝકો રબ્બે જલીલ
દુઆએં જો કી થી તુઝસે યાકૂબ (અલૈ.)ને
દુઆએં જો કી થી હઝરત ઐયૂબ (અલૈ.)ને
દુઆએં જો હૂઈ કેદ શાહીમેં જો

દુઆએં હૂઈ બતને માહીમેં જો
દુઆએં થી જો કલ્બે સુલયમાન (અલૈ.)મેં
દુઆએં હૂઈ જો બયાબાન મેં
દુઆ જો તુઝસે કભી મૂસા (અલૈ.)ને કી
દુઆ જો કભી હઝરત ઈસા (અલૈ.)ને કી
દુઆએં હઝરત મુહમ્મદ (સ.અ.)ને કી
દુઆએં જો આલે મુહમ્મદ (સ.અ.)ને કી
અબદ તક હર એક લહઝા રબ્બે અનામ
તૂ ભેજ ઉન પર લાખો દુરૂદો-સલામ
દુઆએં જો શામો-સહરમેં હૂઈ
દુઆએં જો બહર ઔર બરમેં હૂઈ
દુઆએં જો તેરે અમીરોંને કીં
દુઆએં જો તેરે ફકીરોંને કીં
દુઆ જો યતીમોં, હકીરોંને કીં
દુઆએં જો તેરે અસીરોંને કીં
દુઆએં જો કી તેરે મહબૂબને
દુઆએં જો કી તેરે મજઝૂબને
દુઆએં જો કી તેરે બીમારને
તેરે ઈશ્કમેં તેરે સરશારને
દુઆએં જો કરતે થે સબ અંબિયાઅ
દુઆએં જો કરતે થે સબ અસ્ફિયાઅ
અબૂબક્ર વ ફારૂક ઉસ્માનો અલી
દુઆએં જો કરતે થે તેરે વલી
દુઆએં જો કી હાજી ઈમ્દાદ (રહ.)ને
જો કીં ઉન્કે મુર્શિદને, ઉસ્તાદને

જો થીં હઝરત અશરફ (રહ.)કે મા'મૂલમેં
લિખી જો મુનાજાતે મકબૂલમેં
મેરે શહ વસી (રહ.)ને મુનાજાતમેં
દુઆએં જો કીં ખાસ અવકાતમેં
મુનાજાતે હઝરત અબ્દુલ હલીમ (રહ.)
મુઝે ભી વહી બખ્શ દે અય કરીમ
દુઆએં જો ઉન્કી કયા હો કબૂલ
હમાં અઝ મન ખશ્તા જાનો-મલૂલ
બહન, ભાઈ, જવ્ઝહ ઔર અવલાદકો
ખુદા બખ્શ દે મેરે અજદાદકો
ચચીકો, ચચાકો ભી મા-બાપકો
હૈ આસાં બહુત બખ્શના આપકો
તેરે શાને અમજદકી હૈ બખ્શ દે
જો ઉમ્મત મુહમ્મદ (સ.અ.)કી હૈ બખ્શ દે
ખુદાયા ઈસ ઉમ્મતકી ઈસ્લાહ કર
ઈસ ઉમ્મત પે કર દે કરમકી નજર
યે હૈ તેરે નામ લેવા આજ ભી
યે રહમો-કરમકે હૈ મોહતાજ ભી
મુહમ્મદ (સ.અ.)પે યા રબ સલાતો-દવામ
મુહમ્મદ (સ.અ.) પે યા રબ હો લાખો સલામ
મેરે કલબકો અય ખુદા ફેર દે
તેરા ઝિક્ર અબ જિંદગી ખૈર દે
ગિના સે મેરા સીના મઅમૂર કર
તૂ મોહતાજકી બે-કસી દૂર કર
બચા શિર્ક વ કુફ્ર ઔર બિદઆતસે

કે હૂં બેહરાવર તેરી બરકાતસે
તૂ ચાહે તો હો મેરા આસાં હિસાબ
ન લિખા હો કિસ્મત મેં મેરી અઝાબ
અમલ મેરે હમરાહ કોઈ નહીં
કે મુઝસા ભી ગુમરાહ કોઈ નહીં
મઆસીસે ભરપૂર હૈ ઝિંદગી
ઈસી કી હૈ અબ તુઝસે શરમિંદગી
ખુદાયા યે સર લે કે જાઉં કહાં
ગુનાહોંકી ગઠડી છુપાઉં કહાં
ઈલાહી ! યહ સર દોસ પર બાર હૈ
ગુનાહોંકા સર પર એક અંબાર હૈ
અમલકી હયાત અપની મઅદૂમ હૈ
ખુદા જાને કયા મેરા મકસૂમ હૈ
કરમ કર કે કઅરે મઝિલ્લતમેં હૂં
ખુદાયા મુહમ્મદ (સ.અ.)કી ઉમ્મતમેં હૂં
મુહમ્મદ કે સાકી કવસર ભી હૈ
વહી શાફીએ રોઝે મહશર ભી હૈ
વહ શમ્સુદ્દુહા ઔર બદરુદ્દુજા હૈ
વહ ખયરુલ વરાઅ ઔર અલમુલ હુદા
વહ ઈઝ્ઝે અરબ ઔર અયનુલ નઈમ
અફુવ્વુન ખફિય્યુન રઊફુર્રહીમ
ઈન્હેં જબ શફાઅતકા પાયા મિલે
મુઝે ઈન્કે દામનકા સાયા મિલે.

# મુનાજાતે સય્યિદુત્તાઈફહ

હઝરત હાજી ઈમ્દાદુલ્લાહ સાહબ મુહાજિરે મક્કી

(નવ્વરલ્લાહુ મરકદહૂ)

ઈલાહી યે આલમ હૈ ગુલઝાર તેરા
અજબ નકશે કુદરત નમૂદાર તેરા
જહાં લુત્ફે ગુલ હૈ વહીં ખારે ગમ હૈ
હૈ ગુલ ખારમેં, ગુલમેં હૈ ખાર તેરા
તૂ અવ્વલ, તૂ આખિર તૂ ઝાહિર, તૂ બાતિન
તૂ હી હૈ તૂ હી યા કે આસાર તેરા
ઈલાહી મૈં હૂં બસ, ખતાવાર તેરા
મુઝે બખ્શ દે નામ ગફ્ફાર તેરા
અફવ કિસસે ચાહે ગુનહગાર તેરા
કહો કૈસે છુટે ગિરિફતાર તેરા
ન કોઈ હૈ મેરા ન મૈં હૂં કિસીકા
તૂ મેરા હૈ આજિઝ દિલ અફગાર તેરા
ઈલાહી બતા છોડ સરકાર તેરી
કહાં જાવેં યે બંદા નાચાર તેરા
નિગાહે કરમ તક ભી કાફી હૈ તેરી
અગરચે હૂં બંદા બહોત ખ્વાર તેરા
મર્ઝે લા-દવાકી દવા કિસસે ચાહૂં
તૂ શાફી હૈ મેરા, મૈં બીમાર તેરા

સિવા તેરે કોઈ નહીં મેરા યા રબ
તૂ મવલા હૈ મૈં અબ્દે બે કાર તેરા
કિયા અપને દરસે અગર દૂર ઈસકો
કિધર જાવેં આજિઝ યે નાચાર તેરા
સદા ખ્વાબે ગફલતમેં સોતા રહા હૂં
ન એકદમ હુવા આહ બેદાર તેરા
ચલા નફસો-શયતાંકે અહકામ પર
ન માના કોઈ હુકમ ઝીનહાર તેરા
બુરે કામમેં ઉમર અફસોસ ખોઈ
કિયા મૈંને ન અચ્છા કોઈ કાર તેરા
મેરી મુશ્કીલેં હૂવે આસાન યકદમ
જો હૂવે કરમ મુજ પે એક બાર તેરા
ખબર લીજિયો મેરી ઉસ દમ ઈલાહી
ખુલે જબ કે બખ્શીશકા બાઝાર તેરા
હોં ઝુલ્માતે અશિયાંસે હસનાત રોશન
જો હો બહર રહમત નમૂદાર તેરા
ગુના મેરે હદસે ઝયાદહ હૈ યા રબ
મુઝે ચાહિએ રહમ બિસ્યાર તેરા
તેરા નામ શીરીં હલાવત હૈ દિલકી
હર એક બાતસે ખુશ હૈ તકરાર તેરા
ઈલાહી રહે વકત મરનેકે જારી
બ-તસ્દીકે દિલ લબ પે ઈકરાર તેરા
ઈલાહી કબૂલ હો મુનાજાત મેરી
કે રદ કરના હરગિઝ નહીં કાર તેરા

નબી કરીમ આલે અસ્હાબ સબ પર
દુરૂદો-સલામ હૂવે હર બાર તેરા
મેરે પીરો-ઉસ્તાદ માં-બાપ પર ભી
ઈલાહી રહે રહમ બિસ્યાર તેરા.

## મુનાજાતે ખ્વાજા

અઝીઝુલ હસન સાહબ મજઝૂબ (રહ.)

ઝાહિર મુતીઅ વ બાતિન ઝાકિર મુદામ તેરા
ઝિંદા રહૂં ઈલાહી હોકર તમામ તેરા
બિગળે નિઝામે દીં કો મેરે ભી ઠીક કર દે
હર દો સરામેં કયા કયા હૈ ઈન્તિઝામ તેરા
છોડું ન ઝિંદગી ભર પાબંદીએ શરીઅત
હો મિષ્લે ઝલફ દિલબર મરગૂબ દામ તેરા
બાતિનમેં મેરે યા રબ બસ જાયે યાદ તેરી
હર દમ રહે હુઝૂરી, દિલ હો મુકામ તેરા
દિલકો લગી હો ધૂન લયલો-નહાર તેરી
મજકૂર હો ઝુબાં પર હર સુબ્હો-શામ તેરા
દુન્યાસે હો રુખ્સત ઈસ તરહ ગુલામ તેરા
હો દિલમેં યાદ તેરી હો લબ પે નામ તેરા
હૈ ખૂબીએ દો આલમ એક હુસ્ને ખાતિમા પર
સર કરના ઈસ મુહિમકા અદના [illegible] કામ તેરા
રહમતસે બખ્શ દેના મેરે ગુનાહ સારે
રોઝે જઝા ન દેખૂં મેં ઈન્તિકામ તેરા

અપને કરમસે કરના મુઝકો ભી ઉનમે શામિલ
જિન પર અઝાબ યા રબ હોગા હરામ તેરા
ઔરોંકે આગે રુસ્વા કરના ન મુઝકો મવલા
આગે તેરે ખઝિલ હૈ આસી ગુલામ તેરા
દેના જગા મુઝે ભી બંદોંમેં ખાસ અપને
જબ મુન્અકિદ હો યા રબ દરબારે આમ તેરા
મહશરમેં હો પહોંચ કર ઈસ તિસ્ના લબકો હાસિલ
તેરે નબીકે હાથોં કવસરકા જામ તેરા
હો જુમલા અંબિયા પર અસ્હાબો અવલિયા પર
દાઈમ સલાત તેરી પયહમ સલામ તેરા.

# શજરએ પીરાને ચિશ્ત અહલે બહિશ્ત
# (રદિઅલ્લાહુ અન્હુમ)

હમ્દ હૈ સબ તેરી ઝાતે કિબ્રિયા કે વાસ્તે
ઔર દુરૂદો–નઅત ખાતિમુલ અંબિયા કે વાસ્તે
ઔર સબ અસ્હાબો–આલે મુસ્તફા કે વાસ્તે
દર–બ–દર ફિરતી હૈ ખલ્કત ઈલ્તિજા કે વાસ્તે
આસરા તેરા હૈ પર મુઝ બે–નવાકે વાસ્તે
રહમ કર મુઝ પર ઈલાહી અવલિયા કે વાસ્તે

કલ્બે ગાફિલ કો હમારે કર દે ઝાકિર અય ખુદા
અપના નૂરે મા'રિફત મુઝકો અતા કર અય ખુદા
શહ મુનીરી મઝહરે લુત્ફો ઝિયાકે વાસ્તે

હો હુઝૂરી તેરે દરકી જા ગુજે દિલમેં મેરે
હિલ્મ ઔર જુદો–સખામેં જો મુઝે કામિલ કરે
હઝરતે અબ્દુલ હલીમ બા–ખુદાકે વાસ્તે

દૂર કર દિલસે નિફાકો કિબ્ર વ તુગ્યાનો ગુરૂર
કર અતા ઈશ્કો વફા સિદકો વફા ઈખ્લાસો નૂર
શહ વસિય્યુલ્લાહ શૈખે બા સફાકે વાસ્તે

દીનમેં મુઝકો શર્ફ દે હકમેં દે મુઝકો ઉલૂ

દૂર કર દિલસે મેરે હર મન્કસત ઔર હર ગુલૂ
મોલ્વી અશરફ અલી ઝુલ ઉલાકે વાસ્તે

ખલ્ક કો હોતી હૈ હજસે ઝિયારતે ખાના નસીબ
કર મુઝે અપની મદદસે હજજે મરદાના નસીબ
હાજીઉ ઈમ્દાદુલ્લાહ ઝુલ અતા કે વાસ્તે

પાક કર ઝુલ્માતે ઈસ્યાં સે ઈલાહી દિલ મેરા
કર મુનવ્વર નૂરે ઈરફાંસે ઈલાહી દિલ મેરા
હઝરતે નૂરે મુહમ્મદ પૂર ઝિયાઅ કે વાસ્તે

ઐસે મરને પર કરૂં કુરબાન યા રબ લાખ ઈદ
અપની તૈગે ઈશ્કસે કર લે અગર મુઝકો શહીદ
હાજીએ અબ્દુર્રહીમ અહલે ગિઝા કે વાસ્તે

કર વો પેદા દર્દો ગમ મેરે દિલે અફગાર મેં
બાર પાઉં જિસસે અય બારી તેરે દરબાર મેં
શૈખ અબ્દુલ બારી શાહે બે રિયા કે વાસ્તે

શિર્કો ઈસ્યાં વ ઝલાલત સે બચા કર અય કરીમ
કર હિદાયત મુઝકો અબ રાહે સિરાતે મુસ્તકીમ
શાહ અબ્દુલ હાદીએ પીરે હુદા કે વાસ્તે

દીનો દુન્યાકી તલબ ઈઝ્ઝત ન સરદારી મુઝે
અપને કૂચેકી અતા કર ઝિલ્લતો ખ્વારી મુઝે

શાહ ઈઝદ્દીન અઝીઝી દો સરાકે વાસ્તે

દે મુઝે ઈશ્કે મુહમ્મદ ઔર મુહમ્મદીયોં મેં ગિન
હો મુહમ્મદ હી મુહમ્મદ વિર્દ મેરા રાત-દિન
શહ મુહમ્મદ ઔર મુહમ્મદી અતકિયા કે વાસ્તે

હુબ્બે હક હુબ્બે ઈલાહી હુબ્બે મવલા હુબ્બે રબ
અલ ગરઝ કર દે મુઝે મહવે મુહબ્બત સબકા સબ
શહ મુહિબ્બુલ્લાહ શૈખે બા-સફા કે વાસ્તે

ગરચે મૈં ગર્કે સકાવત હૂં સઆદત સે બઈદ
પર તવક્કુઅ હૈ કરે મુઝસે શકી કો તૂ સઈદ
બૂ સઈદે અસઅદે અહલે વરા કે વાસ્તે

કાલે અબતર હાલે અબતર સબ મેરે અબતર હૈ કામ
લુત્ફસે અપને મેરે કર મુલ્કે દીં કા ઈન્તિઝામ
શહ નિઝામુદ્દીન બલ્ખી મુકતદા કે વાસ્તે

હૈ યહી સબ દીન મેરા ઔર યહી સબ મુલ્કો-માલ
યાની અપને ઈશ્ક મેં કર મુઝકો બા-જાહો જલાલ
શહ જલાલુદ્દીન જલીલે અસ્ફિયા કે વાસ્તે

હુબ્બે દુન્યાવી સે કર કે પાક મુઝકો અય હબીબ
અપને બાગે કુદસ કી કર સેર તૂ મેરે નસીબ
અબ્દે કુદુસે શહે સિદકો-સફા કે વાસ્તે

કર મુઅત્તર રૂહકો બૂએ મુહમ્મદ સે મેરી
ઔર મુનવ્વર ચશ્મ કર રૂએ મુહમ્મદ સે મેરી
અય ખુદા શૈખે મુહમ્મદ રહનુમા કે વાસ્તે

કર અતા રાહે શરીઅત રુએ અહમદ સે મુઝે
ઔર દિખા નૂરે હકીકત ખૂએ અહમદ સે મુઝે
શૈખ અહમદ આરિફે સાહિબે અતા કે વાસ્તે

ખોલ દે રાહે તરીકત કલ્બ પર યા હક મેરે
કર તજલ્લીએ હકીકત કલ્બ પર યા હક મેરે
અહમદ અબ્દુલ હક શહ મુલ્કે બકા કે વાસ્તે

દીનો દુન્યા કા નહી દરકાર કુછ જાહો–જલાલ
એક જર્રહ દર્દકા યા હક મેરે દિલમેં તૂ ડાલ
શહ જલાલુદ્દીન કબીરુલ અવલિયા કે વાસ્તે

હૈ મુકદર ઝુલ્મતે અસ્યાઅસે મેરા શમ્સે દીન
કર મુનવ્વર નૂરે ઈરફાં કે મેરા શમ્સે દીન
શૈખ શમ્સુદીન તુર્ક શમ્સુદ્દુહા કે વાસ્તે

અય મેરે અલ્લાહ ! રખ હર વકત હર લયલો નહાર
ઈશ્કમેં અપને મુઝે બે સબ્રો બેતાબો કરાર
શૈખ અલાઉદ્દીન સાબિર બા રઝા કે વાસ્તે

દે મલાહત મુઝકો હક તમ્કીનીએ ઈમાન સે
ઔર હલાવત બખ્શ ગંજે શુક્રે ઈરફાન સે
શહ ફરીદુદ્દીન શકરે ગંજે બકા કે વાસ્તે

ઈશ્ક કી રહમેં હૂએ જો અવલિયા અકસર શહીદ
ખંજરે તસ્લીમ સે અપને મુઝે ભી કર શહીદ
ખ્વાજા કુત્બુદ્દીન મકતુલે વલાકે વાસ્તે

બે તેરે હૈ નફસ વ શયતાન દર પએ ઈમાનો દીન
જલ્દ હો યા રબ મેરા આ કર મદદગારો મુઈન
શહ મુઈનુદ્દીન હબીબે કિબ્રિયા કે વાસ્તે

યા ઈલાહી બખ્શ ઐસા બે ખુદીકા મુઝકો જામ
જિસસે ઉઠ જાએ પરદા શર્મો–હયા વ નંગો–નામ
ખ્વાજાએ ઉસ્માન બા–શરમો હયા કે વાસ્તે

દૂર કર મુઝસે ગમે મોતો હયાતે મુસ્તઆર
જિંદા કર ઝિક્રે શરીફે હકસે અય પરવરદિગાર
શહ શરીફે ઝિંદની બા–અત્કિયા કે વાસ્તે

આતિશે શૌક ઈસ કદર દિલમેં મેરે ભર અય વદૂદ
હરબૂન મૂસે મેરે નિકલે તેરી ઉલ્ફતકા દૂદ
ખ્વાજએ મવદૂદ ચિશ્તી પારસા કે વાસ્તે

રહમ કર મુઝ પર તૂ અબ ચાહે દલાલતસે નિકાલ

બખ્શ ઈશ્કો–મઅરિફતકા મુઝકો યા રબ મુલ્કો–માલ
શાહે બૂ યૂસુફ શહે શાહો ગદા કે વાસ્તે

મસ્ત ઔર બેખૂદ બના બૂએ મુહમ્મદ સે મુઝે
મુહતરમ કર ખ્વારી કૂએ મુહમ્મદ સે મુઝે
બૂ–મુહમ્મદ મુહતરમ શાહે વલાકે વાસ્તે

સદકે અહમદ કે યે હૈ ઉમ્મીદ તેરી ઝાત સે
કે બદલ કર દે મેરે ઈસ્યાનકો હસનાત સે
અહમદે અબ્દાલ ચિશ્તી બા–સખા કે વાસ્તે

હદસે ગુઝરા રંજે ફુરકત અબ તો અય પરવરદિગાર
કે મેરી શામે ખિઝાં કો વસ્લસે રોઝે બહાર
શૈખ અબૂ ઈસ્હાક શામી ખુશ અદાકે વાસ્તે

શાદી વ ગમસે દો–આલમકી મુઝે આઝાદ કર
અપને દર્દો–ગમસે યા રબ દિલકો મેરે શાદ કર
ખ્વાજા મુમ્શાદ અલ્વી બૂલઉલા કે વાસ્તે

હૈ મેરે તૂ પાસ હર દમ લેક મૈં અંધા હૂ પર
બખ્શ વો નૂરે બસીરત જિસસે તૂ આવે નજર
બૂ હબીરહ શાહે બસરા પેશવા કે વાસ્તે

ઐશો–ઈશ્રત સે દો–આલમ કે નહી મત્લૂબ મુજે
ચશ્મે ગિરિયાં સીના બરીયાં કર અતા યા રબ મુજે

શૈખ હુઝૈફા મરઅશી શાહે સફા કે વાસ્તે

ન તલબ શાહીકી ન ખ્વાહિશ ગદાઈ કી મુજે
બખ્શ અપને દર તલક તાકત રસાઈ કી મુજે
શૈખ ઈબ્રાહીમ અદહમ બાદશાહ કે વાસ્તે

રાહઝન મેરે હૈ દો કઝ્ઝાક બાગુઝેં ગિરાં
તૂ પહોંચ ફરીયાદ કો મેરી કહીં અય મુસ્તઆં
શાહ ફુઝૈલ બિન અયાઝ અહલે દુઆ કે વાસ્તે

કર મેરે દિલસે તૂ અય વાહિદ દોઈકા હર્ફ દૂર
દિલમેં ઔર આંખોંમેં ભર દે સર બસર વહદત કા નૂર
ખ્વાજા અબ્દુલ વાહિદ બિન ઝૈદ શાહ કે વાસ્તે

કર ઈનાયત મુઝકો તૌફીકે હુસ્ન અય ઝુલ મિનન
તાકે હો સબ કામ મેરે તેરી રહમત સે હસન
શૈખ હસન બસરી ઈમામે અવલિયા કે વાસ્તે

દૂર કર દિલસે હિજાબે ઝહલ વ ગફલત મેરે રબ
ખોલ દે દિલમેં દરે ઈલ્મ હકીકત મેરે રબ
હાદીએ આલમ અલી શેરે ખુદા કે વાસ્તે

કુછ નહીં મતલબ દો આલમ કે ગુલો–ગુલઝાર સે
કર મુશર્રફ મુઝકો તૂ દીદારે પૂર અનવાર સે
સરવરે આલમ મુહમ્મદ મુસ્તફા કે વાસ્તે

આ પળા દર પે તેરે મેં હર તરફસે હૂં મલૂલ
કર તૂ ઈન નામોંકી બરકતસે દુઆ મેરી કબૂલ
યા ઈલાહી અપની ઝાતે કિબ્રિયા કે વાસ્તે

ઈન બુઝુર્ગોં કે તઈ યા રબ ગર્ઝ હર કાર મેં
કર શફાઅતકા વસીલા અપને તૂ દરબાર મેં
મુઝ ઝલીલો–ખ્વારો મીસ્કીનો ગદા કે વાસ્તે

ઈસ દૂઈને કર દિયા હૈ દૂર વહદત સે મુઝે
કરદૂઈ કો દૂર કર પૂરનૂર વહદત સે મુઝે
તાહોં સબ મેરે અમલ ખાલિસ રઝાકે વાસ્તે

કર દિયા ઈસ અકલને બેઅકલ વ દીવાના મુઝે
કર ઝરા ઈસ હોશસે બેહોશ વ મસ્તાના મુઝે
યા હક અપને આશિકાને બા–વફાકે વાસ્તે

ચર્ખે અસ્યાં સર પે હૈ ઝેરે કદમ બહરે ઈલ્મ
ચાર સો હૈ ફૌઝે ગમ કર જલ્દી અબ બહરે કરમ
કર રિહાઈ કા સબબ ઈસ મુબ્તલાકે વાસ્તે

ગર ચે મૈં બદકાર વ નાલાઈક હૂં અય શાહે જહાં
પર તેરે અબ છોળકે દરકો બતા જાઉં કહાં
કૌન હૈ તેરે સિવા મુઝ બે નવાકે વાસ્તે

હૈ ઈબાદત કા સહારા આબિદોં કે વાસ્તે

ઔર તકીયા ઝુહદ કા હૈ ઝાહિદોં કે વાસ્તે
હૈ અસાએ આહ મુઝ બે-દસ્તો પાકે વાસ્તે

ને ફકીરી ચાહતા હૂં ને અમીરી કી તલબ
ને ઈબાદત ને ઝુહદ ને ખ્વાહિશે ઈલ્મો અદબ
દર્દે દિલ પર ચાહિએ મુઝકો ખુદા કે વાસ્તે

અકલો હોશ વ ફિક્ર ઔર નેઅમાએ દુન્યા બેશુમાર
કી અતા તૂને મુઝે પર અબ તૂ અય પરવરદિગાર
બખ્શ વહ નેઅમત જો કામ આવે સદા કે વાસ્તે

ગરચે આલમ મે ઈલાહી મૈંને સઈ બિસયાર કી
પર ન કુછ તોહફા મિલા લાઈક તેરે દરબાર મેં
જાનો-દિલ લાયા વ લે તુઝ પર ફિદા કે વાસ્તે.

ગરચે યહ હદિયા મેરા ના-કાબિલે મંઝૂર હૈ
પર હો જો મકબૂલ કયા રહમતસે તેરી દૂર હૈ
કશ્તગાને તેગે તસ્લીમો રઝા કે વાસ્તે.

હદસે અબતર હો ગયા હૈ હાલ મુઝ નાશાદ કા
કર મેરી ઈમ્દાદ અલ્લાહ વકત હૈ ઈમ્દાદ કા
અપને લુત્ફો-રહમતે બે-ઈન્તિહા કે વાસ્તે.

## સમાપ્ત